॥ ॐ अर्हम् ॥

# જવાહિર - જ્યોતિ

શ્રીમદ્ જૈનાચાર્ય


## પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજના


સામાજિક જાહેર વ્યાખ્યાન

[ રાજકોટ ચાતુર્માસ ]




પ્રકાશક

શ્રી મહાવીર જૈન જ્ઞાનોદય સોસાયટી

રાજકોટ

કીંમત છ આના

# પ્રસ્તાવના

ગૂજરાત-કાઠિયાવાડની ભૂમિએ હિંદમા જૈનધર્મને ટકાવી રાખવા માટે ઘણો હિસ્સો આપેલ છે અને આજે આ પુણ્યભૂમિમા જૈનજનતાની લગભગ અડધી સખ્યા સુખરૂપે અને શાન્ત સ્વરૂપે વસવાટ કરી, વેપાર ઉદ્યોગ વડે સમાજમા માનનીય અને ઉચુ સ્થાન ભોગવી રહેલ છે

આ પુણ્યભૂમિના સદ્ભાગ્યે સ્થા જૈનસમુદાયના પરમ ગૌરવસમા ધર્મનાયક શ્રીમદ્ જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહિર લાલજી મહારાજશ્રી જેવા એક વયોવૃદ્ધ અને જ્ઞાનવૃદ્ધ સમર્થ પુરુષનું આ ભૂમિમા આગમન થતા સવત્ ૧૯૯૨નુ ચાતુર્માસ રાજકોટ થયું

આ ચાતુર્માસ દરમ્યાન પૂજ્યશ્રીએ જૈનધર્મની વ્યાપકતા, સસ્કારિતા અને ઉદારતાને વ્યક્ત કરતા જૈનતત્ત્વવિષયક જે અમૃતસાવિ અને ક્ષીર સાગરના મોજા જેવા ઉજ્જવળ અને ઓજસ્વી વ્યાખ્યાનો ફરમાવેલ તેની પ્રસાદીરૂપે તેમાના કેટલાક સામાજિક વ્યાખ્યાનોનો આ શુભ સગ્રહ, જનસમાજ સમક્ષ આ પુસ્તકદ્વારા મૂકવાનુ યોગ્ય ધાર્યુ છે

આ પુસ્તકમા સગ્રહિત વ્યાખ્યાનો પૈકીના શરૂઆતના પાચ વ્યાખ્યાનો રાજકોટ સીવીલ સ્ટેશનમા અપાએલા જાહેર વ્યાખ્યાનો છે અને તેમાનુ પહેલુ વ્યાખ્યાન પ્રભુ-ભક્તિ-પ્રાર્થના ઉપરનું છે પ્રાર્થનાનું જીવનવિકાસમા કેટલુ

બધુ મહત્ત્વનું સ્થાન છે તે તો પ્રાથનાનુ જેમને વ્યસન જ પડયુ હોય તેજ માન કહી શકે જીવનને સાર્થક અને પ્રભુમય બનાવવામા પ્રભુ પ્રાર્થના એક અમોઘ સાધન છે, અને તેથી પૂજ્યશ્રી વ્યાખ્યાનના આરભમા હમેશા પ્રાર્થના ઉપર હૃદયસ્પર્શી મૌલિક વિચારોદ્વારા સચોટ ઉપદેશ આપી પ્રભુભક્તિ તરફ જનતાને દોરવા પ્રયત્નશીલ રહે છે, અને એ રીતે પ્રાર્થનાનુ મહત્ત્વ સમજાવે છે પૂજ્યશ્રીના આ વિચારોનુ મનન કરી જીવનસાફલ્ય કરવા માટે અમે સૌ કોઇને સાગ્રહ અનુરોધ કરીએ છીએ

બી ત ચાર વ્યાખ્યાનોમા 'જનસેવા' ઉપર પ્રકાશ પાડવામા આવ્યો છે અત્યારે જનસેવા કેવી ઉપરછલી બની ગઈ છે! વાસ્તવિક જનસેવા કેવી હોય! અને સેવા પાછળ આત્મસમપણની ભાવના અને ધગશ કેટલી હોવી જોઇએ વગેરે વાતોને ગગાના પ્રવાહ જેવી પોતાની શીતળ અને સ્વચ્છ વાણીથી તેમજ સમર્થ વાકપટુતાથી સત્ય સ્વરૂપમા પ્રત્યક્ષ કરી બતાવી જનસેવાનો સાચો આદર્શ કેવો હોવો જોઇએ તે માટે જનસેવક 'મઘા'નુ પ્રાચીન દૃષ્ટાત આપવામા આવ્યુ છે

'માનવધર્મ,' 'બ્રહ્મચર્ય' અને 'સતતિનિયમન' નામના વ્યાખ્યાનોમા આજના સમાજના અને વર્તમાન સમયના એ મળગતા પ્રશ્નોનો વિચાર કરવામા આવ્યો છે એ વ્યાખ્યાનોમા મહાત્મા ગાધીજીએ 'બ્રહ્મચર્ય' અને 'સતતિનિયમન' વિષે જે વિચારો દર્શાવ્યા છે તે વિચારોનો સુદર સુમેળ થએલો જોઇ શકાશે

અને અંતમાં જૈનદૃષ્ટિએ ખાદીવિષયક વ્યાખ્યાનોનો સાર આપવામાં આવેલ છે. ખાદી, સંયમ, સાદગી, સેવા વગેરેને જીવનમાં ઉતારવા માટે કેટલી બધી સાધનભૂત છે તે વિષે જૈનદૃષ્ટિએ વિચાર કરી, જૈનોએ ખાદીને શા માટે અવશ્ય અપનાવવી જોઇએ એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે.

આ રીતે આ પુસ્તકમાં જે વ્યાખ્યાનો સંગ્રહવામાં આવ્યાં છે તે ઉપરથી પૂજ્યશ્રીની સમર્થ વ્યાખ્યાનશૈલી અને પ્રતિપાદનશૈલી કેટલી યુગાનુસારી અને મર્મસ્પર્શી અસર કરનારી છે તેનો ખ્યાલ આવી શકશે.

આ વ્યાખ્યાનો રતલામ શ્રાવક હિતેચ્છુ મંડળદ્વારા પં. શંકરપ્રસાદજી દીક્ષિતે પૂજ્યશ્રીના વ્યાખ્યાનની લીધેલ હિંદી નોંધ રૂપે ઝીલેલાં તેનો ગુજરાતી અનુવાદ શ્રી શાન્તિલાલ વનમાળી શેઠ (ન્યાયતીર્થ) દ્વારા કરાવવામાં આવેલ છે. એ અનુવાદદ્વારા ભાઇ શાન્તિલાલે પૂજ્યશ્રીના મૂળ ભાવોને જાળવી રાખવા બનતું કરેલ છે તેવી નોંધ લેતાં બહુ આનંદ થાય છે. તેમ છતાં કોઇ જગ્યાએ દૃષ્ટિદોષથી ભૂલ રહેલી માલુમ પડે તો તે માટે પ્રકાશક ક્ષમાર્થી છે.

રાજકોટ<br>અષાઢ શુદી ૨<br>૧૯૯૩

ચુનીલાલ નાગજી વોરા<br>વ્યવસ્થાપક

# વિષયાનુક્રમ

## રાજકોટ સદરમા અપાયેલા જાહેર વ્યાખ્યાનો



## રાજકોટ શહેરમા અપાયેલા જાહેર વ્યાખ્યાનો



## ખાદી વિષયક વ્યાખ્યાનો

## નોધ

આ પુસ્તકની પ્રસિદ્ધિ અર્થે રાજકોટનિવાસી
શ્રીયુત્ ગોપાલજી ભીમજી પારેખે
રૂા ૧૦૧) ની આર્થિક સહાયતા આપી છે

# શુદ્ધિપત્ર

| પાનું | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૧૯ | महद्दिय | महद्धिय |
| ૮૭ | ૧૩ | तततो | तता |
| ૧૦૩ | ૨૨ | तस्याया | तस्य अय |
| ૧૨૦ | ૩ | आत्मज्ञान | आत्मज्ञान |
| ૧૨૧ | ૨૪ | ताद्भद्र | तायद्भद्र |
| ૧૨૩ | ૧૨ | आपदामा पतनेतानाम | आपदामापतन्तीनाम् |
| ૧૨[illegible] | ૧૩ | स्थभे भवति | स्थभीभवति |
| ૧૨૬ | ૨૧ | द्वारान् | द्वारान् |
| ૧૨૭ | ૧૬ | परार्थ | परार्थ |
| ૧[illegible] | ૧૬ | सम्तत्त | सम्मत्त |
| ૧૪૬ | ૫ | द्रयाप | दुयाप |
| ૧૫૨ | ૧૧ | जुध्धति | जुद्दति |



# વ્યાખ્યાન પહેલું*



## પ્રાર્થના

વિશ્વસેન નૃપ અચલા પટરાનીજી, તસુ સુત કુલ સિણગાર હો સુભાગી ।
જન્મતા શાંતિ કરી નિજ દેશમે, મૃગી¹ માર² નિવાર હો સુભાગી
શ્રી શાન્તિ જિનેશ્વર સાહબ સોલમા ॥

**શ્રી શાન્તિનાથ** ભગવાનની આ પ્રાર્થના છે પરમાત્માની પ્રાર્થના વિષે જે કાંઈ હું બોલી શકું છું, તે ઘણીવાર બોલું છું અને યથાપ્રસંગે હૃદયના ભાવ પણ પ્રગટ કરું છું પછી ભલે આ શ્રોતાઓને અનુકૂળ આવે કે ન આવે અથવા આ વિષયને પુનરુક્તિ જ માને પણ આ પ્રાર્થના વિષય જ મને બહુ પ્રિય છે એટલા માટે પ્રાર્થના વિષે થોડુંક કહ્યા કરું છું

ભગવાન શાન્તિનાથની જે પ્રાર્થના કરવામાં આવી છે તેમાં ભક્ત કહે છે કે—'હે પ્રભો!' ઉપાધિઓને લીધે આ આત્મા અશાન્તિ અનુભવી રહ્યો છે એ અશાન્તિને દૂર કરવા માટે મેં અનેકાનેક પ્રયત્નો કર્યા અને અનેકની શરણે પણ ગયો તોપણ

---

* રાજકોટ સીવીલ સ્ટેશનમાં જ્યુબિલિ દરબાર હૉલમાં તા. ૧-૧૨-૧૯૩૬ ના રોજ પૂજ્યશ્રીએ ફરમાવેલ વ્યાખ્યાન ૧—વાઈનો રોગ ૨—મરકી

જ્યારે શાતિ પ્રાપ્ત ન થઈ ત્યારે મને એવો વિચાર આવ્યો કે મારા પ્રયત્નમા અવશ્ય કોઈ પ્રકારની ખામી હોવી જોઇએ કે જેથી મને શાન્તિ મળતી નથી મારા પ્રયત્નમા શુ ખામી હશે? એ વિષે વિશેષ વિચાર કરવાથી મારી સમજમા એ આવ્યુ કે, "હે! પ્રભો! મે તમારી પ્રાર્થના કરી નથી અને એના જ માટે મારો આત્મા અશાતિ અનુભવી રહ્યો છે હવે એ અશાતિને દૂર કરવા માટે હે! પ્રભો! હુ તારી પ્રાર્થના કરુ છુ અને તારા શરણે આવ્યો છુ તુ મને શાતિ આપ

પરમાત્મા પાસેથી શાન્તિ મેળવવા માટે પ્રાર્થના કરવામા આવે છે પણ પરમાત્મા પાસે કેવી શાન્તિની પ્રાર્થના કરવી જોઇએ એ વિષે પણ વિચાર કરવો આવશ્યક છે કારણુ કે સસારમા ભિન્ન ભિન્ન પ્રકારના લોકો ભિન્ન ભિન્ન પ્રકારની શાન્તિ ચાહે છે જેમકે પાસે ધન નથી તે ધનની પ્રાપ્તિમા, જેમને પુત્ર નથી તે પુત્રની પ્રાપ્તિમા અને જેમનો કોર્ટમા કેસ ચાલતો હોય છે તે કેસ જીતવામા શાતિ માને છે એ રાષ્ટ્રો પરસ્પર લડતા હોય ત્યારે તે પણ પરરાષ્ટ્રની હાર થાય અને પોતાની જીત થાય એમા પોતાની શાન્તિ માને છે આ પ્રમાણે ભિન્ન ભિન્ન વ્યક્તિઓ ભિન્ન ભિન્ન કાર્યની સફળતામા શાન્તિ માને છે પણુ વાસ્તવિક શાન્તિ શામા છે એ વિષે અત્રે વિચાર કરવો જોઇએ

પરમાત્મા પાસે ધન, પુત્ર આદિની પ્રાપ્તિમા શાન્તિ માની એવી શાન્તિની પ્રાર્થના કરવી એનો અર્થ એ થયો કે, પોતપોતાની ભાવનાની પૂર્તિ માટે ભાવનાની સાથે ભગવાનને પણુ ગુથી લેવા એ છે આ સાચી શાન્તિ નથી અને આ પ્રકારની શાન્તિ પરમાત્મા પાસેથી મળી પણુ ન શકે

બે ભાઇઓ પરસ્પર લડતા હોય ત્યારે માતા કોની જીત અને કોની હાર ચાહે? તે તો એ જ ઇચ્છે કે, મારા બે ભાઇઓ પરસ્પર

લડવાનુ બધ કરી દે એમાજ મારી શાન્તિ છે અને આ પ્રકારની શાન્તિ જ હુ આપી શકુ છુ આ જ પ્રમાણે પરમાત્મા પણ બધાના છે એટલા માટે પરમાત્મા પાસે એવી પ્રાર્થના કરવી જોઇએ કે, "હે ! પ્રભો ! સસારમા રહેના બધા પ્રાણીઓ તારા પુત્રો છે, એટલા માટે હુ બધા પ્રાણીઓ પ્રતિ પ્રેમભાવ રાખુ, વરભાવ ન રાખુ આ પ્રકારની શાન્તિ હુ ચાહુ છુ જે લોકો આ પ્રકારની શાન્તિ મેળવવા માટે પરમાત્મા પાસે પ્રાર્થના કરે છે તેઓ પરમાત્માને ઓળખી શકયા છે બાકી પ્રાર્થનાના નામે, ધર્મના નામે સસારમા ઢોગ પણ ચાલે છે

આજના કેટલાક યુવકો કહે છે કે, "સસારમા ધર્મ અને ઈશ્વરની જરૂર નથી કારણ કે ધર્મ અને ઈશ્વરને માનવાથી જ સસારને ઘણી હાનિ થઈ છે જે લોકો આવુ માનતા નથી તેઓ આવી માન્યતાવાળા યુવાનને ભ્રષ્ટ થએલા માને છે પણ આ વિષે વિશેષ વિચાર કરવાથી જણાય છે કે, ધર્મ અને ઈશ્વરનો બહિષ્કાર કરનારા યુવાનોનો જ અપરાધ નથી, પણ જે લોકો પોતાને ધર્મના પાળનારા અને રક્ષક માને છે પણ ધર્મનું બરાબર રીતે પાલન કરતા નથી એ લોકોનો પણ અપરાધ છે જો લોકો ધર્મનું બરાબર પાલન કરે તો યુવકો ધર્મ અને ઈશ્વર વિરુદ્ધ કશુ કહી શકે નહિ મ ણ કે જે લોકો સમદષ્ટિ છે અને ધર્મ અને ઇશ્વરના સાચા ભક્ત છે તે લોકોનો ઉપદેશ તો દૂર રહ્યો પણ તેમની આખોની અમીભરી દૃષ્ટિ જ બીજા ઉપર પ્રભાવ પાડયા વગર રહેતી નથી

વાદવિવાદ દ્વારા એકને જીતવો અને એકને પ્રેમભાવ દ્વારા જીતવો એ બને ભિન્ન વસ્તુ છે વર્તમાન સમયમા જો કે પ્રેમભાવ દ્વારા બીજાને જીતવાથી દૈવી ભાવના ઓછી જોવામા આવે છે પણ તેમ છતા એ દૈવી ભાવના વધતા ઓછા પ્રમાણમા પ્રગટ કે

અપ્રગટ રૂપે સસારમા અવશ્ય પ્રવર્ત્તતી હોય છે જેમકે આ વિશાળ હૉલના બધા બારીબારણા બધ કરી દેવામા આવે તો હવાનો પ્રવેશ થઈ ન શકે અને બધાનો શ્વાસ પણ રૂધાવા લાગે પણ બારીબારણા બધ હોવા છતા શ્વાસ રૂધાય નહિ તો એમ કહેવુ જોઇએ કે, પ્રગટ કે અપ્રગટ રૂપે આ હૉલમા કોઈ ઠેકાણેથી અવશ્ય હવા આવે છે આ જ પ્રમાણે અત્યારે ભલે પ્રગટરૂપે દૈવી ભાવના જોવામા આવતી ન હોય તોપણ અપ્રગટરૂપે એ દૈવીભાવના સસારમા અવશ્ય પ્રવર્તે જ છે જો સસારમા દૈવીભાવના પ્રવર્ત્તતી ન હોય તો જેમ હવા વિના શ્વાસ રૂધાવા લાગે તેમ દૈવીભાવના વિના સસારમા મહા અશાન્તિ ફેલાઇ જાય સસારમા અત્યારે એવી ઘોર અશાતિ પ્રવર્ત્તતી નથી એટલા માટે દૈવીભાવના અવશ્ય પ્રવર્તે છે એમ માનવુ જોઇએ દૈવી ભાવનાનો વિકાસ કરો અને એ માટે પરમાત્માનુ શરણુ લો

આ જુબિલિ હૉલમા હવાની આવ-જા માટે અનેક બારીબારણા છે, છતા વધારે હવા માટે પહેલેથી ગોઠવવામા આવેલા પખાનો હેતુ એ હોવો જોઇએ કે, જેમને બારી બારણામાથી આવતી હવા ઓછી જણાય છે તે લોકો પખાની હવા પણ લઇ શકે ? છે આ જ પ્રમાણે જો તમારામા દૈવી ભાવના રૂપી હવા ઓછી છે તો તમારે ભગવાન શાતિનાથની પ્રાર્થનારૂપી હવાનો વિશેષ ઉપયોગ કરવો જોઇએ કે જેથી તમારામા દૈવીભાવના વિશેષ વધવા પામે

પ્રાર્થનાનુ આટલુ મહત્વ સમજમા આવી જાય તો વધારે કહેવાનુ કાઈ બાકી રહેતુ નથી. પણ ધન પુત્ર આદિ સાસારિક કાર્યોની સિદ્ધિ માટે કરવામા આવતી પ્રાર્થના સાચી શાતિ આપી શકતી નથી એટલા માટે હુ એટલુ જ કહુ છુ કે, સસારના કોઇપણ કામમા શાન્તિ માની એ શાતિ મેળવવા માટે જ પરમાત્માની

પ્રાર્થના કરવાનુ છોડો અને એની સાચી શાન્તિ મેળવવા માટે પરમાત્માની પ્રાર્થના કરો કે જેથી હૃદયની બધી ઉપાધિઓ દૂર થાય અને આત્માને સાચી શાન્તિ અને સાચો આનંદ મળે જ્યારે સાચી શાન્તિની પ્રાપ્તિ થશે ત્યારે તેનું ભાન તમને સ્વતઃ થશે જે પ્રમાણે થર્મામીટર દ્વારા પોતાનો તાવ માપી શકાય છે તેમ પોતાની અંદર રહેલી શાન્તિને માપી શકાય છે જ્યારે સાચી શાન્તિનો અનુભવ તમને થશે ત્યારે સંસારની કોઇપણ ઉપાધિ તમને ગમશે નહિ તેમ તમારુ હૃદય પણ સંસારની કોઇપણ ઉપાધિ તરફ ખેચાશે નહિ. એટલા માટે ઉપાધિ રહિત બનાવવા માટે સર્વ પ્રથમ તમારામા કયા પ્રકારની અશાન્તિ છે તેનુ મૂળ શોધો અને પછી પૂર્ણ પરમાત્માની પ્રાર્થના દ્વારા એ અશાન્તિને જડમૂળથી નાબૂદ કરી પૂર્ણ શાન્તિ મેળવવા માટે સક્રિય પ્રયત્ન કરો અને જ્યાસુધી પૂર્ણ શાન્તિ પ્રાપ્ત ન થાય અને તમે પોતે પણ પૂર્ણ શાંત ન બનો ત્યાસુધી પરમાત્માની પ્રાર્થના દ્વારા પૂર્ણ શાન્તિ પ્રાપ્ત કરવાનો પ્રયત્ન ચાલુ રાખો ઉપનિષદ્નો મંત્ર છે કે —

पूर्णात् पूर्णमादाय पूर्णमेवावशिष्यते ।

અર્થાત્–પૂર્ણ પુરુષની પ્રાર્થના કરી પૂર્ણ બનો અને જ્યાસુધી પૂર્ણ ન બનો ત્યાસુધી પૂર્ણ પુરુષની પ્રાર્થનાનું સાધન છોડો નહિ

પરમાત્માની પ્રાર્થના, ચિત્તશુદ્ધિનું એક સાધન છે પ્રાર્થનાથી ચિત્તની શુદ્ધિ થાય છે આજે તમારું ચિત્ત અને તમારો આત્મા કેવો છે તે બરાબર તપાસો કોઇ ચંદનની લાકડી જ્યારે પાણીમા પડી ભીની થઇ જાય છે અને ભીની હોવાથી અશુચિ આદિ દુર્ગન્ધવાળા પદાર્થોની સાથે ચોંટી જાય છે ત્યારે સુગંધ દેનારી ચંદનની લાકડી પણ દુર્ગન્ધ છોડે છે વાસ્તવમા આ દુર્ગંધ ચંદનની નથી પણ

ખરાબ પદાર્થોની સંગતિથી દુર્ગન્ધયુક્ત બની જવાથી દુર્ગન્ધ છોડે છે જ્યારે કોઇ વિવેકી પુરુષ ચંદનની લાકડીની આવી અવસ્થા જુએ છે ત્યારે તે એમ જ કહે છે કે "આ દુર્ગન્ધ ચંદનની નથી પણ ખરાબ પદાર્થોની છે ચંદનમાં તો સુગન્ધ જ હોય છે. જો ચંદનની લાકડીને ઘસવામાં આવે અને તેની ઉપર લાગેલી ખરાબ પદાર્થને દૂર કરવામાં આવે તો આ જ ચંદનની લાકડી સુગન્ધ આપે. આ સુગંધ કાંઇ બહારથી આવી નથી. પણ તે તો તેમાં જ હતી પણ જ્યાંસુધી બહારની ચોટેલી ખરાબ ચીજોને દૂર કરી એ ચંદનની લાકડીને ઘસવામાં ન આવે ત્યાંસુધી તેમાંથી સુગન્ધ પ્રગટતી નથી જ્યારે ચંદનને ઘસવામાં આવે છે ત્યારે તેમાંથી સુગંધ જ પ્રગટે છે.

જ્ઞાનીજનો કહે છે કે, આ આત્મા પણ ચંદનની સમાન સુગંધી છે, પણ કુસંગને લીધે એમાં અશાંતિરૂપ દુર્ગન્ધ પેદા થવા પામી છે. તે કુસંગ શું છે? આ પ્રશ્નના જવાબમાં જૈન સિદ્ધાંત કહે છે કે દુષ્મંગ કર્મજનિત પાપ છે. વેદાન્તીઓ એને માયા કહે છે અને સાંખ્ય લોકો એને પ્રકૃતિ કહે છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન દાર્શનિકોએ કુસંગ વિષે ભિન્ન ભિન્ન કલ્પનાઓ કરી છે પણ એ બધાનો સાર માત્ર એટલો જ છે કે, આત્મા પોતે તો સુગન્ધમય જ છે પણ સંગને લીધે તેમાંથી દુર્ગન્ધ આવે છે. અર્થાત્ આત્મામાં તો શાંતિ જ છે. પણ કર્મસંયોગને લીધે શાન્ત આત્મા પણ અશાંત બની ગયો છે અને દુઃખ અનુભવી રહ્યો છે. કર્મસંયોગને લીધે જ આત્માને અશાન્તિ ભોગવવી પડે છે.

કોઇ કહે કે, દેવોની વાત એક બાજુ મૂકીએ તોપણ મનુષ્યોમાં પણ એવા કેટલાક મોટા મોટા માણસો છે કે જેઓ અહીં શાન્તિ

અનુભવી રહ્યા છે જેમકે આ હૉલમા જે સજ્જનોના મોટા લટકાવેલા છે તે સજ્જનો ભને અત્રે આજે આ પોશાક કે રીતભાતમા રહેતા ન હોય તોપણ તેઓ સુખી જ હોય છે શુ આ પ્રકારના સુખી આત્માઓને પણ દુર્ગન્ધવાળા કહી શકાય? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, ચન્દન ઉપર જ્યારે દુર્ગન્ધવાળી ચીજને ચોટેલી હોય ત્યારે દુર્ગન્ધ આપે છે જ્યારે સુગન્ધી ચીજને ચોટેલી હોય ત્યારે સુગન્ધ આપે છે ઉપર ચોટેલા પદાર્થને લીધે ભલે તે સુગન્ધ આપે કે દુર્ગન્ધ પણ તે દુર્ગન્ધ કે સુગન્ધ પ્રકૃત નથી પણ વિકૃત જ છે આ જ પ્રમાણે આત્મા ઉપરથી ભલે પાપપુણ્યના ફલસ્વરૂપ સુખી દેખાતો હોય પણ એ પાપ કે પુણ્ય બન્ને વિકૃતિ જ છે, પ્રકૃત નથી. સગ માત્ર ત્યાજ્ય છે પછી ભલે તે સત્સગ હોય કે દુઃસગ હોય' જ્યારે દુઃસગ કે પાપ છોડી જ શકાતા ન હોય ત્યારે જ સત્સગ કે પુણ્ય આ સ્વીકાર્ય બને છે સગ માત્ર તજવા યોગ્ય છે એટલા માટે પાપ-પુણ્ય એ બન્ને વિકૃતિઓને દૂર કરવી જોઇએ વિકૃતિ દૂર થાય તો જ આત્મા અશાન્તિથી છૂટકારો મેળવી શકે, નહિ તો તે ભિખારી જ બની રહેશે આ આત્મા સુખી તો ત્યારે જ થઇ શકે કે, જ્યારે વાસ્તવિક અવસ્થામા આવે આ વાત એક ઉદાહરણ દ્વારા સમજાવુ છુ —

એક કરોડપતિ શેઠને એક પુત્ર હતો શેઠે મરતા પહેલા પુત્રને એવી શિક્ષા આપી કે, "હે! પુત્ર! તુ મુનીમ જેવા સારા માણસોની સગતિ કરજે અને એમનુ કહ્યુ માનજે ખરાબ લોકોની સગતિમા પડીશ નહિ." આ પ્રકારની શિક્ષા આપી શેઠ મૃત્યુ પામ્યો પુત્ર યુવાન હતો એટલે યુવાનીના નશામા શેઠની શિક્ષા ભૂલી ગયો મનુષ્યો યુવાનીના નશામા પડી જઈ મોજમજા માણે છે અને હિતૈષીઓએ આપેલી હિતશિક્ષા પણ ભૂલી જાય છે આ

નિયમાનુસાર તે પુત્ર પણ પિતાની હિતશિક્ષા ભૂલી ગયો અને સત્સગતિ છોડી ખરાબ સગતિમા પડી ગયો હવે એને મુનિમ જેવા હિતૈષીઓની પણ સગતિ ખટકવા લાગી એટલુ જ નહિ પણ જ્યારે મુનિમ વગેરે આઇ ખરાબ સગતિ છોડી દેવાની હિતસલાહ આપતુ ત્યારે તે એમ વિચારતો કે, 'આ બધા લોકો મારી મોજમઝામા બાધા ઊભી કરવા ચાહે છે જ્યાર મનુષ્ય વિષયની લાલસામા પડી, પિતાની હિતશિક્ષાની અવહેલના કરે છે ત્યારે મુનીમ આદિની હિતસલાહની તેને શી પરવા હોય? વિલાસી પુરુષ તો જે વિષયભોગની વાત કહે તે જ પ્રિય લાગે છે અને જે તેનો વિરોધ કરે કે તે અપ્રિય લાગે છે શેઠના પુત્રની આવી અવસ્થા જોઈ, સ્વામીભક્ત મુનીમ વગેરે તેની નોકરી છોડી ચાલ્યા ગયા

શેઠનો પુત્ર વિષયવાસનામા પડી જઈ ધનને ઉડાડવા લાગ્યો થોડા દિવસોમા તો તેનું બધુ ધન ઉડી ગયુ અને પરિણામે મકાનો વગેરે સ્થાવર મિલકત પણ ગિરવે મૂકવા પડયા શેઠના પુત્રની દશા ભિખારી જેવી થઈ ગઈ ત્યારે તેના મોજશોખના સાથીઓ પણ તેને છોડીને ચાલ્યા ગયા. જ્યારે શેઠના પુત્રને ખાવાના પણ સાસા પડવા લાગ્યા ત્યારે તેને ભિક્ષા માગીને ખાવાનું માથે આવી પડ્યુ બીજાનું કરજ ચુકવવામા મોડુ કરીએ તો ચાલી શકે પણ પેટનું કરજ તો ચુકવવુ જ પડે છે હવે ભિક્ષા માગીને પેટ ભરવા સિવાય બીજો રસ્તો ન હતો શેઠનો પુત્ર ભિખારી બની ગામમા ભટકવા લાગ્યો કોઈવાર તેને પકવાન જેવુ સારુ ખાવાનું મળતુ તો કોઈવાર રોટલીનો ટૂકડો પણ મળતો નહિ જ્યારે સારુ ખાવાનું મળતુ ત્યારે તે પ્રસન્ન થતો અને જ્યારે લૂખોસૂકો રોટલાનો ટૂકડો મળતો ત્યારે તે દુખી થતો આ પ્રમાણે શેઠના પુત્રના દિવસો પસાર થવા લાગ્યા એક દિવસ તે ભિખ માગતો માગતો મુનીમને

ઘેર આવી ચડો તે મુનીમને તો ઓળખી ન શક્યો પણ મુનીમ પોતાના શેઠના પુત્રને પારખી ગયા કે, 'આ મારા શેઠના પુત્ર છે અને મારા માલિક છે

મુનીમે શેઠના પુત્રને ઉપર બોલાવ્યો પહેલા તો તે મુનીમની પાસે જતા ગભરાયો પણ જ્યારે મુનીમે તેને આશ્વાસન આપ્યુ ત્યારે તે તેની પાસે ગયો મુનીમે તેને પૂછ્યુ કે, તુ મને જાણે છે? શેઠના પુત્રે કહ્યુ કે, 'તમે તો મોટા માણસ છો એટલે તમને કોણ ન જાણે'? મુનીમે કહ્યુ કે 'એ કહેવુ વ્યર્થ છે તુ તો મને ભૂલી ગયો છે પણ હુ તને ભૂલ્યો નથી હુ તારો મુનીમ છુ મે તને ખરાબ માણસોની સગતિથી દૂર રહેવા ખૂબ કહ્યુ પણ તે મારુ કહેલુ માન્યુ નહિ એટલે હુ તારા ઘરને છોડી ચાલ્યો આવ્યો છુ તો પણ પૂર્વ સબધને કારણે તુ મારો છે અને હુ તારો છુ

શેઠના પુત્રે મુનીમને ઓળખ્યો તે મુનીમની પાસે પોતાના દુષ્કૃત્ય માટે રોવા લાગ્યો લોકો કષ્ટમકટો શા માટે પડતા હશે? એમ કહી નિશ્વાસ નાખે છે પણ કષ્ટ-સકટોનુ પડવુ પણ ઘણીવાર લાભકર્તા નીવડે છે જ્યારે શેઠનો પુત્ર જવાનીના નશામા મસ્ત હતો ત્યારે તેણે મુનીમની વાત માની નહીં, પણ જ્યારે તેને માથે સકટો પડ્યા ત્યારે તે મુનીમની વાત સાભળવા તત્પર થયો આ પ્રમાણે સકટો પણ કોઈને કોઈ સુધારને નિમિત્તે માથે આવી પડે છે

શેઠનો પુત્ર, રુદન કરતો મુનીમને કહેવા લાગ્યો કે, 'મે આપનુ કહેલુ માન્યુ નહિ એટલે મારી આવી અવદશા થઈ છે મે મારી પાસે જે કાઈ હતુ તે બધુ ગુમાવી નાખ્યુ છે અને અત્યારે ભિખારીની અવસ્થામા ભીખ માટે ઘેર ઘેર ભટકુ છુ

મુનીમે તેને આશ્વાસન આપતા કહ્યુ કે, 'તુ ગભરાઇશ નહિ તારી બહારની બધી વસ્તુઓ ચાલી ગઇ છે પણ હજી તારા ઘરમા ગાએલુ નુ બાકી છે તે તુ જાણતો નથી એ હુ જાણુ છુ, પણ તુ મારા કહેવા પ્રમાણે તો ચાલીશને?

શેઠના પુત્રે જવાબ આપ્યો કે, 'આટલી ખરાબ સ્થિતિએ પહોચ્યા પછી પણ જો આપની હિત સલાહ ન માનું તો મારા જેવો બીજો કોણ હતભાગી હોય? હુ આપના કહેવા પ્રમાણે અવશ્ય ચાલીશ અને આપ જે કહેશો તે પ્રમાણે વર્તીશ '

મુનીમે કહ્યુ કે, 'જો તુ મારા કહેવા પ્રમાણે ચાલીશ તો તો આજે પણ શ્રીમન્ત જ છે મુનીમે શેઠના પુત્રને સ્નાનાદિ કરાવી નવા કપડા પહેરાવ્યા અને પોતાના ઘરે તેને રાખ્યો થોડાક દિવસ સાથે રહેવાથી જ્યારે મુનીમને પાકો વિશ્વાસ થઇ ગયો કે, શેઠનો પુત્ર હવે મારૂ કહેલુ માનશે અને ખરાબ માણસોની સગતિ નહિ કરે ત્યારે તેણે પોતાની પુજીથી તેનું ઘર ગીરવીમાથી છોડાવ્યુ અને તે ઘરમા દાટએલા રત્નો કાઢી શેઠના પુત્રને સોપ્યા અને તેને તેના પિતાની પૂર્વ સ્થિતિએ પહોચાડયો આ પ્રમાણે મુનીમે શેઠના પુત્રને સુધારના માર્ગે ચડાવ્યો તો તે મુનીમનો ઉપકાર માનશે કે નહિ?

આ તો દૃષ્ટાન્ત છે આ દૃષ્ટાન્તની પાછળ રહેલો હેતુ તપાસો અને એ દૃષ્ટાન્તને તમારા જીવનમા ઉતારો

આપણે બધા ભગવાનના પુત્રો છીએ ભગવાન શાન્તિનાથ કોના છે? બધા પોતપોતાના કહેશે પણ શાન્તિનાથ ભગવાન જેમના છે અને જેઓ શાન્તિનાથ ભગવાનના છે તેમનો વ્યવહાર કેવો હોવો

જોઇએ? ભગવાન શાન્તિનાથના સેવકે પોતાનું જીવન કેવુ બનાવવુ જોઇએ? એને ધર્મનું પાલન કેવુ કરવુ જોઇએ? એ વિષે શાસ્ત્રોમા જે કાઇ કહેવામા આવ્યુ છે, જો તેને તમે હૃદયમા ધારણ કરો—આચારમા ઉતારો—તો તમે ધર્મના સાચા નેતા બની શકો એમ છો

એક કબુતરની જીવનરક્ષા માટે પોતાના શરીરનું બલિદાન આપવાની તત્પરતા બતાવવાથી જ શાન્તિનાથ ભગવાન બન્યા છે તેઓ પૂર્વાપર એવો વિચાર પણ કરી શકતા હતા કે, 'એક કબુતર જીવિત રહીને શુ કરી શકશે અને હુ જીવિત રહીશ તો કેટલુ કામ કરી શકીશ?' પણ આ પ્રકારનો ક્ષુદ્ર વિચાર કરવો એ જ માયા અથવા વિકૃતિ છે 'હુ' ને માનવુ, પોતાના પ્રાણને મહત્ત્વ આપવુ એ વિકૃતિ છે જ્ઞાનીજનો તો એમ કહે છે કે 'હું—તું' નો સબંધ તો શરીરનો છે આપણે કેવળ શરીરને જ જોવુ ન જોઇએ પણ આત્માને જોવો જોઇએ અને કીડીથી લઇ કુંજર સુધી બધા નાના—મોટા પ્રાણીઓનો આત્મા સમાન જ છે આ પ્રકારના ઉદાર વિચારને કારણે જ ભગવાન શાન્તિનાથે પોતાના પહેલા ભવમા 'આ તો કબુતર છે અને હુ મનુષ્ય છુ' આ પ્રકારનો ક્ષુદ્ર વિચાર ન કર્યો. તેમને એ પણ ખબર ન હતી કે, આ દેવની માયા છે તો પણ 'જેવો મારો આત્મા છે તેવો જ આત્મા આ કબુતરનો છે' એ વિશ્વાસ દૃઢ હોવાને લીધે તેઓ પોતાના શરીરનુ બલિદાન આપવા પણ તત્પર થયા હતા

ભગવાન શાન્તિનાથે આત્મસમર્પણની તત્પરતા બતાવી હતી એટલા માટે જ તેઓ આપણને પ્રિય લાગે છે તમે પણ તેમના મહાન કાર્યને બરાબર હૃદયપૂર્વક અનુસરો તો તેમા તમારુ કલ્યાણ જ છે કહેવાનુ તાત્પર્ય એ છે કે, જે પ્રમાણે તે છોકરો એક કરોડપતિનો

પુત્ર હતો તેજ પ્રમાણે આપણે પણ ભગવાનના પુત્રો છીએ પરંતુ જેમ તે ખરાબ માણસોની સંગતિમાં પડી જઇ આખરે દુખી બન્યો તેમ આપણે પણ કર્મની સંગતિમાં પડી જઇ દુખ અનુભવી રહ્યા છીએ ભગવાનના પુત્રોએ ખરાબ સંગતિમાં પડવું ન જોઇએ પણ ભગવાનની શિક્ષાનુસાર ભગવાનને પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં મલગ્ન રહેવુ જોઇએ અને આવા ગુરૂરૂપી મુનિમનુ કહેવુ માનવુ જોઇએ પણ આ આત્મા કામ, ક્રોધ લોભ આદિ દુષ્ટોની સંગતિમાં પડી જઇ આવા મુનીમરૂપી સદ્ગુરુનુ કહેવુ માનતો નથી જેમ શેઠના પુત્રે હિતમનાહ માની નહિ એટલે મુનિમ તેના ઘરમાંથી નીકળી ગયા પણ જબરજસ્તી જરા પણ કરી ન શકયા તેમ ગુરુ પણ શિષ્યના ઉપર બળજબરી કરતા નથી જ્યારે શિષ્ય કહેવુ માનતા નથી ત્યારે ગુરુ ત્યાથી ચાલ્યા જાય છે મુનીમની હિતમનાહ ન માનવાથી જેમ શેઠનો પુત્ર દુખી થઇ ગયો અને તેને ભિખારી થઇ ભટકવાનો વખત આવ્યો તેમ ગુરુની હિતમનાહ ન માનવાથી આ આત્મા પણ દુખી થઇ ગયો છે અને ભિખારીની માફક અહીંતહીં ભટકી રહ્યો છે જેમ ભિખારી સારુ ખાવાનું મળવાથી પ્રસન્ન થાય છે અને લુખુસુકુ મળવાથી દુખી થાય છે તેમ આ આત્મા પણ ઇન્દ્રિયભોગના પદાર્થો મળવાથી પ્રસન્ન થાય છે અને જ્યારે એવા ભોગના પદાર્થો મળતા નથી ત્યારે દુખી થાય છે

આ પ્રમાણે સદ્ગુરુની શિક્ષા ન માનવાથી અને દુષ્ટ મનવૃત્તિની સંગતિમાં પડવાથી આ આત્મામાં આવુ ભિખારીપણુ આવી રહ્યુ છે કોઇ ફોનોગ્રાફ, રેડિયો, અથવા નટી આદિના ગાયનો સાભળવા ચાહે છે પણ આ તેમનુ ભિખારીપણુ છે કે નહિ? જો ભિખારીપણુ નથી તો એમ વિચારો કે તમે જે કાનો દ્વારા ગાયનો સાભળવા ચાહો છો તે કાનો ઉપર પણ તમે તમારુ આધિપત્ય રાખી શકો

છો? કોઇ બહેરા માણુસને તમે ગાયન સાભળવાનું કહો તો તે શુ કહેશે? તે એજ જણાવશે કે, 'મારે કાનજ નથી તો સાભળવુ શુ?' એમ કહી તે રોવા લાગશે અર્થાત્ કાન ઉપર પણ તમારુ આધિપત્ય નથી એટલા માટે જે કાનનો પણ કાન છે તે આત્માને ઓળખો લોકો કાનના પણ મનને ઓળખતા નથી અને ઇન્દ્રિયોના વિષયના ભિખારી-દાસ બની રહ્યા છે ઇન્દ્રિયો ઉપર પણ આત્માનું આધિપત્ય રહ્યું નથી, અરે! ફોનોગ્રાફ આદિ પદાર્થો ઉપર પણ આધિપત્ય રહ્યુ નથી ફોનોગ્રાફ પણ સદા ટકતુ નથી, તે પણ તૂટી જાય છે અને તે સમયે પણ દુઃખ થાય છે આ ભિખારીપણું નથી તો શુ છે?

જો તમે આવા ભિખારીપણાને છોડી સ્વતન્ત્રતા પ્રાપ્ત કરવા ચાહો છો તો આત્માને સદ્‌ગુરુ સૂચવે એવા આત્મસુધારના શુભ કામમા પરોવો સદ્‌ગુરુ તો એમ કહે છે કે, "જો તમારાથી કાઇ નજ બની શકતુ હોય તો એટલુ તો અવશ્ય કરો કે, તમારા કાનનો બીજાની નિંદા સાભળવામા દુરુપયોગ કરો નહિ પણ તેનો પરમાત્માના ગુણગાન કરવામા સદુપયોગ કરો જો આટલુ કરો તોય તમારો આત્મા સ માર્ગે છે એમ કહી શકાય

તમે તમારા માટે એ પણ ધ્યાનમા રાખો કે, તમારા કાન બીજાની લડાઇ, નિંદા સાભળવા ઉત્સુક રહે છે કે પરમાત્માના ગુણગાન સાભળવા પ્રેરાય છે? જો તમારા કાન બીજાની નિંદા સાભળવા ઉત્સુક રહેતા હોય તો તમે હજી કુમાર્ગ ઉપર છો એમ સમજવુ જોઇએ

આખોનો બરાબર લાભ લેવો હોય તો આખો દ્વારા બધા પ્રાણીઓને પ્રભુમય જોવા જોઇએ જ્યારે બધા પ્રાણીઓ પ્રભુમય

છે એવી ભાવના પ્રગટશે ત્યારે, પછી ભલે તે સ્ત્રી હોય કે પુરુષ હોય, તે દુખી હોય કે સુખી હોય બધામા પરમાત્માનું રૂપ જોવામા આવશે આખો દ્વારા પરમાત્માના રૂપનુ દર્શન થાય એ જ આખનો સાચો લાભ છે પણ આખનો આ દુર્લભ લાભ ન લેતા લોકો કોઇ સુન્દરી તરફ કામદૃષ્ટિ ફેકે છે અને આખોને દૂષિત કરે છે

'હરિજન બધુમા ગાધીજીએ એક અગ્રલેખ લખ્યો છે તેમા એક બાઇએ તેમની પાસે ફરિયાદ કરી છે કે, 'આજકાલ સ્ત્રીઓના એવા અશ્લીલ ચિત્રો વિજ્ઞાપન માટે પ્રચલિત કરવામા આવ્યા છે કે સ્ત્રીઓ જાણે એ માટે જ સર્જાઇ ગઇ ન હોય? વાસ્તવમા આજકાલ દૈનિક પત્રોમા પુસ્તકોમા અને વિજ્ઞાપનોમા સ્ત્રીઓના જ ફોટાઓ આપવામા આવે છે આવુ કરનારા લોકો પુરુષોમા નીચ વિચાર જાગ્રત કરી પોતાની દુષ્ટ ભાવના કરવા ચાહે છે પણ તેઓ એટલુ જાણતા નથી કે અમારી જન્મદાત્રી માતા પણ સ્ત્રીઓમાની એક છે એ માતાની આ પ્રમાણે અવહેલના કરવી એ શુ પુત્રને માટે યોગ્ય છે? પણ લોકો એ વસ્તુ જોતા નથી આ આખોનો દુરુપયોગ ખરાબ ચિત્રો જોઇ અપ્રસન્ન થવુ અને સારા ચિત્રો જોઇ પ્રસન્ન થવુ એ પણ સારી ખાવાની ચીજ મળવાથી પ્રસન્ન થવુ અને ખરાબ ચીજ મળવાથી ખિન્ન થવા જેવુ ભિખારીપણુ છે

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા બતાવવામા આવ્યુ છે કે પ્રત્યેક ઇન્દ્રિયોનો દુરુપયોગ કરવાથી આત્મા ભિખારીની ભિખારી બને છે અને સસારમા ભટકે છે? જ્યારે સદ્ગુરુ મળે છે ત્યારે તેને આત્મજ્ઞાન થાય છે સાચા સદ્ગુરુ તો તે જ છે કે જે માનપૂજાને ચાહતા ન હોય પણ એમ ચાહતા હોય કે એ મને માને કે ન માને અથવા તે નાસ્તિક પણ હોય તો પણ પતિતાત્માને પોતાના આત્મા સમાન

ગણી તેનો ઉદ્ધાર કરવાનું પોતાનું કર્તવ્ય સમજે શ્રી દશવૈકાલિક સૂત્ર અધ્યયન ચોથામા કહ્યું છે કે—

मव्वभूयप्पभूयस्म सम्म भूयाइं पासओ
पेहिया सव्वस्स दंतस्स पावकम्म न बंधई ॥

અર્થાત્—જે બધા જીવોને પોતાના આત્મા સમાન માને છે તેને પાપકર્મનો બંધ થતો નથી ગીતામા પણ કહ્યું છે કે—

आत्मौपम्येन सर्वत्र सम पश्यति योऽर्जुन । —गीता

અથાત્—જે બધા પ્રાણીઓને પોતાના આત્માની સમાન માને છે તે જ પરમાત્માનો ભક્ત છે આ પ્રમાણે જે પાપી, દુષ્ટ અને દુરાત્માઓનો પણ પોતાના આત્માની માફક ગણી ઉદ્ધાર કરે છે તે જ સાચા સદ્‌ગુરુ છે સાચા ગુરુનું કોઈ માને કે ન માને પણ તેઓ તો એમ જ કહે છે કે, "હે ! ભાઈ ! તુ ગભરાઈશ નહિ. તે જે કાઇ ગુમાવ્યુ છે તે ઉપરનું જ ગુમાવ્યુ છે તારી આન્તરિક સ્થિતિ તો પરમાત્માની જેવી છે માટે જો તુ અમારુ કહ્યું માની ખરાબ માર્ગને છોડી સ માર્ગ ઉપર આવીશ તો તુ તે સ્થિતિને પણ પ્રાપ્ત કરી શકીશ"

સદ્‌ગુરુના સદ્‌વચનોને માની જ્યારે આત્મા કર્મરૂપી કુસગ છોડી દે છે ત્યારે તે 'तत्त्वमसि' અથવા અનતક બની જાય છે કે નહિ ? ઇશ્વરની સમાન બની જાય છે કે નહિ ? શાસ્ત્રમરો કહે છે કે—

सिद्धा सिद्धिं मम दिसन्तु

જ્યારે સિદ્ધિ પ્રાપ્ત થઇ જાય છે ત્યારે તે સિદ્ધ જ બની જાય છે ત્યાર જરાપણ અતર રહેતુ નથી એટલા માટે જ્ઞાનીજનો

કહે છે કે તુ બહારની સુગન્ધનો ભિખારી કેમ બની રહ્યો છે? જો તુ તારા આત્માને પ્રાર્થનાદ્વારા કર્મમેલને દૂર કરી નાખે તો, તારામા જ સુગધ ભરેલી છે તારી એ સુગન્ધ પોતાની મેળે જ પ્રગટ થઇ જશે એટના માટે ઘેર ઘેર ન ભટકતા સદ્ગુરુ ઉપર વિશ્વાસ રાખો અને આત્મામા જે શક્તિ રહેલી છે એ શક્તિને પ્રકટ કરવા માટે સક્રિય પ્રયત્ન કરો તો તેમા કલ્યાણ જ છે આત્માની શક્તિને પ્રકટ કરવાનુ સાધન પરમાત્માની પ્રાર્થના જ છે એટના માટે આત્માની શક્તિને પ્રગટ કરવા માટે પરમાત્માની પ્રાર્થના કરો, પણ સાસારિક ઇચ્છાની પૂર્તિ માટે પરમાત્માની પ્રાર્થનાનો ખરાબ ઉપયોગ ન કરો

આ વાત મે કહી અને તમે બધાએ સાભળી હવે તો એ પ્રમાણે આચારમા ઉતારવાનુ જ બાકી રહે છે કોઇ વ્યક્તિ પોતાની બુદ્ધિ પ્રમાણે આ વિષયમા બીજા પ્રકારની કલ્પના પણ કરી શકે એમ છે પણ આ વિષય બુદ્ધિવાદનો નથી આ તો આત્મવિશ્વાસનો વિષય છે માટે બુદ્ધિવાદને એક બાજુ મૂકી ને વિશ્વાસપૂર્વક આ આ પ્રાર્થનાને હૃદયમા ઉતારો તો અપૂર્વ શાતિ મળશે

ભગવાન શાન્તિનાથની જે પ્રાર્થના કરવામા આવી છે તેમા આ જ વિષયની ચર્ચા છે

ભગવાન શાન્તિનાથ જ્યારે ગર્ભમા હતા ત્યારે માતાના તેજથી સસારનો મહામારી રોગ પણ નાશ પામ્યો હતો જો તમને આ વાત ઉપર વિશ્વાસ હોય તો તમે પણ ભગવાન શાન્તિનાથને તમારા હૃદયમા ધારણ કરો તમે કહેશો કે શુ ભગવાન મોક્ષમાથી અમારા હૃદયમા જન્મવા આવશે? આ પ્રશ્નનો જવાબ એ છે કે જે રાત્રે ભગવાન ગર્ભમા આવે છે તે રાતે તીર્થકરની માતાને ૧૪ સ્વપ્નો

જોવામા આવે છે આ સ્વપ્નો તીર્થંકર તેમજ આખા જગતના કલ્યાણના દ્યોતક છે જો તેથી કેવળ તીર્થંકરનુ જ કલ્યાણ થતુ હોય અને આખા જગતને કશુ કલ્યાણ પહોંચતુ ન હોય તો, માતાને પણ ૧૮ સ્વપ્નો જોવામા ન આવે એ સ્વપ્નોથી કેવળ ભગવાનનુ જ નહિ પણ સમસ્ત જગતનું પણ તેમા કલ્યાણ રહેલુ છે આખા જગતમા આપણો પણ સમાવેશ થાય છે જો પ્રમાણે સૂર્ય બધાને માટે હોય છે તેમ ભગવાનની માતાને જે સ્વપ્નો આવે છે તે પણ બધાના કલ્યાણ માટે હોય છે આ સ્વપ્નો આખા જગતનુ કલ્યાણ કરનાર પુત્ર પ્રસવશે તેની સૂચનારૂપ હોય છે જે સમયે આ સ્વપ્નો આવે છે ત્યારે તો ભગવાન પૂર્ણ પણ હોતા નથી પણ હવે તો પૂર્ણ છે જ્યારે અપૂર્ણને પણ હૃદયમા ધારણ કરીએ છીએ તો, પૂર્ણને હૃદયમા શુ ધારણ કરી ન શકાય? અને જ્યારે અપૂર્ણ ભગવાન ગર્ભમા આવ્યા ત્યારે જગતમા શાન્તિ થઈ તો શુ પૂર્ણ ભગવાનને હૃદયમા ધારણ કરીએ તો શાન્તિ નહિ થાય?

ભગવાન હૃદયમા આવ્યા છે એની નીશાની એ છે કે, ત્યારે દષ્ટિ એકદમ શાન્ત થઇ જાય છે જેના હૃદયમા ભગવાન આવે છે તેની દષ્ટિ ચારે બાજુ શાન્તિ જ ફેલાવે છે કઈરીતે શાન્તિ ફેલાવે છે? એને માટે કહ્યુ છે કે—

> चइत्ता भारहवास चक्कवट्टीमहड्ढिय ।
> सन्तिं सन्ति करे लोए पत्तो गइमणुत्तर ॥
>
> उ सू॰ अ १८

ભગવાન શાન્તિનાથે, શાન્તિ માટે ચક્રવર્તી રાજ્ય પણ તજી દીધુ ત્યારે શાન્તિનાથ ભગવાન બ ન્યા એમ ગણધર મહારાજ કહે છે તેમને ચક્રવર્તીનું રાજ્ય મળ્યુ હતુ પણ તેમને લાગ્યુ કે, રાજ્યથી

સંસારને શાન્તિ આપી શકીશ નહિ તેમ મને પણ તેથી શાન્તિ મળશે નહિ જો કે ચક્રવતીનું રાજ્ય બહુ શાન્તિ આપનારું હોય છે પણ જેમ ખેડુતો પાસે દેવાનું હોય છે ત્યાસુધી આપે છે, ન હોય તો કયાથી આપે? પણ ચક્રવર્તીના ખર્ચની પૂર્તિ તો ચૌદ રત્ન અને નવ નિધાનથી થાય છે અને તે રત્ન અને નિદાનના બળે રાજ્ય ચાલે છે એટલે ભગવાનને લાગ્યુ કે આ રાજ્યથી સંસારની શાંતિ થઈ શકશે નહિ કદાચિત્ રાજ્યસંચાલનથી મારું પોતાનું કલ્યાણ તો કરી લઈશ પણ સમસ્ત સંસારને માટે ત્યાગનો આદર્શ ઉપસ્થિત થઈ શકશે નહિ આ પ્રમાણે વિચાર કરી ભગવાન શાન્તિનાથે શાન્તિ માટે રાજ્યનો ત્યાગ કર્યો જૈન શાસ્ત્રની એ જ વિશેષતા અને એ જ મૌલિકતા છે કે, જે માર્ગ જગતના કલ્યાણનો હોય છે તે માર્ગે મહાન પુરુષો પોતે પણ જાય છે એટલા જ માટે ભગવાન શાન્તિનાથે છ ખંડની સંપદાનો ત્યાગ કરી જગતના લોકોને ઉપદેશ આપ્યો કે, સંસારની સંપદાથી શાન્તિ મળી શકતી નથી માટે શાન્તિ મેળવવા માટે સંસારના કામોથી છૂટી જવું શાસ્ત્રકારોએ ભગવાન શાન્તિનાથને જગતના શાન્તિદાતા ત્યારે જ માન્યા જ્યારે તેમણે જગતની શાન્તિ માટે છ ખંડની ઋદ્ધિસિદ્ધિનો ત્યાગ કર્યો

ભગવાન શાન્તિનાથે, શાન્તિનો જે રાજમાર્ગ બતાવ્યો છે તે માર્ગે આપણે જઇએ તો અવશ્ય શાન્તિ મળે અને બીજાને પણ શાન્તિ પહોંચાડી શકીએ માટે તમારી પાસે જે બળ, જે શકિત છે તેનો બીજાની શાન્તિ માટે ઉપયોગ કરો ભગવાન શાન્તિનાથ બીજાને શાન્તિ પહોંચાડવાને કારણે જ ભગવાન મનાયા છે માટે તમે પણ બીજાની શાન્તિ માટે યથાશકિત ત્યાગ કરો

કોઈ જગ્યાએ દુષ્કાલપીડિતો માટે ફંડ એકત્રિત થતું હતું તેમાં એક વૃદ્ધ સ્ત્રીએ એક પૈસો આપ્યો ત્યારે આ ફંડમાં જેમણે

હજારો રૂપિયા જમા હતા તે લક્ષાધિપતિ અને ક્રોડપતિ ધનિકો કહેવા લાગ્યા કે, 'એક પૈસાની આટલા મોટા ફંડમાં શી કિંમત છે?' આમ કહી તે લોકો એક પૈસાની અવહેલના કરવા લાગ્યા તે વખતે ત્યાં એક સત્પુરુષ હાજર હતા તેમણે કહ્યું કે, 'ભાઈઓ' આ વૃદ્ધ સ્ત્રીનો એક પૈસો પણ તમારા હજારો રૂપિયા કરતાં પણ વિશેષ મહત્ત્વ ધરાવે છે કારણ કે, તમારી પાસે તો લાખો અને કરોડો રૂપિયા છે ત્યારે તમે હજારો રૂપિયા ફંડમાં ભરી શકયા છો જ્યારે આ વૃદ્ધ સ્ત્રીને તો દરરોજની કેવળ ત્રણ જ પૈસાની આવક છે, તોપણ તેણે એક ટંકનું ભોજન છોડીને, એક પૈસો બચાવી આ ફંડમાં આપ્યો છે આ વૃદ્ધ સ્ત્રીની માફક તમે કાંઈએ ત્યાગ કર્યો નથી

આ પ્રમાણે શક્તિ અનુસાર કરેલા ત્યાગનું મહત્ત્વ કાંઈ ઓછું નથી. માટે યથાશક્તિ ત્યાગ કરી ભગવાન શાન્તિનાથે નિર્દિષ્ટ કરેલા શાંતિના માર્ગે ચાલશો તો તેમાં તમારું બધાનું કલ્યાણ જ છે



# વ્યાખ્યાન બીજું*



## પ્રાર્થના

કુંથુ જિનરાજ તૂ એસો નહી કોઇ દેવ તો જેસો ।
ત્રિલોકીનાથ તૂ કહીએ હમારી બાહ દૃઢ ગહિએ ॥ કુંથુ ॥

**શ્રી કુન્થુનાથ** ભગવાનની આ પ્રાર્થના કરવામા આવી છે આજે મગજમા જોઈએ તેવી શાન્તિ નથી એટલે બોલવામા અપૂર્ણતા રહી જાય એવો સભવ છે પણ પરમાત્માની પ્રાર્થનાનો વિષય જ એવો છે કે તેમા અપૂર્ણતા કે ન્યૂનતાને સ્થાન જ નથી ગમે તેવી તબીયત, યોગ્યતા કે શક્તિ હોય તો પણ પરમાત્માની પ્રાર્થના હમેશા થઈ શકે છે એવુ જ્ઞાનીઓનું કથન છે, અને એ ઉપર મારો પણ વિશ્વાસ છે

પ્રાર્થના કરવા વિષે આ તો વાત થઈ પણ પરમાત્માની પ્રાર્થના કેવી રીતે કરવી જોઈએ ' એ વિષે પણ વિચાર કરવો જોઇએ

વિચાર બુદ્ધિ અને દૃષ્ટિબિન્દુની ભિન્નતા હોવાથી પરમાત્માની પ્રાર્થના પણ ભિન્ન ભિન્ન રીતિએ થઈ શકે છે પણ જ્ઞાનીઓનુ કથન છે કે આ ભિન્નતામા પણ એકતા રહેલી છે ભિન્નવાચ્યતામા

* સ્થળ–રાજકોટ મુનિવિ દરબાર હૉલ તા ૨-૧૨-૩૬

પણ એકવાક્યતા રહેલી છે અથવા રહી શકે છે એ વાતને તો જ્ઞાનીજનો જ બરાબર સમજાવી શકે તોપણ હુ મારી શક્તિ અનુસાર એ વાતને બતાવવાનો પ્રયત્ન કરુ છુ

પ્રાર્થનાની કડીઓમા જે કાઇ કહેવામા આવ્યુ છે તે ઉપરથી એમ જણાય છે કે એક સિદ્ધ છે અને બીજા સાધક છે સાધક સિદ્ધ થવા માટે સાધનનો ઉપયોગ કરે છે કારણ કે, સાધનની દ્વારા જ સિદ્ધ થવાય છે સિદ્ધોની સાધના જોઇ આપણે પણ સમજી શકીએ છીએ કે, આપણે સાધક પણ બરાબર સાધન મળે તો સિદ્ધ થઈ શકીએ છીએ જેઓ સિદ્ધ થઇ ગયા છે તેઓ આપણા માટે સાધનનો જે આદર્શ વારસામા છોડી ગયા છે તે આદર્શ માર્ગે આપણે ચાલીએ, વિપરીત માર્ગે ન જઇએ, તો આપણે પણ સિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ

સિદ્ધોએ આપણા માટે કયો આદર્શ માર્ગ બતાવ્યો છે? આ પ્રશ્નના જવાબમા હુ એટલુ જ કહુ છુ કે, તે માર્ગ પરમાત્માની પ્રાર્થના કરવાનો છે

જો પરમાત્માની પ્રાર્થના બરાબર કરવામા આવે, તેમા કોઇ પ્રકારની ઢગાઇ કરવામા ન આવે તો આત્મા કોઇ વખત સસારની ભૂલભૂલામણીમા ભટકે નહિ પણ આત્માની અશુદ્ધિ દૂર કરવા જતા બીજી અશુદ્ધિ આવી ન જાય તેનો પરમાત્માની પ્રાર્થના કરતી વખતે સતત ખયાલ રાખવો જોઇએ કારણ કે પરમાત્માની પ્રાર્થના આત્માની અશુદ્ધિ દૂર કરવા માટે કરવામા આવે છે

આ આત્મા સસારની સમૃદ્ધિ જોઇ પ્રલોભનોમા પડી જાય છે અને પછી પ્રલોભનો પાછળ ભટકતો ફરે છે સસારનુ એક દુઃખ દૂર કરવા જતા તે બીજુ દુઃખ વહોરી લે છે તે એટલુ જોતો

નથી કે 'જે કષ્ટોને હું દૂર કરવા ચાહું છું તે કષ્ટો આવ્યાં ક્યાંથી' અને તેનો નાશ કેમ થઇ શકે? જેમ માણસો ભૂખનું કષ્ટ દૂર કરવા માટે ભોજનનું શરણ લે છે, પરંતુ ભૂખનું દુઃખ ઊભું કેમ થયું તેનું કારણ વિચારતા નથી, અને વિચારે છે તો તેમાં ભૂલ કરી નાખે છે અને પરિણામે એક કષ્ટને દૂર કરવા જતાં બીજું કષ્ટ માગી લે છે પરમાત્માની પ્રાર્થના નવાં કષ્ટોને માગી લેવા માટે નહિ પરન્તુ જે કષ્ટ ઊભું થાય છે તે કષ્ટનું મૂળ કારણ તપાસી, કષ્ટથી મુક્ત થવા માટે અને અશુદ્ધિો દૂર કરવા માટે પ્રાર્થનાનો હેતુ છે

આજનો યુગ બુદ્ધિવાદનો છે એટલા માટે પ્રત્યેક કાર્ય પ્રારંભતા પહેલાં બુદ્ધિનો ઉપયોગ કરવામાં આવે છે પણ જીવનસિદ્ધાન્ત અને બુદ્ધિસિદ્ધાન્ત બન્ને ભિન્ન ભિન્ન વસ્તુ છે એટલા માટે બુદ્ધિના સિદ્ધાન્તની સાથે જીવનસિદ્ધાન્તનો પણ ઉપયોગ કરવો જોઇએ

જીવનસિદ્ધાન્ત આત્માને લગતો છે જ્યારે બુદ્ધિવાદ બુદ્ધિને લગતો છે આત્મા ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપ ત્રિકાલમાં એકરૂપ રહે છે જ્યારે બુદ્ધિ કોઇ વખત કેવી અને કોઇ વખત કેવી એમ અનેક રૂપ ધારણ કરે છે આત્મા તો નિત્ય છે જ્યારે બુદ્ધિ અનિત્ય છે આત્મા બધાનો એક સરખો છે પણ બુદ્ધિ બધાની એક સરખી હોતી નથી પાપી કે ધર્માત્મા, જ્ઞાની કે અજ્ઞાની વીર કે કાયર, સ્ત્રી કે પુરુષ બધાની બુદ્ધિ સુષુપ્તિ અવસ્થામાં કોણ જાણે ક્યાં લીન થઇ જાય છે! પણ તે અવસ્થામાં બધાનો આત્મા તો સ્વસ્થાને જ હોય છે ગાઢ નિદ્રા આવ્યે બુદ્ધિ વિલીન થઇ જાય છે ઇન્દ્રિયો અને મનનું સુઇ જવું એને જ સુષુપ્તિ અવસ્થા કહેવામાં આવે છે અને સુષુપ્તિ અવસ્થામાં બુદ્ધિ પણ શાન્ત થઇ જાય છે પણ જ્યારે આત્મા જાગે છે ત્યારે જેમ કોઇ વીર પુરુષ જાગીને

પોતાના હથિયારોની સભાળ લે છે, તેમ આત્મા પણ પોતાના સસ્કારો પ્રમાણે બુદ્ધિની સભાળ લે છે પણ સુષુપ્તિ અવસ્થામા તો બુદ્ધિ ક્યા ચાલી જાય છે તેની ખબર રહેતી નથી, પરતુ આત્મા તો તે વખતે પણ જાગ્રત હોય છે એટલા માટે જીવનસિદ્ધાન્ત આત્મા આગળ બુદ્ધિવાદને વિશેષ મહત્ત્વ આપવુ ન જોઇએ

આજે આપણા લોકની બુદ્ધિ બહિર્મુખી થઈ ગઈ છે બુદ્ધિ દશ્યમાન પદાર્થોને પકડવા દોડે છે પણ બાહ્ય પદાર્થોને પકડવાથી આત્માની શોધ થઇ શકતી નથી, તેમ તેથી આત્માનુ કલ્યાણ પણ થઇ શકતુ નથી

પાશ્ચાત્ય લોકોએ બુદ્ધિદ્વારા બાહ્ય પદાર્થોનો ખૂબ વિકાસ સાધ્યો છે રેડિઓ દ્વારા અમેરિકાનુ ગાયન અહીં બેઠા સાભળવુ એ કાઇ ઓછી બુદ્ધિ છે? આ પ્રમાણે બાહ્ય પદાર્થોની શોધમા અને તેનો વિકાસ સાધવામા બુધ્ધિનો ઉપયોગ કરવાથી બુધ્ધિ બહિર્મુખી થઈ ગઇ છે, અને તે કારણે બહિર્મુખી બુધ્ધિવાળાઓ આત્માની શોધ કરી શકયા નથી એટલુ જ નહિ પણ કેટલાક બહિર્મુખી બુદ્ધિના તેજમા અજાઇ જઇ આત્મા જેવી કોઇ વસ્તુ જ નથી એમ કહેવા તૈયાર થઇ જાય છે તે લોકો બુદ્ધિદ્વારા બાહ્ય પદાર્થોના સાન્નિધ્યમા એટલા બધા આવી ગયા છે કે, તેમની નજરમા બાહ્ય પદાર્થો સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી આ ભ્રમ, બહિર્મુખી બુદ્ધિ હોવાને કારણે જ પેદા થયો છે જો બુદ્ધિને બહિર્મુખી ન બનાવતા અન્તર્મુખી બનાવવામા આવે તો તે જ બુદ્ધિ આત્મોન્મુખ બની શકે છે બુદ્ધિને અન્તર્મુખી કરનારા મહાત્માઓ ભારતમા આજે પણ હયાત છે જો બુદ્ધિને અન્તર્મુખી કરનારા મહાત્માઓ ન હોય તો કાળો કેર જ વર્તાઇ જાય ને? પ્રાચીન

સમયના મહાત્માઓએ બુદ્ધિને બાહ્ય પદાર્થોથી દૂર રાખી અન્તર્મુખી બનાવી કહ્યું છે કે, ' સઘળા આ દૃશ્યમાન બાહ્ય પદાર્થો જ નથી પણ આ બાહ્ય પદાર્થોથી પર એક બીજી વસ્તુ છે, તે આત્મા છે અને તે શાશ્વત-નિત્ય છે આ મહાત્માઓના કથન ઉપર વિશ્વાસ રાખી તમે પણ તમારી બુદ્ધિને બહિર્મુખી ન બનાવતા અન્તર્મુખી બનાવો અને પછી પરમાત્માની પ્રાર્થના કરો બુદ્ધિ પોતે નકામી નથી બુદ્ધિની સહાયતા વિના આગળ વિકાસ પણ થઇ શકતો નથી પણ એ બુદ્ધિ બહિર્મુખી હોવી ન જોઇએ બુદ્ધિ અન્તર્મુખી હોય તો જ આત્માની ઓળખાણ જલ્દી થઇ શકે।

આપણે બુદ્ધિને કારણે જ મનુષ્ય કહેવાઇએ છીએ આત્માની દૃષ્ટિએ તો મનુષ્ય અને પશુમા કાઇ અતર નથી જે કાઇ ભેદ છે તે બુદ્ધિનો છે પશુમા બુદ્ધિનો વિકાસ બરાબર થયો ન હોવાને કારણે તે ભૂતકાળ કે ભવિષ્યકાળનો વિચાર કરી શકતા નથી પણ મનુષ્યમા બુદ્ધિનો વિકાસ થયો હોવાથી તે પૂર્વાપર વિચાર કરી શકે છે જેમકે, કોઇ પશુએ દુષ્કાળના સમયે ઘાસચારો ન મળવાને કારણે દુખ ઘણા સહ્યા હોય પણ જો તેને ઘાસની ગાડી મળી જાય તો તે ભૂતકાળના દુખ સકટોને યાદ કરી તે ઘાસને સભાળપૂર્વક ખાતો નથી પણ એક સાથે બધુ ઘાસ ખરાબ કરી નાખવાની ઇચ્છા રાખે છે આ પ્રમાણે પશુ ભૂતકાળનાં સકટોને યાદ રાખી ભવિષ્યમા કાઇ સુધાર કરી શકતા નથી એટલા માટે તે પશુ કહેવાય છે જ્યારે મનુષ્યમા ભૂત, ભવિષ્ય અને વર્ત્તમાનની પરિસ્થિતિ વિષે વિચાર કરવાની બુદ્ધિ હોવાથી મનુષ્ય કહેવાય છે

ઇતિહાસ લખવાનો મુખ્ય ઉદ્દેશ ભૂતકાળ બતાવવાનો હોય છે પ્રાચીન સમયમા કેવા કેવા બુદ્ધિમાન માણસો હતા અને તેમણે

કેવા કેવા શુભ કાર્યો કર્યા હતા તે આપણને ઇતિહાસ ઉપરથી માલુમ પડે છે ભૂતકાળનું વૃત્તાન્ત ઇતિહાસદ્વારા જાણી, આગળ વધી શકાય છે અર્થાત્ ભૂતકાળને જોઇ ભવિષ્યનું જીવન સુખી બનાવવું એ મનુષ્યનું કર્તવ્ય છે જો વિવેકબુદ્ધિને ધારણ કરનાર મનુષ્યો ભૂતકાળને જોઇ ભવિષ્યનું જીવન સુખમય ન બનાવે તો મનુષ્ય અને પશુમાં શું અંતર રહ્યું ? માટે પ્રત્યેક મનુષ્યે, બુદ્ધિનો સદુપયોગ કરી ભવિષ્યનું જીવન સુખમય અને શાન્તિમય બનાવવાનો પ્રયત્ન કરવો જોઇએ

જીવનને સુખી બનાવવાનો કોઈ ઉપાય છે? એવો પ્રશ્ન ઘણીવાર પૂછવામાં આવે છે આ પ્રશ્નના જવાબમાં એમ કહી શકાય કે, જો કોઈ ઉપાય ન હોય તો 'જીવન સુખી બનાવો' એવો ઉપદેશ જ મહાત્માઓ શા માટે આપત ? સંસારમાં બધા જીવો દુખસકંટમાથી મુક્ત થવા માટે પ્રયત્ન કરતા રહે છે પણ તેમા મનુષ્ય જેટલી સફળતા મેળવી શકે છે તેટલી સફળતા બીજા કોઈ જીવને મળતી નથી

જીવનને સુખી બનાવવાનો ઉપાય પરમાત્માની પ્રાર્થના છે એટલા માટે પરમાત્માની પ્રાર્થના સાથે પ્રીતિસંબંધ જોડો એમ થવું ન જોઇએ કે, તમે અહીં હો ત્યાસુધી તો પરમાત્માને યાદ કરો અને બહાર જતા જ પરમાત્માને ભૂલી જાઓ જેમ કોઈ બાળક પાઠશાળામા પાંચને પાંચ દશ ગણવાનું શીખ્યો, પણ પાઠશાળાની બહાર પગ મૂકતા જ તે અગિયાર ગણવા લાગે તો તેની શિક્ષા સાચી કહેવાની નથી તેમ અહીંથી બહાર પગ મૂકતા જ પરમાત્માને ભૂલી જાઓ તો આપે વ્યાખ્યાન સાભળ્યું શું ? એટલા માટે અહીંથી બહાર જઇને પણ પરમાત્માને ભૂલો નહિ, કિન્તુ પરમાત્માની પ્રાર્થનાદ્વારા, આ સંસારના જન્મ-મૃત્યુ આદિ ભયથી મુક્ત થઇ

અમૃત બનવાનો યત્ન કરો આ મુખ્ય વસ્તુ તમારે ભૂલવુ ન જોઇએ

કોઈ એમ કહે કે, અમે અમારા સસાર ચલાવે કે ચલાવીએ કે ભાવનાને અમૃતમય બનાવીએ? આ પ્રમાણે કહેનારાઓની સમજ એવી છે કે, ગૃહસ્થો ભાવનાને અમૃતમય બનાવી શકતા નથી. જો કે સાધક રામા ગ્રમારાવસ્થા બાધક છે પણ જે અમૃત ભાવનાનો અભ્યાસી બની જાય કે તેને સસારાવસ્થા સર્વથા બાધક થતી નથી એટલા જ માટે હુ એટલુ જ કહુ છુ કે પરમાત્માની પ્રાર્થનાદ્વારા ભાવનાને અમૃતમય બનાવવાનો અભ્યાસ કરો તમે પ્રાર્થના વિષે ઘણા દિવસથી સાભળી રહ્યા છો તો તેની અસર હૃદય ઉપર પડી કે નહિ? જ્યારે દ્રવ્ય ચીજની અસર પડે છે તો ભાવ ચીજની અસર શુ નહિ પડે? જો તમે ઉપદેશને તમારા હૃદયમા ધારણ કરો તો તેની અસર તમારા જીવન ઉપર અવશ્ય પડશે અને તેથી તમારુ કલ્યાણ પણ થશે

ભાવનાને અમૃતમય બનાવવામા અને ન બનાવવામા શુ અન્તર છે? કોઈ એક જ કામ એક પાપી પુરુષ કરે, અને બીજો ધાર્મિક પુરુષ કરે તો એ બન્નેના કામમા જે અતર રહે છે, તેજ અતર ભાવનાને અમૃતમય બનાવવામા અને ન બનાવવામા રહે છે

એક જ કામ કરવા છતા પાપી અને ધાર્મિકના કામમા જે અતર પડે છે તે અતર ધાર્મિક પુરુષમા રહેલી અમૃત ભાવનાને જ લીધે છે જેમના હૃદયમા ભક્તિનો અને અમૃતભાવનાનો પ્રવાહ સતત વહે છે તેમની આખો જુઓ તેમનુ મુખ જુઓ, અને તેમની દરેક પ્રવૃત્તિ જુઓ અને જે ધર્મથી દૂર દૂર ભાગે છે તેમની પણ

આખો જુઓ અને તેમની પ્રત્યેક પ્રવૃત્તિ જુઓ તો, બ નેમા શુ અતર છે તે સ્પષ્ટ જણાઈ આવશે

તમે પણ તમારા હૃદયમા ભક્તિનો અને અમૃતમય ભાવનાનો પ્રવાહ વહાવી શકો છો પણ તમે બાહ્ય પ્રપચોમા એવા બધા પરી ગયા છો કે, તે પ્રવાહ બીજે માર્ગે ચાલ્યો જાય છે તેનું તમને ભાન નથી. એના માટે તમે તમારી બુદ્ધિને બહિર્મુખી ન બનાવતા અન્તર્મુખી બનાવો તો તમારા હૃદયમા પણ ભક્તિનો અને અમૃતમય ભાવનાનો પ્રવાહ વહેવા લાગશે

જે જ્ઞાનીઓએ પોતાની બુદ્ધિને અન્તર્મુખી બનાવી છે તેમનુ મુખ જોઈશુ તો જણાશે કે, અમૃતમય ભાવનાને લીધે તેમનું મુખ કેટલુ બધુ પ્રફુલ્લિત અને આનદિત જણાય છે ! દુનિયા જેને પહાડ જેટલુ દુઃખ માને છે તે પહાડ જેટલા દુખો માથે પડવા છતા પણ જે ભાવનાને આધારે તેઓ પ્રસન્ન અને આનદિત રહે છે તે ભાવનાની તપાસ કરો જેમના હૃદયમા આ અમૃતમય ભાવનાનો પ્રવાહ વહે છે તે દુખને પણ સુખ માનતો થઇ જાય છે તે ભાવનાશાલી કેવો હોય છે તે માટે એક પ્રાચીન ગ્રન્થમા આવેલી એક વાત સભળાવુ છુ જે વાત સાભળીને તમે એ સમજી શકશો કે, એક અમૃતમય ભાવનાવાળો મનુષ્ય કેવીરીતે સ્વપરનો ભેદ ભૂલી જાય છે અને આપત્તિના સમયે પણ કેટલો બધો નિશ્ચલ અને પ્રસન્ન રહી શકે છે

મઘાનું વૃતાન્ત*

મગધ દેશના એક ગામમા એક ખેડુતને ત્યા પુત્રનો જન્મ થયો આ પુત્ર મઘા નક્ષત્રમા જન્મ્યો હોવાથી તેનુ નામ મઘો રાખવામા આવ્યું પહેલાના લોકો જે નક્ષત્રમા જન્મ થયો હોય તે નક્ષત્રના

* બૌદ્ધ જાતક કથા

આધારે નામ પાડતા એવું જૈન સાહિત્યમા આવેલા ઉલ્લેખ ઉપરથી જણાય છે આજે તો કે નામ પાડવાની પ્રથા જુદી પડી ગઈ છે, પણ પહેલાની પ્રથા જુદા પ્રકારની હતી

મહા પૂર્વજન્મનો સંસ્કારી બાળક હતો એટલે તેની આકૃતિ–પ્રકૃતિ પારખનારા લોકો એમ કહેતા કે, આ બાળક ઘણો જ સંસ્કારી છે, એટલે તેની દ્વારા ભવિષ્યમા કોઈ સારુ કામ થવાનું છે આકૃતિ પૂર્વ સંસ્કારોની ભવ્યતાનો પરિચય આપે છે એટલા જ માટે કહેવાય છે કે પુત્રના લક્ષણ પારણામાથી જ પરખાય છે કહેવત તો પુત્રના લક્ષણ પારણામા પરખાય એમ કહે છે, પણ માતાના ગર્ભમા પુત્ર હોય ત્યાથી પણ પુત્રના લક્ષણો પરખાય છે

જેમ ચન્દ્ર કે કમળ જોઇને લોકોને આનંદ થાય છે તેમ આ મહા બાળકને જોઈને બધા લોકોને આનંદ થવા લાગ્યો આ બાળકને જોઈને ભવિષ્યવેત્તાઓ કહેવા લાગ્યા કે, 'લોકો જે તત્ત્વો જાણતા નથી તે તત્ત્વ આ બાળક બધાને સમજાવશે

મહાની બાલક્રીડા, તેના સંસ્કારો પ્રમાણે સમાપ્ત થઈ હવે તે થોડોક મોટો થયો એટલે તે પહાડ, ચંદ્ર, સૂર્ય, નદી, તળાવ વૃક્ષ આદિ પ્રાકૃતિક રચના જોઇ આનંદ પામવા લાગ્યો

જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે આ જ મોટુ અંતર છે કે, જે પદાર્થોને અજ્ઞાની પોતાના વિનોદનું અને મોજમજાનું સાધન માને છે, તે જ પદાર્થોને જ્ઞાનીઓ પોતાના જીવનસાધનાનું કલ્યાણકારી સાધન માને છે જેમકે ઝરણાનો ઝર્-ઝર્ અવાજ સાંભળી સાધારણ માણસ તો તેને વિનોદનું કારણ માને છે, પણ જ્ઞાનીઓ એ ઝર્-ઝર્ અવાજ સાંભળીને એવું વિચારે છે કે "આ ઝરણું, હું અહીં આવ્યો તે પહેલા પણ ઝર્ઝર્ અવાજ કરતું હતું, અત્યારે પણ એવો જ અવાજ કરી રહ્યું છે અને મારા આ ના જવા પછી પણ એવો જ અવાજ

કરતુ રહેશે આ ઝરણ તો મધની નિંદાની કે પ્રશંસાની પરવા પણ કરતુ નથી પણ તે તો આ જ પ્રમાણે સંગીત કરતુ સમુદ્રને મળી જાય છે જ્યારે પ્રકૃતિનો બાદશાહ ગણાતો હુ' તો લોકોની થોડી પ્રશંસા સાંભળી કેમ ફુલાઈ જાઉં છુ ? અને થોડીક નિંદા સાંભળતા કેમ ગભરાઇ જાઉં છુ ?' આ પ્રમાણે જ્ઞાનીઓ પ્રકૃતિ પાસેથી બોધ મેળવે છે

મેં પણ પ્રકૃતિ પાસેથી આવો બોધ મેળવતા લાગે તે મોટી નદીઓ જોઇને એમ વિચારતો કે "આ ગંગા-યમુના વગેરે નદીઓ એમ કહે છે કે, અમે પહાડમાંથી નીકળી સમુદ્રને મળવા જઇએ છીએ અને રસ્તામાં જેટલી ગંદકી પડેલી હોય છે તેને અમારામાં મેળવી અમારા રૂપવાળી બનાવી લઇએ છીએ અમે તેના જેવી બનતી નથી પણ તેને અમારા જેવી બનાવીએ છીએ અર્થાત્ ગંદકીને પણ અમે અમારા પાણીથી પવિત્ર બનાવી લઇએ છીએ '

સાંભળ્યુ છે કે, બનારસ, કલકત્તા વગેરે શહેરોની ગટરો ગંગા નદીમા ઉતારવામા આવી છે ગંગા નદી એ ગટરોની ગંદકીને પોતાના પવિત્ર જળથી સાફ કરી પોતાનામાં મેળવી લે છે મહાપુરુષોનો પણ એવો જ સ્વભાવ હોય છે તેઓ 'ગંદા' માણસોને પણ 'ગંગા' બનાવી દે છે તેઓ ગંદાની સાથે ગંદા બનતા નથી પણ ગંદા માણસને પોતાની પવિત્રતાના પાણીથી પવિત્ર કરી 'ગંગા' બનાવી દે છે મનાએ આ પ્રમાણે પ્રકૃતિ પાસેથી ઘણી શિક્ષા લીધી માનો કે, કુદરતની રચના જ તેની પાઠશાળા બની ગઇ આજે તો શિક્ષા મેળવવા માટે હાઇસ્કૂલ-કૉલેજ આદિ શાળાઓ ખોલવામાં આવી છે પણ ત્યાં જીવનશિક્ષા મળે છે કે નહિ એની તપાસ કોણ રાખે છે?

કુદરત પાસેથી શિક્ષા મેળવી મધાએ નિશ્ચય કર્યો કે, ' કુદરત જેમ પોતાનું કર્ત્તવ્ય બજાવે છે, તે કતવ્યપ બનમા કોઈ દીવસ ભૂલ કરતી નથી તેમ ' પણ મારુ કર્ત્તવ્ય હું અમર બજાવીશ

આ પ્રમાણે નિશ્ચય કરતો મધો મોગ થયો તે પોતાના હાથમા સાવરણી લઇ પોતાનુ આગણુ તેમ પાડોશીનું આગણુ વાળીને સાફ કર્યા કરતો મધો આ કામ કોઇની બળજબરીથી નહિ પણ નિષ્કામ બુધ્ધિએ કરતો હતો

માનો કે, શહેરમા જવાના બે માર્ગો છે એક રસ્તો ગદકી વાળો છે અને બીજો સાફ છે તમે સાફ રસ્તે જ જવાનુ પસદ કરશો, પણ જો લોકો રસ્તો સાફ કરે તો તમને પસદ નહિ પડે આ જ મોટી ખરાબી છે

મધો કોઈ પ્રકારની આશાએ નહિ, પણ નિષ્કામભાવે પોતાનું અને પાડોશીનું આગણુ સાફ કરતો મધાના આ કાર્યથી તેના ઘરના લોકો તેની ઉપર નારાજ થતા અને ઠપકો પણ આપતા એટલું જ નહિ પણ ઘરના અભણ માણસો તેને થપાટ પણ મારી લેતા આમ હોવા છતા, મધો તો પોતાના કામમા મશગૂલ રહેતો અને પોતે મેળવેલી શિક્ષાની પરીક્ષા થઈ રહી છે એમ માની બધા કષ્ટો શાન્તિપૂર્વક સહન કરતો પડેના તો તે પોતાનુ અને પાડોશીનુ જ આગણુ સાફ કરતો પણ જેમ જેમ તેની શક્તિ વધતી ગઇ તેમ તેમ તે પોતાનુ કાર્યક્ષેત્ર પણ વધારતો ગયો

અત્યારે લોકોની અધિકાશ શક્તિ તો, માનસિક ચિ તાઓથી નષ્ટ થઇ જાય છે આત્મામા અનત શક્તિ છે પણ લોકો એ આત્મિક શક્તિને વિકસાવવાનો માર્ગ ભૂલી ગયા છે એ કારણે જ તે શક્તિ દબાઈ ગઈ છે અત્યારે જેટલા આરામના સાધનો ઉભા થયા

છે તેથી શક્તિનો પણ તેટલો જ હ્રાસ થયો છે મોટર, વાયુયાન આદિ સાધનોએ તમારી શક્તિ હરી લીધી છે તમે લોકો રેડિયો દ્વારા ગાયન સાંભળવાનું પસંદ કરો છો, પણ એ માણતા તમે તમારો સૂર પણ ભૂલી ગયા છો

મઘાની શક્તિ જેમ જેમ વધતી ગઇ તેમ તેમ તે ક્રિયાત્મક કાર્ય વિશેષ કરવા લાગ્યો લોકો આધ્યાત્મિકતાને નામે ક્રિયાની અવગણના કરે છે પણ સાચુ જ્ઞાન તો તે જ છે કે, જે જ્ઞાન સક્રિય હોય મઘાને જે જ્ઞાન હતું તે પ્રમાણે તે કાર્ય પણ કરતો મઘો કહેવા કરતા કરી બતાવવામા માનતો હતો શેરીઓમા કે રસ્તા ઉપર કૂડો કચરો પડ્યો હોય તો, તે ઉપાડી બહાર ફેંકી આવતો અને ગંદકીવાળા સ્થાનને એકદમ સાફ કરી નાખતો ઘણીવાર શેરીઓની સ્ત્રીઓ જાણી જોઇને કૂડો કચરો સાફ કરેલા સ્થાને ફેંકી આવતી પણ મઘો સ્ત્રીઓ ઉપર ક્રોધિત ન થતા, કૂડો કચરો પાછો ઉપાડી જતો મઘો તો એમ જ માનતો કે, આ સ્ત્રીઓ મારા કાર્યને વેગ આપી રહી છે મઘાનો આવો નિઃસ્વાર્થ સેવાભાવ જોઈ સ્ત્રીઓ લજ્જિત થઇ જતી અને ફરી એવુ અનુચિત કાર્ય ન કરતા ઉલ્ટી મઘાના કાર્યમા મદદ કરતી

આજની સ્ત્રીઓને મઘાનુ આ કાર્ય પાપકારી કદાચ જણાતું હશે પણ તે ધર્મનું અજ્ઞાન જણાવે છે કચરાને બહાર ન ફેંકવો અને તેમા જીવોની ઉત્પત્તિ થવા દેવી એ અહિંસાધર્મની દૃષ્ટિએ ઠીક નથી અહિંસાધર્મ તો ક્ષુદ્ર જીવોને ઉત્પન્ન થવા ન દેવાનુ જણાવે છે એ જીવો તો કર્મવશાત્ પેદા થાય છે પણ મનુષ્યોમા વિવેકબુદ્ધિ છે એટલે ગંદકી એકઠી કરી તેમા ક્ષુદ્ર જીવોને ઉત્પન્ન થવા ન દેવાનો વિવેક રાખવો જોઇએ

મઘો જેમ જેમ પોતાનુ કાર્યક્ષેત્ર વધારતો ગયો તેમ તેમ તેની નિંદાનુ ક્ષેત્ર પણ વધતું ગયુ જ્યા લોકોનુ ટોળુ મળતુ ત્યા પણ મઘાની નિંદા કરવામા આવતી લોકો નિંદાથી ગભરાય છે પણ જો નિંદાથી ગભરાટ ન છૂટે તો પૌષ્ટિક પદાર્થ જેમ શક્તિ આપે છે તેમ તે પણ શક્તિ આપે છે મઘો નિંદાથી ગભરાતો નહિ તે એમ માનતો હતો કે, મારા વિકાસમા નિંદા પણ એક સાધન છે પોતાની નિંદા સાભળીને સામાન્ય લોકોના મનમા એક પ્રકારનો આવેશ આવી જાય છે પણ જ્ઞાનીઓ એ આવેશનો સારો ઉપયોગ કરી લે છે જ્યારે અજ્ઞાનીઓ તેનો દુરુપયોગ કરે છે

મઘો જ્યારે પોતાની નિંદા લોકો પાસેથી સાભળતો ત્યારે તે પોતાના મનની સાથે હવે થઈ છે એમ સમજી નિંદાથી ગભરાતો નહિ

મઘાની લોકોમા નિંદા થતી સાભળી ત્યાના બે નવયુવાનોને એવો વિચાર આવ્યો કે, 'મઘાએ એવુ શુ દુષ્કૃત્ય કર્યુ છે કે, લોકો તેની નિંદા કરે છે શુ તે દારૂ પીએ છે? વેશ્યાગમન કરે છે? જુગાર રમે છે? અથવા શુ હોકો ચલમ પીએ છે? અથવા વર્તમાન યુગની ભાષામા બીડી પીએ છે? કે હોટલમા જઈ ચા કે સોડા લેમન ઢીચે છે? મઘાને તો આ વ્યસનોમાનુ એક પણ વ્યસન નથી છતા લોકો તેની શા માટે નિંદા કરે છે? આ ગામના લોકો મઘાની નિંદા જે કરે છે એટલે મઘાના સારા કાર્યની પ્રશસા કોની પાસે જઈ કરુ ભલે આખુ ગામ મઘાના કાર્યને વખોડતુ હોય તે પણ જે કાર્ય કરી લો છે તે વાસ્તવમા લોકોપયોગી છે માટે તેના સત્કાર્યને મદદ કરીને વેગ આપવો જોઈએ'

આ પ્રમાણે બન્ને યુવક મઘાના કાર્યની કદર કરવા લાગ્યા પહેલા યુવકે કહ્યુ કે, ભાઈ! મારો અને તારો મત એક થવાથી

અગિયાર ૧૧ જેવા ગન્યા છીએ પણ જો આપણે મધાની સાથે મળી જઈએ તો એકસો અગિયાર ૧૧૧ જેટનુ કામ કરી શકીએ જો તુ મગાના કાર્યની હ ર્ષપૂર્વક પ્રશંસા કરે છે તો કેવળ વચનથી જ તેના કાર્યની પ્રશંસા ન કરતા ચાલો આપણે તેમની સાથે મળી જઈને તે વચનને કાર્યમા ઉતારીએ '

આજે ઘણા લોકો બીજાનુ કાર્યને 'વાહ વાહ' કહી પ્રશંસે છે પણ જ્યારે તે જ કામ માથે આવી પડે છે ત્યારે દૂર ખસી જાય છે આ પ્રમાણે દોરંગી નીતિરીતિ રાખવાથી કાર્યની સિદ્ધિ થતી નથી માટે જે કાર્યને હૃદયથી સારુ માનતા હોઈએ તે કાર્યને હૃદયથી ક્રિયામા ઉતારવુ જોઇએ લોકોને ખુશ કરવા માટે જ જો વાહવાહ કરીએ તો તે લોકોને અને પોતાના હૃદયને છેતરવાની ચાલાકી છે ચાલાકીથી લોકોને ખુશ કરી શકાય છે, પણ પરમાત્માને ખુશ કરી શકાતા નથી

પહેલા યુવકે જે કહ્યુ તેના ઉત્તરમા બીજા યુવકે કહ્યુ કે મગાની સાથે મળવાનુ શુ કામ છે? જે કામ તે કરે છે, તે જ કામ આપણે પણ શરુ કરવુ જોઇએ

પહેલા યુવકે કહ્યુ કે ત્યારે શુ મઘો આપણો ગુરુ બનશે?

બીજા યુવકે જવાબ આપ્યો કે હા

પહેલા યુવકે કહ્યુ કે, મે તો એમ સાભળ્યુ છે કે, જે ઘરબારનો ત્યાગ કરી જગલમા રહે છે અને ભિક્ષાચરી કરી જીવનનિર્વાહ ચલાવે છે તે જ ગુરુપદને પામે છે મઘાએ તો હજી ઘરબારનો ત્યાગ કર્યો નથી એવી અવસ્થામા તેને ગુરુપદે કેમ સ્થાપી શકાય?

બીજા યુવકે જવાબ આપ્યો કે જ્યારે આપણે ગૃહત્યાગ કરી નિવૃત્તિ માર્ગે જવા ચાહતા હોઈએ ત્યારે ધ ગાગના ત્યાગી પુરુષને જ ગુરુ બનાવવા જોઈએ પણ જ્યારે આપણે પ્રવૃત્તિમય જીવન વ્યતીત કરવા ચાહિએ છીએ ત્યારે મઘા જેવા સત્ય પ્રવૃત્તિ કરનારા ગુરુની જ જરૂર રહે છે મઘા જેવા સત્પુરુષને ગુરુ બનાવવાથી જ પ્રવૃત્તિ કરવા છતા પણ અન્તરાત્માને પવિત્ર માર્ગે વ૮ જઇ શકાય છે

આ પ્રમાણે વિચાર વિનિમય કરી બને યુવકો મઘાની પાસે આવ્યા તે વખતે મઘો સદ્ભાવના ગમમા લાગ્યો હતો બને યુવકોએ મઘાને પ્રણામ કર્યા મઘાએ વિનયપૂર્વક જવાબ વાળ્યો કે ભાઇઓ ! તમે મારામા એવુ શુ જોયુ કે, તમે મને પ્રણામ કર્યા ? હુ તો એક સાધારણ માણસ છુ મારી પાસે પહેરવાને પૂરતા કપડા પણ નથી મારા જેવા ગરીબને તમે શા માટે નમસ્કાર કરો છો ?

યુવકો મઘાની આટલી બધી નમ્રતા જોઇ આશ્ચર્યચકિત થઇ ગયા અને તેની નિરભિમાનતાની પ્રશસા કરવા લાગ્યા

ગાધીજી પણ થોડા અને સાદા કપડા પહેરે છે અને તમે કીમતી કપડા પહેરો છો છતા તેમનો તમે કેટલો બધો આદર કરો છો ? તમે તેમનો જે આદરસત્કાર કરો છો તે તેમનુ મહત્કાર્ય જોઇને કરો છો આ પ્રમાણે તમારો આત્મા તો પવિત્રતા ચાહે છે પણ બાહ્ય ઢોંગને લીધે આત્માની એ ભાવના દબાએલી રહે છે લજ્જાની રક્ષા માટે કપડા પહેરવામા આવે છે, પણ એ મૂળ ઉદ્દેશ ભૂલી જઇ બાહ્ય શૃગારને મહત્ત્વ આપવામા આવે છે, લજ્જાની રક્ષા માટે કપડા પહેરવા જોઇએ એ ઉદ્દેશ શુ આજ કાલ કોને સમજાવવામા આવે છે ?

મધાએ એ મને યુવકોને ઉદ્દેશીને કહ્યું કે, 'જેવુ મારુ કામ છે તેવો મારો પહેરવેશ છે જો હું કીંમતી કપડા પહેરી મારુ કામ કરુ તો મારુ કામ પાર ન પડે કારણ કે કીંમતી કપડા આરામ વધારે છે અને જે કપડા આરામ વધારનાર હોય તે કીંમતી કપડા કાર્યકર્તાઓને શોભતા નથી એટલા માટે મે, મારા કામ પ્રમાણે પહેરવેશ રાખ્યો છે

મધાની આ સાચી અને સીધી વાત સાંભળી, તે યુવક મિત્રો ખૂબ જ પ્રસન્ન થયા અને પ્રસન્ન ચિત્તે મધાને કહેવા લાગ્યા કે, 'અમે તમારા શિષ્ય થવા આવ્યા છીએ અમે તમારા કહેવા પ્રમાણે વર્તીશુ મધાએ ઉત્તર આપ્યો કે,' બાંધવો ! મારી પાસે શુ છે કે, તમે મારા શિષ્ય થવા ચાહો છો ? હું તમને ખાવા માટે રોટલીનો ટૂકડો પણ આપી શકુ એવી સ્થિતિમા નથી કારણકે, મારા પોતાના ઘરવાળાઓ પણ મને મહા મુશ્કેલીએ ખાવાનું આપે છે અને કહે છે કે, કામ તો પારકા ઘરનુ કરે છે અને ખાવા અહીં આવે છે આ પ્રમાણે કટુ વચન કહે છે પણ હું તો એમ જ સમજુ છુ કે, મારા ઘરવાળાઓ મને લૂખીસૂકી રોટલી જ આપતા નથી પણ આ વચનરૂપી ઘી પણ આપે છે મારા ઘરવાળાઓને હું જે ઘરનું કામ કરુ છુ તે તો ગમે છે પણ હું પારકા ઘરનુ કામ કરું છુ તે તેમને ગમતું નથી જ્યારે મને પોતાનુ કે પારકાનું બન્નેનુ કામ કરવુ ગમે છે મારા અને મારા ઘરવાળાના વિચારમા આ જ મોટુ અંતર છે મારી પાસે કાંઈ નથી છતા તમે મારા શિષ્ય શા માટે બનવા ચાહો છો ?

યુવકોએ કહ્યુ કે, "આપે હમણા જે ઘરની વાતો કહી તે સાંભળી, અમે તમારા પગલે ચાલવાનો વિચાર કર્યો છે અને એટલા જ માટે અમે તમારા શિષ્ય થવા ચાહિએ છીએ'

અહી રાજકોટમા શ્રાવકોના કેટલાક ઘર તો ઠીક છે પણ કેટલાક તો બહુ જ ગંદા છે જ્યારે શ્રાવકોના ઘર ગંદા જોઉ છુ ત્યારે મને એવો વિચાર થાય છે કે શુ શ્રાવકોના ઘર ગંદા હોય ખરા? કેટલાક શ્રાવકો એમ કહે છે કે, એ તો ભંગીનો દોષ છે પણ હું કહુ છુ કે, જે ગંદકી કાઢે છે તે તો દોષી નહિ! પણ જે ગંદકી સાફ કરે છે તે દોષી કહેવાય! એ કોના ઘરનો ન્યાય? અહિંસા-ધર્મનો મર્મ ન સમજવાને લીધેજ ઘરમા ગંદકી રહેવા પામે છે જેમના ઘરમા લોટ, દાળ કે એવી બીજી ખાદ્ય ચીજો સડેલી પડી રહે છે અને તેમા જીવાત પડવા દે છે, તે લોકો અહિંસાધર્મનો મર્મ સમજ્યા નથી એમ કહેવુ જોઇએ

જે લોકો પોતાનું ઘર સાફસુફ રાખી શકતા નથી તે લોકો પારકા ઘરને સાફસુફ શુ કરી શકે?

કેટલાક એમ કહે છે કે, જૈનધર્મ તો નિવૃત્તિપ્રધાન ધર્મ છે એટલે આવી પ્રવૃત્તિમા શા માટે પડવુ? આ ઠીક છે જ્યારે સસારથી નિવૃત્ત થઈ જાઓ ત્યારે નિવૃત્તધર્મનું પાલન કરો એ બરાબર છે પણ જ્યાસુધી તમે સસારથી નિવૃત્ત થયા નથી, પ્રવૃત્તિમા પડેલા છો ત્યાસુધી તમે પરાધીન રહો અને પરાધીનતાને પોષ્યા કરો એમ જૈનધર્મ કહેતો નથી પ્રવૃત્તિમા રહેવા છતા પરાધીન રહો એમ જૈનશાસ્ત્ર કહેતુ નથી

ભગવાન મહાવીરે ગૃહસ્થધર્મનું જે વિધાન કર્યું છે એ વિધાન પ્રમાણે આચરણ કરવામા આવે તો, ગૃહસ્થોના ઘરમા અશુચિ કે અપવિત્રતા સભવે નહિ પણ આજકાલ કેટલાક લોકો ગૃહસ્થ હોવા છતા સૂક્ષ્મ હિંસાનો તો વિચાર કરે છે પણ મહારાએ

જે સ્થૂલ હિંસા થાય છે તેનો વિચાર સરખો પણ કરતા નથી જે સ્થૂલ હિંસા પરમ્પરાએ મનુષ્ય હિંસા સુધીનું રૂપ ધારણ કરે છે તેને સરકારના કાયદાને માન આપી બંધ કરો છો તેના કરતા ધર્મના કાયદાને માન આપી સ્વેચ્છાએ એ સ્થૂલ હિંસાને શા માટે અટકાવતા નથી? મહાએ યુવકોને કહ્યુ કે, તમે મારા શિષ્ય ખરા દિલથી થવા ચાહો છો તો, હુ જેમ કહુ તેમ કરવુ પડશે, તે તમને કબુલ છે? યુવકોએ મહાની આજ્ઞાનુસાર ચાલવાનું કબુલ કર્યું

આગળ શુ થાય છે તે હવે પછી વિચારીશુ



# વ્યાખ્યાન ત્રીજું*



## પ્રાર્થના

અરનાથ અવિનાશી, શિવ-સુખ લીધો
વિમલ વિજ્ઞાન-વિલાસી સાહબ સીધો ॥ ૧ ॥
તૂ ચેતન ભજ અરહનાથને તે પ્રભુ ત્રિભુવનરાય
તાત સુદર્શન દેવી માતા તેનો નંદ કહાય ॥સાહબ૦૨॥

**શ્રી અરહનાથ** ભગવાનની આ પ્રાર્થના કરવામા આવી છે જેમને પ્રાર્થના ઉપર વિશ્વાસ છે અને જે પ્રાર્થનામા શક્તિ રહેલી છે એમ માને છે તેમને માટે પ્રાર્થના એક અપૂર્વ વસ્તુ છે પ્રાર્થના એ વિશ્વાસની વસ્તુ છે માટે તેના ઉપર વિશ્વાસ રાખવાથી તો અપૂર્વ વસ્તુની પ્રાપ્તિ થાય છે પણ જો વિશ્વાસ વિના પ્રાર્થના કરવામા આવે તો, તે પ્રાર્થના પણ રોગરૂપ બની જાય છે અને પરિણામે અપૂર્વ વસ્તુની પ્રાપ્તિ થતી નથી કલ્પવૃક્ષમા કઈ વસ્તુ રહેલી નથી? બધી વસ્તુઓ રહેલી છે, પણ જેનામા એકપણ વસ્તુ આવતી નથી તોપણ કલ્પવૃક્ષને નીચે બેસી જે વસ્તુની કલ્પના

* સ્થળ—રાજકોટ જ્યુબિલિ દરબાર હૉલ તા ૩-૧૨-૩૬

કરવામા આવે છે તે વસ્તુની પ્રાપ્તિ થાય છે આ પ્રમાણે કલ્પવૃક્ષ પોતે પણ કલ્પનાના આધારે વસ્તુ આપે છે જો કલ્પના ન કરવામા આવે તો વસ્તુ મળતી નથી આ જ પ્રમાણે પરમાત્માની પ્રાર્થનામા રહેલી શકિત ભલે પ્રત્યક્ષ દેખાતી ન હોય પણ તે ઉપર વિશ્વાસ રાખવામા આવે તો, તેમા બધી શકિતઓ રહેલી છે એટલા જ માટે જ્ઞાનીજનો પરમાત્માની પ્રાર્થના આગળ કલ્પવૃક્ષ કે ચિન્તામણિ રત્નની પણ પરવા કરતા નથી કારણ કે તેઓ પરમાત્માની પ્રાર્થના આગળ એ વસ્તુની કશી કિંમત ગણતા નથી જ્યારે આપણામા પણ પરમાત્માની પ્રાર્થના ઉપર આટલો બધો દૃઢ વિશ્વાસ પેદા થશે અને પરમાત્માની પ્રાર્થના આગળ કલ્પવૃક્ષ કે ચિન્તામણિની કશી કિંમત નહિ રહે ત્યાર આપણને પરમાત્માની પ્રાર્થનામા રહેલી બધી શક્તિ રહેલી છે તે સ્પષ્ટ જણાશે એટલા માટે પરમાત્માની પ્રાર્થનામા દૃઢ વિશ્વાસ રાખો જ્યારે કોઈ સાંસારિક પદાર્થની ઇચ્છાની પૂર્તિ માટે પરમાત્માની પ્રાર્થના કરવામા આવે છે ત્યારે તે સાચી પ્રાર્થના નહિ પણ બહારના રોગરૂપ બની જાય છે આ વિષે ભક્ત કેશવનાતે ઠીક કહ્યુ છે કે, "જો પરમાત્માની પ્રાર્થનામા પદર આના તો મન લાગેલુ હોય પણ એક જ આનો સાંસારિક પદાર્થની ઇચ્છામા મન ચોંટેલુ હોય તો, તે પ્રાર્થના પણ રોગ રૂપ જ છે

કોઈ એમ કહે કે, કોઈ ચીજની આવશ્યકતા પાર પાડવા માટે અથવા કોઈ કષ્ટના નિવારણ માટે બીજા ઉપાયો ન કરતા પરમાત્માની પ્રાર્થનાનો ઉપાય હાથ ધરવામા આવે તો શુ ખોટુ છે? આ પ્રશ્નના ઉત્તરમા જણાવવાનું કે, જ્યારે કોઈ વસ્તુની આવશ્યકતા ઊભી થાય અથવા કોઈ સકટ માથે આવી પડે ત્યારે એમ વિચારવુ જોઇએ કે પરમાત્માની પ્રાર્થના ન કરવાને લીધે જ

આવી સ્થિતિ ઉભી થવા પામી છે એના માટે જ મારે પરમાત્માની પ્રાર્થનામા મન પરોવવુ જોઇએ

આ પ્રમાણે માથે આવી પડેના સકટને પ્રાર્થનામા પ્રવૃત્ત થવાનુ કારણ બનાવવુ જોઇએ, પણ કોઈ ચીજો મેળવવા માટે અથવા કોઇ કષ્ટના નિવારણની ઇચ્છાએ જ પરમાત્માની પ્રાર્થનામા કોઇ પ્રકારની તમારી કામના નહિ રહે, ત્યારે સકટો પણ તમારાથી દૂર ભાગશે

ખેડુતને ઘાસની પણ જરૂર રહે છે પણ તેઓ કાઈ ઘાસ જ માટે ખેતી કરતા નથી પરતુ તેઓ તો સારો પાક કેમ થાય એ જ ઉદ્દેશથી ખેતી કરે છે છતા ધાન્યની સાથે ઘાસ પણ પેદા થઈ જાય છે આ જ પ્રમાણે પરમાત્માની પ્રાર્થના કરતી વખતે એમ વિચારવુ જોઇએ કે, પરમાત્માની કૃપા મેળવવા માટે હુ પ્રાર્થના કરુ છુ કારણ કે પ્રાર્થના દ્વારા પરમાત્માની કૃપા મેળવવામા આત્માનુ કલ્યાણ રહેલુ છે આવી ઉનત ભાવના રાખવાથી જેમ અનની સાથે ઘાસ પણ ઉગી નીકળે છે, તેમ સાસારિક વસ્તુની પણ સહેજે પ્રાપ્તિ થઈ જાય છે પણ સસારની બધી વસ્તુઓની પ્રાપ્તિ કરવા કરતા, આત્માનુ કલ્યાણ સાધવુ શ્રેષ્ઠતમ છે, માટે પરમાત્માની પ્રાથના આત્માના કલ્યાણ માટે જ કરવી જોઇએ જો પરમાત્માની પ્રાર્થનાદ્વારા આત્મકલ્યાણ સાધી શકાય છે તો તુચ્છ વસ્તુઓની પ્રાપ્તિ માટે એ પ્રાર્થનાનો ઉપયોગ કરવો એ તો ચણાના બદલામા રત્ન આપવા જેવી મૂર્ખતા છે આત્માનુ કલ્યાણ ચાહનારે આવી મૂર્ખતા કરવી ન જોઇએ

પરમાત્માની પ્રાર્થના ગમે તે સ્થાને અને ગમે તેવી પરિસ્થિતિમા કરી શકાય છે, પણ પ્રાર્થનામા આત્મસમર્પણની અનિવાર્ય

આવશ્યકતા રહે છે, કારણ કે પરમાત્માને આત્મસમર્પણ કર્યા વિના સાચી પ્રાર્થના થઈ શકતી નથી એટલા માટે ભક્ત લોકો કહે છે કે —

**तन धन प्राण समर्पी प्रभुने इन पर वेग रिझास्या राज**

અર્થાત્—પરમાત્માની પ્રાર્થના કરવામાં તન, ધન અને પ્રાણનું પણ સમર્પણ કરી દઈને આવી ઉજ્જ્વલ ભાવના પૂર્વક તમે પણ પરમાત્માની પ્રાર્થના કરો તો, તમે જરૂર આત્મકલ્યાણ સાધી શકશો પરમાત્માની પ્રાર્થના એક એવી વસ્તુ છે કે, જે બધાને માટે સુલભ છે એટલા માટે આ સુલભ વસ્તુનો આપણે સદુપયોગ કરી લેવો જોઈએ અને પરમાત્માની પ્રાર્થનાને જીવનમાં વણી લેવી જોઈએ આમ કરવાથી વહેલી કે મોડી આત્મજાગૃતિ અવશ્ય થશે

જ્યારે કોઈ માણસ, મારે ત્રણ વાગે કે ચાર વાગે વહેલા ઉઠવું છે એવો દૃઢ નિશ્ચય કરીને સુવે છે તે પછી ભલે મોડો પણ સુવે તોપણ તે ધારેલા સમયે અવશ્ય જાગી ઉઠે છે આવો તમે પણ કોઈ દિવસે અનુભવ કર્યો હશે આપણામાં એવી કોઈ શક્તિ કામ કરી રહી છે કે, જે ભર નિદ્રામાંથી પણ નિશ્ચય કર્યા પ્રમાણે જાગ્રત કરી શકે છે આત્માની આ શક્તિને જાગ્રત કરવા માટે દૃઢ નિશ્ચયપૂર્વક પરમાત્માની આન્તરિક પ્રાર્થના કરો તો અવશ્ય આત્મજાગૃતિ થશે ભક્ત લોકો કહે છે કે —

**माड जतन करता नहीं पामे एवी मोटी माम।**
**ते जिनभक्ति करी ने लहिये मुक्ति अमोलक धाम॥**

અર્થાત્—જે મુક્તિ બીજા અનેક ઉપાયો કરવા છતાં પ્રાપ્ત થઈ શકતી નથી તે પરમાત્માની પ્રાર્થના દ્વારા પ્રાપ્ત થઈ શકે છે

જેમને આ વાત ઉપર વિશ્વાસ જ નથી તેમને માટે આ વાત નિરર્થક છે પણ જેમને પ્રાર્થના ઉપર વિશ્વાસ છે તેમને માટે આ વાત તદ્દન સાચી છે

કોઇ એમ કહે કે પરમાત્માની પ્રાર્થનાથી આત્મકલ્યાણ કરવાનું કહો છો પણ પરમાત્મા છે એની પ્રતીતિ કેમ થાય? કારણ કે પરમાત્મા તો અગમ્ય અગોચર કહેવાય છે, એટલે એમની પ્રતીતિ કેવી રીતે થાય? એને માટે હું મારા એક સ્વાનુભવની વાત કહું છું-

મારો જે પ્રદેશમાં જન્મ થયો છે ત્યાં વરસાદ ખૂબ વરસે છે ત્યાં વર્ષાઋતુમાં વાદળાંઓથી હમેશા આકાશ ઢંકાએલું રહે છે એટલે સૂર્ય અસ્ત પામ્યો છે કે નહિ? તેની કશી ખબર પડતી નહિ પણ પોયણાના ફુલને જોઇને ખબર પડતી કે, હવે સૂર્ય અસ્ત પામ્યો છે તે પ્રદેશમાં પોયણાના નામના એક જાતના ફુલ થાય છે તે ફુલ જ્યારે વિકસિત થતા ત્યારે સૂર્ય ઉગ્યો છે તેમ અને જ્યારે કરમાતા ત્યારે સૂર્ય આથમ્યો છે તેમ ખબર પડતી હતી

અને એ વિચારવા જેવી વાત છે કે એક ફુલને સૂર્યના ઉદય અસ્તની ખબર પડી જાય છે અને આપણા જેવા મનુષ્યોને ખબર પડતી નથી એ આપણી કેવી બધી અપૂર્ણતા બતાવે છે? એક ફુલને સૂર્યના ઉદય-અસ્તની ખબર પડે છે, તો શું આપણને તેની ખબર પડતી નહિ હોય? ખબર તો પડતી હશે, પણ આપણી બીજી ધમાલમાં પડી જવાથી એ જાણેલી વાતને પણ ભૂલાઇ જવાય છે અને પરમાત્માના વિષયમાં પણ તેની પ્રતીતિ કેમ થાય? આવા પ્રશ્નો પૂછવા લાગીએ છીએ આવા પ્રશ્નો ઉદ્ભવવાનું મુખ્ય કારણ પોતાનામાં રહેલી શક્તિનું અજ્ઞાન જ છે પોતાનામાં રહેલી

શક્તિના આધારે પરમાત્માની પ્રતીતિ કરવા માટે પ્રયત્ન કરવો જોઈએ પ્રયત્ન કરવા છતા પણ જો પરમાત્માની પ્રતીતિ ન થાય તો જેમ પંચાંગના [illegible] સૂર્યના ઉદય-અસ્તની ખબર મેળવીએ છીએ તેમ પૂર્વ મહાત્માઓ કે જેમણે આત્મશક્તિ દ્વારા પરમાત્માની પ્રતીતિ કરી છે તેમના કહેવા પ્રમાણે આત્મશક્તિ કેળવી, પરમાત્માને ઓળખવાનો પ્રયત્ન કરવો જોઈએ તમે પરમાત્માની પ્રતીતિ કરો એટલા માટે તમને આધ્યાત્મિક અને વ્યવહારિક વાતો હમેશા સમજાવવામા આવે છે

કેટલાક લોકો એમ કહે છે કે, જો અમે આધ્યાત્મિકતામા પડી જઈએ તો અમારો વ્યવહાર બિલકુલ બગડી જાય પણ આ માન્યતા ભૂલભરેલી છે

આધ્યાત્મિકતાથી તમારો વ્યવહાર કોઈ દિવસ બગડી શકે નહિ હા એટલુ અવશ્ય થાય કે તમે જે વ્યવહારને નામે ધમાલ કરો છો, તે ધમાલને પછી વ્યવહારમા સ્થાન હોવા ન પામે જેમ રોટલી પકાવતી વખતે રોટલી બળી જાય એવો અગ્નિ [illegible] રાખવામા આવતો નથી તેમ રોટલી પાકે પણ નહિ એવો ઠરી ગએલો તાપ પણ રાખવામા આવતો નથી પણ રોટલી બળે પણ નહિ તેમ કાચી પણ રહે નહિ એવો સાધારણ તાપ રાખવામા આવે છે આધ્યાત્મિકતાને આ રીતે જીવનમા ઉતારવામા આવે તો, જીવનવ્યવહાર એવા મધ્યમ માર્ગે વ્યવસ્થિત થાય છે કે, જીવનમા છેલબટાઉ જેવી ઉડાઉગીરી આવતી નથી, તેમ કૃપણ જેવી કૃપણતા પણ આવતી નથી પણ મધ્યમ સ્થિતિ રહે છે માટે આધ્યાત્મિકતાને જીવન વ્યવહારમા સ્થાન આપવાથી, જીવનવ્યવહાર [illegible] થાતો નથી એ ભ્રમ કાઢી નાખવો જોઈએ આજકાલ કેટલાક લોકો આધ્યાત્મિકતાના ઓથે કૃપણ બની જાય છે જેઓથી નાની પણ વસ્તુનુ મમત્વ

છોડી શકતું નથી, જેઓને દિવસ રાત, કે ખાદ્યાખાદ્યનો પણ વિવેક નથી અને જેઓ આધ્યાત્મિકતાને નામે કૃપણતા સેવે છે તે નામે આધ્યાત્મિકતાના નામનો જ નાશ કરે છે એમ કહેવું જોઈએ

આધ્યાત્મિકતા એ કાંઈ નાનીસૂની વસ્તુ નથી આધ્યાત્મિકતાને ગીતાએ બધી વિદ્યાઓમાં પ્રથમ સ્થાન આપ્યું છે જ્યાં બીજાના હિત માટે નાની ચીજનો પણ ત્યાગ થઈ શકતો નથી ત્યાં ભલા! આધ્યાત્મિકતા કેવી રીતે નભી શકે? જ્યાં લોભ શા હોય છે ત્યાં આધ્યાત્મિકતા ટકી જ શકતી નથી જ્યાં બીજાના હિત માટે પ્રાણ અર્પવાની પણ આનાકાની ન હોય ત્યાં આધ્યાત્મિકતા સહેજે આવે છે જેમકે, રાજા મેઘરથે કબુતર માટે શરીરત્યાગ કર્યો હતો શું તેમનામાં આધ્યાત્મિકતા ન હતી? તેમનામાં આધ્યાત્મિકતા હતી અને એટલા જ માટે તેઓ બીજાના કલ્યાણ માટે શરીરત્યાગ કર્યો હતો કારણ કે તેઓ સારી રીતે જાણતા હતા કે બીજાના કલ્યાણ માટે આત્મસમર્પણ કરવું એ જ આધ્યાત્મિકતા છે આ પ્રમાણે જે આધ્યાત્મિક હોય છે તે બીજાના હિતમાં પોતાનું હિત માને છે બીજાના હિતમાં પોતાનું હિત કેવીરીતે રહેલું છે એ બતાવવા માટે મધાની વાત કહેવામાં આવે છે —

## મધાનું વૃત્તાંત

મધો કુદરત પાસેથી એ બોધપાઠ શીખ્યો હતો કે, જે વાત મને પોતાને અનુકૂળ હોય તે જ બીજાના માટે પણ કરવી કુદરત પાસેથી જેવો બોધપાઠ મળે છે તેવો બોધપાઠ બીજે કશાયથી મળતો નથી, એવું જગતમાં ભૂતકાળના તેમજ વર્તમાનના અનેક દાખલાઓથી સ્પષ્ટ જણાય છે જ્ઞાનીઓએ આખા બ્રહ્માંડને પુસ્તકાકાર બતાવેલ છે એટલા માટે જો એનું ધ્યાન ધરવામાં આવે તો આત્માને અપૂર્વ જ્ઞાન આવે

કુદરતના તત્ત્વનું જો બારીકીથી અવલોકન કરવામા આવે તો, તેમાથી આત્માને અપૂર્વ શિક્ષા મળી શકે એક નાનકડા ફૂલની પાખડીમા કયુ તત્ત્વ રહેલુ છે, તેની રચના ક્યા પ્રકારની છે, તેમાથી કેવી શિક્ષા મળે છે એ વિષે ઊંડો વિચાર કરવામા આવે તો તે જાણી આશ્ચર્ય થશે

મોટા મોટા કારીગરો, મોટા મોટા મહાલો બનાવવામા જે કારીગરી વાપરે છે, તે કારીગરી ફૂલની પાખડીની રચનામા જે કારીગરી હોય છે તેના આગળ તુચ્છ છે કુદરત જે હિતકારી શિક્ષા આપે છે તેવી શિક્ષા બીજુ કોઇ આપતુ નથી

મઘો પ્રકૃતિની શિક્ષાનુસાર કામ કરવા લાગ્યો તે આગળથી પાડોશીનું આગણુ તથા ગામનો રસ્તો પણ સાફ કરતો શેઠીઓની સ્ત્રીઓ મઘાના આ કામની નિંદા કરતી એટલુ જ નહિ પણ તેના કામમા બાધા પહોચાડવા માટે સાફ કરેલી જગ્યાએ કચરો પણ ફેંકી આવતી આમ કરવા છતા પણ મઘો તો હમેશાની માફક પ્રસન્ન ચિત્ત રહેતો અને પ્રસન્નચિત્તે કચરાવાળી જગ્યાને વાળીને સાફ કરી નાખતો અને તે એમ વિચારતો કે, ખરેખર મારી બહેનોએ મારી ઉપર ઉપકાર કર્યો છે કે ઘરમા જે કચરો પડતો હતો તે બહાર મૂકીને મારા કાર્યમા મને સહાયતા આપી છે

તમને કોઈ ગાળો ભાંડે ત્યારે તમારે પણ એવો ઉજ્જવલ વિચાર કરવો જોઇએ કે, એ તો બહુ સારુ થયુ કે તેના મોઢામા ગાળની જે ગદકી હતી તે બહાર આવી ગઈ અને એ રીતે ગાળ ભાંડનારનું હૃદય પણ એટલા અંશમા શુદ્ધ થયુ

ખેડુતો ગદકીનો ખાતર તરીકે ખેતીમા ઉપયોગ કરી સારો પાક ઉત્પન્ન કરે છે તેવી રીતે તમે પણ આત્માના કલ્યાણમા એ ગાળોનો પણ સદુપયોગ કરી લો

મધો નિંદાથી જ ૫ણુ ગભરાતો નહિ તે તો હમેશા પોતાના નિયત કરેલા કાયમા સલગ્ન રહેતો મધાની આવી કાર્યપ્રણાલી જોઈ, એ બજે યુરો મઘા ા શિષ્ય બનવા તૈયાર થયા મઘાએ એ બનેને કહ્યુ " મારે ત્યા ખાવા પીવાનુ કાઈ નથી પણ ઊલટુ મારી સાથે કામ કરતા તમારે લોકોની નિંદા ગાળી વગેરે સમતાભાવે સાભળવાનું છે શુ તમે મારા શિષ્ય થઈ બીજાની નિંદા કે ગાળો સમતાભાવે સાભળવા તૈયાર છો ?

મઘાનુ આ કથન સાભળી બને યુવકો પરસ્પર કહેવા લાગ્યા કે, "ગુરુ હોય તો ખરેખર આવા હોવા જોઈએ કે જે શિષ્ય બનાવવા માટે બીજાને ભોગ પ્રલોભનો ન આપે આ પ્રમાણે પરસ્પર વિચાર વિનિમય કરી બન યુવકોએ મઘાને કહ્યુ કે, "તમારા સ્પષ્ટ કથનથી અમારી તમારા શિષ્ય થવાની ભાવના વધારે પામી છે માટે કૃપા કરીને આપ અમને ગુરુમન્ત્ર સભળાવો અને અમને શિષ્યદીક્ષા આપો "

મઘાએ ઉત્તર આપ્યો કે હુ ભણેલો ગણેલો નથી એટલે તમને શુ ગુરુમન્ત્ર સભળાવુ '

યુવકોએ કહ્યુ કે અમે ભણેલા ગણેલાના મન્ત્રો તો ઘણીવાર સાભળીએ છીએ પણ અમે તો તમારા જેવા કર્તવ્યપરાયણ વ્યક્તિ પાસેથી મન્ત્ર સાભળવા ઉત્સુક છીએ માટે તમારા કર્તવ્યનો મન્ત્ર અમને સભળાવો અર્થાત્ અમારે તમારા શિષ્ય થઈ શુ કાર્ય કરવાનુ છે તે જણાવો અમે યથાશક્તિ આપના કર્તવ્યમન્ત્રનુ જીવનમાં પાલન કરીશુ "

મઘાએ કહ્યુ કે સાભળો, તમારે શુ કામ કરવાનુ છે તે જણાવુ છુ જોકે હુ ભણેલો ગણેલો નથી પણ કુદરત પાસેથી મે

એવી શિક્ષા મેળવી છે કે 'જે કામ પોતાને અનુકૂળ હોય તે બીજા માટે કરવુ અને જે પોતાને પ્રતિકૂળ હોય તે બીજા માટે પણ ન કરવુ' સંક્ષેપમા તમારે આટલુ કામ કરવાનુ છે કે—

आत्मौपम्येन सर्वत्र मम पश्यति योऽर्जुन ! । गीता

ભાવાર્થ - પોતાના આત્માને જે અનુકૂળ હોય તે બીજા માટે કરવુ, એ ઉપમા પ્રમાણથી પ્રત્યેક કાર્ય કરવુ જોઇએ એવુ જ્ઞાનીઓનુ પણ કથન છે

મધાએ કહ્યુ કે, પ્રકૃતિ પાસેથી મે આ શિક્ષા લીધી છે મને એમ લાગ્યુ કે, મને સાફ કરેલો રસ્તો ગમે છે તો બીજા લોકો એ ગદકીવાળા રસ્તાને સાફ કરે અને હુ એ સાફ કરેલ રસ્તા ઉપર ચાલુ, એના કરતા હું જ રસ્તો સાફ શા માટે ન કરુ' કે જેથી હું અને બીજા લોકો સાફ કરેલા રસ્તા ઉપર ચાલી શકીએ 'જે વાત પોતાને ગમતી હોય તે બીજાઓ માટે પણ કરવી' આ મારી પહેલી શિક્ષા છે અને 'પોતાના આત્માની માફક બીજા જીવોને પણ સમાન માનવા એ મારી બીજી શિક્ષા છે એમ થવુ ન જોઇએ કે, પોતાને માટે તો પાચ અને પાચ દશ ગણે અને બીજાને માટે અગિઆર ગણે આમ જે આત્મવચના કરે છે તે વિશ્વાસઘાત તો કરે છે, સાથે સાથે પોતાના આત્માને અપરાધી બનાવે છે માટે જે તમારા આત્માને ગમે, તે જ બીજાઓ માટે પણ કરો આ સિવાય અનિચ્છનીય પ્રવૃત્તિ ન કરવી બીજાઓ ઉપર બળજબરી ન કરવી કારણકે આમ કરવાથી બીજાના આત્માને આઘાત પહોંચે છે માટે આવી ખરાબ પ્રવૃત્તિઓથી બચતા રહેવુ માનો કે તમારી પાસે બે કોટ છે તેમા એક નકામો છે ત્યારે જો તમારી સામે કોઈ ગરીબ માણસ મફત ઠડીને લીધે થથરતો

હોય ત્યારે તમારી પાસે જે નકામો કોટ હોય તે આપી દેવાની ઇચ્છા પેદા થવી જોઇએ જો ગરીબને કોટ આપવાની ઇચ્છા ન થાય તો 'તમે હજી બીજાના કષ્ટને સમજી શક્યા નથી' એ સ્પષ્ટ જણાય છે તમારુ પેટ ભોજનથી તૃપ્ત થઇ ગયુ છે તોપણ બચેલી રોટલી કોઇ ગરીબને આપવાની ભાવના પેદા ન થઇ, પણ રોટલીને સેકીને કે સુકવીને બીજે દિવસે ખાવા માટે રાખવાની ભાવના થઈ તો તમે હજી બીજાના આત્માને તમારા આત્મા સમાન માનવાનુ સમજ્યા નથી

મહાત્માએ યુવકોને કહ્યુ કે "તમે જો મારા શિષ્ય થવા ચાહો છો તો તમારે બધા જીવોને આત્માતુલ્ય માનવા પડશે એટલુજ નહિ તમારે કોઇ પ્રકારનુ વ્યસન રાખવુ નહિ જોઇએ કારણકે વ્યસનના નશામા કર્તવ્યાકર્તવ્યનુ ભાન રહેતુ નથી માટે કોઇ પણ પ્રકારના માદક પદાર્થોના સેવનથી દૂર રહેવુ પડશે જે બુદ્ધિને ભ્રષ્ટ કરે છે તે બધા માદક પદાર્થો છે કહ્યુ પણ છે કે —

बुद्धि लुम्पति यद्द्रव्य मदकारो तदुच्यते ।

જે પદાર્થોને સુઘવાથી ખાવાથી કે પીવાથી બુદ્ધિ ભ્રષ્ટ કે નષ્ટ થાય તે માદક પદાર્થો છે જે માદક પદાર્થો છે તેમાજ કેવળ મદ છે એમ નથી પણ કુભાવની ભાવનામા પણ મદ હોય છે જેમકે ગ્રથોમા રાવણને હજાર વિદ્યાવાળો વર્ણવ્યામા આવ્યો છે, છતા સીતાને જોઇને તે ભાન ભૂલી ગયો હતો આ પ્રમાણે ભાન ભૂલી જવુ એ કુભાવનો મદ છે આ પ્રકારના મદથી કે નશાથી તમારે હમેશા બચતા રહેવુ પડશે '

આજના યુવકોમાના કેટલાક પરસ્ત્રી જોઇને ભાન ભૂલેલા જોવામા આવે છે, એટલુજ નહિ પણ રાજા અને મહન્ત

કહેત કનાગાઓ પણ ભાન ભૂલી ગયા છે આજે એવા લખનારાઓ કાંઈ ઓછા મળતા નથી !

મઘાએ એ યુવકોને કર્ત્તવ્યબોધ આપતા કહ્યું કે, "જે પદાર્થોના સેવનથી કૃત્યાકૃત્યનું ભાન ભૂલાઈ જતું હોય એવા પદાર્થોનું સેવન ન કરવું એ મારો પહેલો મન્ત્ર છે આ મન્ત્ર કેવળ આગળીના વેઢે ગણવાનો કે તેનો જાપ કરવાનો નથી પણ તેને બરાબર યાદ કરી ક્રિયામાં મૂકવાનો છે આ તો મેં તમને નિવૃત્તિનો મન્ત્ર સમજાવ્યો પણ આ સાથે પ્રવૃત્તિનો મન્ત્ર પણ સમજવાનો છે એ મન્ત્ર એવો છે કે, તમારે જનસમાજની સ્વામી તરીકે નહિ પણ સેવક તરીકે સેવા કરવાની છે અને એ સેવા કરતા કરતા જો પ્રાણનો પણ ભોગ આપવો પડે તો આપવો પડશે તમને આ શરતો કબુલ હોય તો તમે મારા શિષ્ય થઈ શકો છો '

મઘાએ જે હિતશિક્ષા બતાવી છે એ શિક્ષા વિષે કોઈપણ ધર્મ કે દર્શનને વિરોધ હોઈ શકે નહિ જે આ હિતશિક્ષા પ્રમાણે જીવન વ્યવહાર ચલાવે છે, તે જરૂર પોતાનું અને બીજાનું કલ્યાણ કરી શકે છે

મઘાની આવી તાત્ત્વિક વાતો સાંભળી યુવકો કહેવા લાગ્યા કે, "અમે એમ વિચારતા હતા કે, ઈશ્વર કયાં છે ? પરંતુ અત્યારે તો ઈશ્વર તમારામાં દેખાય છે તમારામાં જે ઉદાર ભાવો રહેલા છે તે ભાવોમાં ઈશ્વરનું દર્શન થાય છે

તમે લોકો શ્રમણાર્થે ભલે મક્કા, મદીના, કાશી કે શત્રુંજય જાઓ પણ હૃદયના શુદ્ધ ભાવ તરફ દૃષ્ટિ કરો તો, ત્યાં જવું તમને વ્યર્થ જણાશે હૃદયમાં શુદ્ધ ભાવનાને સ્થાન આપવું અને સેવાને પોતાના જીવનનો આદર્શ બનાવવો એ કોઈ તીર્થથી કાંઈ ઉતરતું પવિત્ર નથી જે પ્રમાણે સૂર્યમુખી ફુલ દ્વારા સૂર્યના ઉદય-અસ્તની

પ્રતીતિ થાય છે તેમ ભાવનાઓ દ્વારા પોતાના હૃદયમાં ઈશ્વર છે કે નહીં તેની પ્રતીતિ થાય છે કદાચિત્ તમને તમારા આત્માની કે પરમાત્માની પ્રતીતિ થતી ન હોય તો, વિશુદ્ધ ભાવનાઓથી રગાએના પણ શૃંગારથી રહિત એવા આ પિંજરને જુઓ તો તમને જણાશે કે, વાસ્તવમાં વિશુદ્ધ ભાવનામાં જ ઈશ્વર રહેલો છે

મવાની હૃદયની વાત સાભળી બન્ને યુવકો ખૂબ પ્રસન્ન થયા અને પગમાં પડી પ્રસન્નચિત્તે કહેવા લાગ્યા કે, "અમારા માથા ઉપર આશીર્વાદનો હાથ મૂકો. અમે આપના શિષ્ય થવા ચાહિએ છીએ અમે આપની આજ્ઞાનુસાર વર્તવાની પ્રતિજ્ઞા કરીએ છીએ"

મવાએ યુવકોને ઉભા કરી છાતી સરસા ચાપ્યા અને તેમને શિષ્ય તરીકે સ્વીકાર્યા આ પ્રમાણે મવાને બે સાથી મળવાથી તે છ હાથવાળો થયો

ઈશ્વરનું રૂપ ચતુર્ભુજ પણ કહેવાય છે તમે પણ વિવાહમાં જોડાઇને ચતુર્ભુજ બન્યા છો પણ વાસ્તવમાં તમે ચતુર્ભુજ છો કે ચતુષ્પાદ છો એ કોણ કહી શકે? જેઓ સાચા સ્ત્રી-પુરુષ હશે તેઓ તો ચતુર્ભુજ બની પોતાનું કલ્યાણ કરવાની સાથે જગતનું પણ કલ્યાણ કરશે

મવાને બે સાથીઓનો સાથ મળ્યો છતાં તે પ્રમાદી બન્યો ન હતો પણ તે તો પહેલા કરતા વિશેષ કામ કરતો કારણ કે, તે સારી રીતે જાણતો હતો કે, જેવું હું કાર્ય કરીશ તેવું આ મારા શિષ્યો કામ કરશે આ પ્રમાણે વિચાર કરી તે આદર્શ કામ કરતો તેને ઘણીવાર એવો વિચાર આવતો કે "હે પ્રભો! આ યુવકોના હૃદયમાં કોણે પ્રકાશના કિરણો ફેંક્યા કે તેઓ મારા સાથીઓ બન્યા? મને તો એમ લાગે છે કે હે! પ્રભો! એ તારી કૃપાનું જ

પરિણામ છે આ બે યુવકોની માફક બીજા ૩૦ યુવકો મઘાના શિષ્ય બન્યા આ પ્રમાણે ૩૨ શિષ્યો અને એક પોતે એમ ૩૩ જણા થયા પ્રાતઃકાળમા વહેલા ઉઠી મઘો પોતાના શિષ્યોની સાથે પરમાત્માની પ્રાર્થના કરતો અને પછી કામની વહેચણી કરી આપતો કોઈને એવુ કામ સોપતો કે, દારૂ પીનારને અનુનય-વિનય કરી દારૂ પીવાથી કેવુ નુકશાન થાય છે તે સમજાવવુ અને એ રીતે દારૂ પીતા અટકાવવા કોઈને ગામના રોગી દુખી લોકોની સાર-સભાળ લેવાનુ કામ સોપતો તો કોઈને ગામનો રસ્તો સાફ કરવાનું તો કોઈને ગામના લોકોને હિતકારી શિક્ષા આપવાનું કામ સોપતો

મઘો કયુ કામ કેવીરીતે કરતો હતો એ બધી વાતો વ્યાખ્યાનમા કહી શકાય નહિ કારણ કે વાણીમા એટલુ બધુ સામર્થ્ય નથી કે, જે દ્વારા બધી વાતો બરાબર સમજાવી શકાય કેવળજ્ઞાની જ્ઞાનથી પણ જેટલુ જાણે છે તેનાથી અનન્તમો ભાગ કહી શકે છે એમ શાસ્ત્ર કહે છે જ્યા નિષ્કામભાવે અને સાચા હૃદયથી કામ કરવામા આવે છે ત્યા તેનો પ્રભાવ પડ્યા વગર રહેતો નથી મઘાની નિષ્કામ સેવા ભાવથી આખા ગામમા એકપણ દારૂ પીનારો, વેશ્યાગમન કરનારો કે ચોર રહ્યો નહિ

તે સમયે ચા-બીડીનો પ્રચાર હતો નહિ એટલે એ વિષે મઘાને સુધાર કરવો પડ્યો ન હતો પણ વર્ત્તમાન સમયમા ચા-બીડીનો પ્રચાર બહુ વધી જવા પામ્યો છે પહેલાના શ્રીમન્તમા અને આજના શ્રીમન્તમા પણ ઘણો ફેરફાર થઇ ગયો છે પહેલાની શ્રીમતાઈ જુદા પ્રકારની હતી અને આજની શ્રીમતાઈ પણ જુદા પ્રકારની છે પહેલાના શ્રીમતો પોતાને ઘેર ગાય ભેસો પાળતા હતા અને દૂધ-ઘી પોતે પણ ખાતા અને બીજાને પણ તેથી લાભ

પહોંચાડતા હતા દૂધ-ઘી નહિ તો છેવટે છાશ તો જરૂર જેને જોઇએ તેને મળી જતી પણ આજના શ્રીમંતોને ત્યાં તો ચાના પાનાઓ તૈયાર હોય છે આવી દશામાં બીજા લોકોને તેથી શો લાભ મળી શકે? ચાના પાનાથી બીજાને તો લાભ મળતો નથી પણ પોતાને પણ શારીરિક લાભ મળતો નથી, ઊલટી હાનિ થાય છે અને પરિણામે દાક્તરના શરણે જવું પડે છે આજના શ્રીમંતો બીજાની સેવા કરવાનું તદ્દન ભૂલી ગયા છે તેઓ તો બંગલામાં રહેવું, મોટર કે સાયકલદ્વારા હરવું ફરવું એમાં જ પોતાની શ્રીમંતાઇ માને છે ગાય-ભેંસને પાળવાથી મચ્છર વધે છે માટે બજારથી વેચાતું દૂધ ખરીદી લેવું એમાં પોતાની મોટાઈ માને છે પણ ગાયને પાળવાથી જ મચ્છર વધે છે એમ કહેતા હોય તો ગાય ન રાખવા છતાંય બંગલામાં મચ્છર કયાંથી આવે છે? તમે શ્રીમન્ત છો તો તમારી શ્રીમંતાઈનો બીજાની સેવા કરવામાં ઉપયોગ કરો તો તો તમે સાચા શ્રીમન્ત અથવા મોટા છો નહિં તો તમારી શ્રીમંતાઈ ઘોડાના પૂછડાની માફક શા કામની? ભલે આજકાલ મોટા મોટા બંગલાઓ બનાવવામાં, બે ચાર કુતરાઓ પાળવામાં કે મોટરગાડી રાખવામાં અને તેને ચારે બાજુ ફેરવી લોકો ઉપર ધૂળ ઉડાડવામાં શ્રીમંતાઈ દેખાતી હોય પણ જ્ઞાનીઓની દૃષ્ટિમાં એ સાચી શ્રીમંતાઇ નથી પણ જે લોકો જનસમાજની વધારેમાં વધારે સેવા કરે છે તે જ સાચા શ્રીમંત છે અને તેમની આવી શ્રીમંતાઇ જ લોકોને હિતકારી છે મહાત્માના સતત પ્રયત્નથી તે ગામમાંથી દારૂ, પરસ્ત્રીગમન ચોરી વગેરે પાપનું ભૂત નાસી ગયું મહાત્માએ ગામ લોકોને એ પણ શીખવ્યું કે તમારે એટલો બધો ખર્ચ ન રાખવો જોઇએ કે જેથી તમારે કરજ કરવું પડે આવક પ્રમાણે જ ખર્ચ રાખવું. કદાચિત કરજ કરવું પડે તો સમય પહેલાં તે કરજ ચૂકી

આપવુ જો તમે કરજ માથે ચડાવ્યુ અને પછી યથા સમયે તે ન ચૂકવ્યુ અને છેવટે લેણદાર તમારી ઉપર દાવો કરે તો તેમા તમારુ પતન છે માટે સમય પહેલા ઘેર જઇ કરજ ચૂકવી આપવાથી શુ લાભ છે તે પણ મઘાએ ગામના લોકોને સમજાવ્યુ પરિણામે ગામના લોકો પહેલા તો કરજ માથે ચડાવતા જ નહિ અને કદાચ કરજે પૈસા લઇ આવતા તો મુકરર કરેલા સમય પહેલા જ ચૂકવી આવતા એટલે કોઇને કોઇના ઉપર દાવો કરવાની તક સાપડતી નહિ આ સિવાય લોકોમા કોઇ પ્રકારનો ટટોરીમાદ ઉભો થવા પામતો તો મઘો કે તેમના શિષ્યો વચમા પડી સમાધાન કરતા અને લોકો એ સમાધાનને માન્ય ગણતા

આ પ્રમાણે મઘાએ તેમ જ તેમના શિષ્યોએ લોકસેવા કરવામા પોતાનું જીવન સમર્પી દીધુ લોકો પણ હવે તેમને કામમા સહકાર આપવા લાગ્યા ગામમા એટલી બધી શાન્તિ ફેલાઇ ગઇ કે, ગામ છોડીને ચાલ્યા ગએલા લોકો પણ પાછા આવી રહેવા લાગ્યા પહેલા પુરુષો સ્ત્રીઓને ત્રાસ આપ્યા કરતા પણ મઘાના ઉપદેશથી સ્ત્રીઓને પણ શાન્તિ થઇ ગઇ જે સ્ત્રીઓ મઘાના કામમા ખલેલ પહોચાડતી તે પણ મઘાને આશીર્વાદ આપવા લાગી અને પૂર્વ કૃત્ય માટે પશ્ચાત્તાપ કરવા લાગી કે, "અમે તો મઘાએ સાફ કરેલી જગ્યાએ કચરો ફેકી આવતી, પણ મઘો તે કચરો ઉપાડી જતો આ રીતે મઘાએ કેવળ બહારનો જ કચરો સાફ કર્યો નથી પણ અમારા હૃદયના કચરાને પણ સાફ કર્યો છે પરમાત્મા એ પુણ્યજીવી મઘાને ચિરજીવી બનાવો"

આ પ્રમાણે લોકો મઘાને માટે પરમાત્માની પ્રાર્થના કરતા અને મઘાના દર્શને પણ સવારમા આવતા પણ મઘો કાઇ પ્રશંસાથી ફુલાઈ જાય એવો ન હતો તે તો પોતાના નિત્ય કાર્યમા મશગૂલ

રહેતો તેની પાસે એવો બધો સમય કયાં હતો કે, તે લોકોને દર્શન આપવા માટે એક જગ્યાએ બેઠો રહે જ્યારે લોકો તેમના દર્શનાર્થે આવતા ત્યારે તે એમ જ કહેતો કે, તમે તમારા ઘર બારની બધી વસ્તુઓ બરાબર સાફ રાખો તો એ જ મારું દર્શન છે

એ તો મારે પણ કહેવું પડશે કે, અહીંના લોકો માળવા, મેવાડ અને મારવાડ કરતા ઘરની તથા વસ્તુની સફાઈ વધારે રાખે છે પણ સાથે સાથે મારે એ પણ કહેવું જોઇએ કે, ઘર જેવું સાફ રાખો છો તેવી શેરીઓને સાફ રાખતા નથી શેરીમાં બહુ જ ગંદકી રહે છે ઘરનો બધો કચરો શેરીના નાકે ફેંકવામાં આવે છે એટલે ગંદકી વધારે થાય છે તમે તો જોડા પહેરો છો એટલે તમને ગંદકીનો ખાસ ખ્યાલ આવતો નથી પણ અમે જોડા પહેરી શકતા નથી એટલે ગંદકી કેટલી બધી હોય છે તેનો ખ્યાલ પણ આવી શકે છે અશુચિમાં ચાલવાથી હિંસા થાય છે એમ શાસ્ત્રમાં કહેલ છે બીજા લોકો પણ અશુચિને અસ્પૃશ્ય જ માને છે તો પણ તમે શ્રાવકો થઇને ઘરનો કચરો શેરીના નાકે જ ફેંકો અને ગંદકીમાં વધારો કરો તો કહેવું જોઇએ કે, તમે ગુરુની સેવા કેમ કરવી જોઇએ એ વાત બરાબર સમજ્યા નથી

મલની સત્પ્રવૃત્તિથી લોકોમાં ખૂબ શાન્તિ પ્રસરી એટલે લોકોમાં તે ખૂબ જ પ્રિય થઈ પડ્યો પણ ગામમાં ત્રણ પ્રકારના લોકોને અપ્રિય અને ખારા ઝેર જેવો થઈ પડયો એક તો દારૂ વેચનારા, બીજા રંડીબાજી કરનારા અને ત્રીજા કચેરીના રાજકર્મચારીઓ આ ત્રણ પ્રકારના લોકો મલની સત્પ્રવૃત્તિથી ખૂબ જ નારાજ રહેતા કારણ કે, ગામમાં કોઇ દારૂ પીનાર રહ્યો ન હતો એટલે દારૂવાળાને કાંઇ આવક થતી નહિ કોઇ રંડીબાજ માણસ પણ હતો નહિ

એટલે રડીઓ પણ નારાજ રહેતી અને ગામમા કોઇ કરેશક કાશ કરતુ નહિ એટલે રાજકર્મચારીઓને પણ આખો દિવસ ખાલી હાથે બેસી રહેવુ પડતુ એટલા માટે એ લોકો મધાની પ્રવૃત્તિથી બહુ જ નારાજ રહેતા કે, આ મધાએ જ અમારો ધંધો રોજગાર બંધ કરાવ્યો છે માટે કોઇપણ રીતે આ મધાની બલા અહીંથી દૂર થાય તો જ અમારુ કામ પહેલાની માફક બરાબર ચાલે આ માટે મધાને દૂર કરવા માટે તે લોકો પ્રયત્ન કરવા લાગ્યા

જ્યારે કોઇ સારુ કામ કરે છે ત્યારે તેનો વિરોધ કરનાર પણ કોઇ ઉભો થાય છે જેમ દિવસનો થાક ઉતારવા માટે રાતની પણ જરૂર રહે છે તેમ સારા કામનો વિરોધ કરનારાઓની પણ જરૂર રહે છે જ્ઞાની લોકો આ પ્રકારના વિરોધથી કે નિંદાથી જરાપણ ગભરાતા નથી પણ જેમ રાતને વિશ્રાન્તિનો સમય માનવામા આવે છે તેમ વિરોધને કે નિંદાને વિશ્રાન્તિનું કારણ માને છે, અને આવી પડેલા સંકટને પરમાત્માની પ્રાર્થના કરવામા સહાયક માને છે

જે લોકો આ પ્રમાણે સંકટના સમયે પરમાત્માની પ્રાર્થનાનો આશ્રય લે છે તેમને સંકટ પણ સહાયક નીવડે છે માટે જો તમે પણ શુદ્ધચિત્તે પરમાત્માની પ્રાર્થના કરો તો, તેમા કલ્યાણ જ છે



# વ્યાખ્યાન ચોથું*

## પ્રાર્થના

મલ્લિ જિન બાલ બ્રહ્મચારી, કુંભ પિતા પરભાવતિ મૈયા
તિનકી કુમારી મલ્લિ જિન બાલ બ્રહ્મચારી ॥ ટેક ॥

**શ્રી મલ્લિનાથ** ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવે છે. આ પ્રાર્થનામાં ભગવાન મલ્લિનાથનું ચરિત્ર એવી રીતે બતાવવામાં આવ્યું છે કે, મારો સરીખો માણસ પણ એને સરળતાપૂર્વક હૃદયમાં ઉતારી જીવનસુધાર અને આત્મકલ્યાણ કરી શકે છે.

આ પ્રાર્થનાદ્વારા મારી ભાવનાને એટલું બધું પોષણ મળ્યું છે કે જો એ પ્રાર્થનાના આધારે હું મારી અપૂર્ણતા દૂર કરી લઉં તો પછી મારે કશું કરવાનું બાકી ન રહે. આ પ્રાર્થનાદ્વારા મારી ભાવનાને કઈરીતે પોષણ મળે છે તે વિષે હું એટલું જ કહેવા ચાહું છું કે એક સિદ્ધ હોય છે, એક સાધક હોય છે અને એક સાધન હોય છે. સાધક આત્મકલ્યાણ કરવા માટે અનેક

---

* સ્થળ-રાજકોટ મ્યુનિસિ. કૉનોટ હૉલ તા. ૪-૧૧-૧૯૩૬

સાધનોનો ઉપયોગ કરવો પડે છે અને અનેક સાધનોદ્વારા સાધક સિદ્ધગતિને પ્રાપ્ત કરે છે આ વાત ભગવાન મલ્લિનાથના ચરિત્રથી પણ સ્પષ્ટ થાય છે

ભગવાન મલ્લિનાથના રૂપસાદર્યની પ્રશસા ચારે બાજુ પ્રસરી હતી રાજા કુભને ત્યા એક સુદરીએ જન્મ લીધો છે એવુ ઘણા રાજાઓએ સાભળ્યુ હતુ અને તેથી અનેક રાજાઓ આ રૂપસુદરી સાથે વિવાહ કરવા માટે લલચાયા હતા, અને તેમા ભાન ભૂલેના છ રાજાઓ તો કુભ રાજા જો એ રૂપસુન્દરીને ન પરણવે તો તેની સાથે લડાઇ કરવા પણ તૈયાર થયા હતા

ભગવાન મલ્લિનાથે, પિતા ઉપર આવી પડેલી આપત્તિને દૂર કરવા અને રાજાઓને પ્રતિબોધ આપવા માટે જે રચના કરી હતી તે એટલી બધી આકર્ષક અને વિચિત્ર હતી કે, તેનું મહત્ત્વ પૂરેપૂરુ સમજાવી શકાય નહિ ભગવાને એક એવી પુતળી બનાવી કે, તે દેખાવમા તો સાક્ષાત્ તેમના જેવી જ લાગે પણ તેમા એક ખાસ વિશેષતા રાખવામા આવી હતી કે, જો પુતળીનો મુગટ ઉપાડવામા આવે તો તેમાથી દુર્ગંધ છૂટી નીકળે અને પુતળીનુ મોઢુ બોલવામા ન આવે તો દુર્ગંધ પણ આવે નહિ અને રૂપમા ભગવાન જેવુ દેખાય ભગવાને પિતાને સૂચના કરી કે, એ છ રાજાઓ ભલે જોવા આવે હુ એમને રચનાદ્વારા પ્રતિબોધ આપીશ છએ રાજાઓ 'અમને મલ્લિ કન્યા જોવા મળશે' એમ માની અદર આવ્યા રાજાઓએ જેવો અદર પ્રવેશ કર્યો તેવા તેઓ પુતળી જોઈ, જેમ દીપકને જોઇ પતગ મોહમસ્ત બને છે તેમ, મોહમસ્ત બની ગયા

ભગવાન તો પુતળીનું અદરનું સ્વરૂપ બતાવી તેઓની મોહમસ્તી ઉડાવવા ચાહતા હતા એટલે ભગવાને જેવુ પુતળીનુ મોઢુ ઉઘાડી

નાખ્યુ કે, ચારે બાજુ દુર્ગંધ ફેલાઇ ગઈ રાજાઓ તો દુર્ગંધથી એવા ગભરાયા કે, પુતળીની ઘૃણા કરતા બહાર નીકળવા લાગ્યા ત્યારે ભગવાને જાણ્યુ કે, રાજાઓને પ્રતિબોધ આપવાનો આ સમય ઘણો જ ઉપયુક્ત છે

ભગવાનની આ રચના ઉપર વિચાર કરવામા આવે તો જાગૃતિ અને સુષુપ્તિ અવસ્થા વિષે પણ ઘણુ જાણવાનુ મળે તમે લોકો જાગૃતાવસ્થાને બહુ મહત્ત્વ આપો છો પણ સુષુપ્ત અવસ્થાને મહત્ત્વ આપતા નથી પણ જો તમને એક દિવસ પણ ઊંઘ ન આવે તો કેટલુ કષ્ટ થાય ? માટે અમુક અંશે સુષુપ્તિની પણ જરૂર રહે છે ઊંઘમા જે કાઇ થાય છે તે સુષુપ્તિ અવસ્થાનુ કામ છે જાગતા જે કાઇ થાય છે તે જાગૃતાવસ્થાનું કામ છે તમે બહારની રચના જુઓ છો પણ અંદરની રચના કેવી છે તે જોતા નથી બહાર જે કાઇ દેખાય છે તે કર્મનુ ફળ છે, પણ એ કર્મફળની પાછળ શુ છે તેને પણ તપાસો ભગવાને તે રાજાઓને પ્રતિબોધ આપતા કહ્યું કે, "હે ! રાજાઓ તમે શા માટે વિમુખ થઇ બેઠા છો ? જે તમને હમણા જ પ્રિય લાગતી હતી તે અપ્રિય કેમ લાગવા લાગી ? અત્યાર સુધી તમે બહારના રૂપને જ જોતા હતા, એટલે તમને તેનો મોહ હતો પણ જ્યારે તમે અંદર પણ દૃષ્ટિ કરી ત્યારે તમને ઘૃણા પેદા થઇ માટે હવે તમે એ બરાબર જાણી લો કે,

> महा असार उदारिक देही, पुतली इव प्यारी, ।
> सग किया पटकै भवदु खमें, नारि नरक-बारी ॥

તમે બહારનુ જ રૂપ જુઓ છો એટલા માટે ભાન ભૂલી જાઓ છો પણ જ્યારે અંદર ડોકિયુ કરો છો ત્યારે જેના ઉપર તમે મુગ્ધ થઈ જાઓ છો, તેની પણ તમને ઘૃણા થાય છે અને વિચારેપ

જોતા અહીંનુ મ્યુઝિયમ જોયુ હતુ તેમા એક જગ્યાએ મનુષ્યનુ હાડપિંજર રાખવામા આવેલુ છે તે જોઇને મનુષ્યનુ હાડપિંજર કેવુ હોય છે તેનો ખ્યાલ આવે છે શુ હાડપિંજર જોઇને કોઇને વિકાર પેદા થાય છે? કોઇમા કામભાવના જાગૃત થાય છે? પણ જ્યારે એ હાડપિંજર ચામડીથી ઢંકાએલુ હોય છે ત્યારે તેમા વિકાર કેમ જાગે છે?

સંસારના પદાર્થો કોઇ મનુષ્યને તો સામાન્ય લાગે છે, તો કોઇને વિશેષ લાગે છે કોઇ હાડપિંજરને પોતાનુ ભોજન સમજે છે તો કોઇ તેને પોતાની શોધનુ સાધન માને છે જેમકે કોઇ કુતરાની સામે હાડપિંજર મૂકવામા આવે તો તે પોતાનો ખોરાક માની ખાવા માંડે છે પણ જો એ જ હાડપિંજર કોઇ ડૉક્ટર સામે હોય છે તો તે શરીરરચના વિષેની શોધ કરવા માટે તેનો ઉપયોગ કરે છે જ્ઞાની અને અજ્ઞાની વચ્ચે પણ આવુ જ અન્તર છે અજ્ઞાની લોકો હાડપિંજરનુ બહારનુ રૂપ જોઇ મોહ પામે છે પણ જ્ઞાની લોકો એ બહાર દેખાતા રૂપની પાછળ શુ રહેલુ છે તેનો વિચાર કરી વૈરાગ્ય પામે છે છએ રાજાઓ ભગવાનને કહેવા લાગ્યા કે, અમે આ પુતળીને પુતળી માનતા ન હતા, પણ તેને સાક્ષાત્ મલ્લિકુમારી માનતા હતા એ તો હવે જાણ્યુ કે, એ તો કનકની (સુવર્ણની) પુતળી હતી તમે અમને બોધ દેવા માટે આવી રચના કરી હતી એ અમે જ્યારે જાણ્યુ ત્યારે અમને અમારા અજ્ઞાન માટે ખેદ થાય છે

પોતાની મૂર્ખતા ઉપર રાજાઓને ખૂબ પસ્તાવો થયો ભગવાને તેમને આશ્વાસન આપતા કહ્યુ કે, " તમે ગભરાઓ નહી જો તમારી માફક હુ પણ બહારનું રૂપ જોત, અંદર શુ છે તેની ખબર ન રાખત તો તો ગજબ જ થઇ જાત પણ હું કેવળ બહારનું રૂપ જ ન

જોતા અદર પણ નજર કરુ છુ અને એજ કારણને લીધે મને તમારી ઉપર મોહ થયો નથી જે થયુ તે થયુ હવે તમે તમારા આત્માને જાગ્રત કરી આત્મકલ્યાણ સાધો'

તમને પણ મારે એજ કહેવાનુ છે કે, તમે બજારના રૂપમા જ ભાન ભૂલી ન જાઓ પણ અદર શુ છે તે પણ જુઓ, અને ભગવાન મલ્લિનાથની પ્રાર્થના કરો તો તમારા ખોટા મોહનું ભૂત ભાગી જશે અને તમારા આત્માનુ કલ્યાણ થશે

મને આજે સવારની ભાવના ભાવતા એવો વિચાર થયો કે, જેમની સહાયતા લેવામા આવે છે તેમને ભૂલી જવુ એ કેવી ગભીર ભૂલ છે હુ અન્ન સિવાય દૂધ આદિ બીજા પદાર્થો લઉ છુ જે પદાર્થોની સહાયતાથી આ શરીર નભે છે તથા જેના આધારે હુ આત્મકલ્યાણ કરી શકુ છુ, તે પ્રાણીઓના ઋણથી હુ કયારે મુક્ત થઈ શકીશ? જેમ મને બીજા પ્રાણીઓની સહાયતાની જરૂર પડે છે તેમ શુ તમારે સહાયતાની આવશ્યક્તા નહિ હોય? આવશ્યકતા હોવા છતા જો તેમના ઋણથી મુક્ત થવા માટે પ્રયત્ન ન કરતા, ફરનીચર ઉપરનું પોલીશ લગાવવાની માફક જો બહારનુ ઉપરછલુ કામ કરવામા આવે તો તે શુ ઉચિત કહેવાય? તમે તમારા બગલાને તો સાફસૂફ રાખવા ચાહો છો, પણ જો તમે તમારુ શરીર બરાબર સાફ ન રાખો તો બગલાને સાફ કરવાથી શુ વળ્યુ? તમે કમાડ વગેરે ફરનીચરને તો સાફ રાખો, પણ શરીર-સુધાર તરફ જરા પણ ધ્યાન ન આપો તો તે સુધાર છે કે બગાડ એ પણ વિચારવુ જોઇએ તમે જીવનની આવશ્યક્તાઓ ઉપર તો બરાબર ધ્યાન આપતા નથી પણ બહારની કૃત્રિમતાને વધારવામા જીવનને ખર્ચી નાખો છો જે પોતાની ગૃહણિને ભૂલી જઈ સીનેમાની નટી પાછળ

પોતાની શક્તિ ખર્ચે છે તેની કેવી દશા થાય છે તે તમે જાણો છો આ જ પ્રમાણે જે વાસ્તવિકતાને ભૂલી જઇ કુત્રિમના પાછળ પડી શક્તિ ખર્ચે છે તેની પણ કેવી દશા થાય તેનો પણ વિચાર કરો જે પ્રમાણે તે છ રાજાઓ પુતળીના મદારના રૂપ પાછળ આધળા થઈ મુગ્ધ બન્યા હતા, તે જ પ્રમાણે તમે પણ મદારના ભોગ દેખાવો વધા વામા વાસ્તવિકતાને ભૂલી રહ્યા છો જયારે એ ભૂલોને દૂર કરવામા આવશે ત્યારે જ નિર્ગ્રન્થધર્મનો પ્રભાવ તમારી ઉપર પડી શકશે અને જ્યારે નિર્ગ્રન્થધર્મનો પ્રભાવ તમારા જીવન ઉપર પડશે, અને એ નિર્ગ્રન્થધર્મને તમારા જીવનમા તાણાવાણાની માફક વણી લેશો, ત્યારે તમને કાઇ કહેવાની કે સમજાવવાની પણ જરૂર રહેશે નહિ. એટના માટે બધાએ પોતાની શક્તિને એકત્રિત કરીને અત્યારે જીવનને માટે કયુ કામ આવશ્યક અને લાભપ્રદ છે અને કયુ કામ હાનિપ્રદ છે તે વિષે વિચાર કરવો જોઇએ નવા કામો બધા ખરાબ જ હોય છે અથવા જૂના કામો ખરાબ જ હોય છે એવુ કાઇ નિશ્ચિત ધોરણ નથી એટના માટે જે તત્ત્વ જીવનમા પ્રાણ પૂરનારુ હોય તે તત્ત્વને રાખી, બકીના જીવનવિઘાતક તત્ત્વોને દૂર કરવામા આવે તો જ ભગવાનના ઉપદેશની અસર જીવન ઉપર પડી શકે છે

## મઘાનું વૃત્તાન્ત

મઘાની જે કથા કહેવામા આવે છે તે આજની નથી પણ લગભગ બે હજાર વર્ષ પહેલાની છે એ વાત જુદી છે કે, કથામા આવેલા તત્ત્વોને આધુનિક આવશ્યકતાનુસાર વર્ણનમા વર્ણવવામા આવે પણ મૂળ તત્ત્વ તો તે કથાનું જ છે આ કથા ઉપરથી પ્રાચીન સમયમા ભારતમા કેવા કેવા તત્ત્વો કેવી રીતે સમજાવવામા આવતા તે જણાય છે આ કથાને હુ શરત અને વર્તમાન સ્થિતિ અનુસાર

વિસ્તૃત કરીને તમો કહી સમજાવું છું પણ આ કથા તો પ્રાચીન જ છે જ્યારે લોકો બહારની વસ્તુઓ ઉપર વધારે મુગ્ધ બની જાય છે ત્યારે મહાપુરૂષો એ બહારની વસ્તુ પાછળ રહેલા તત્ત્વને જગત સમક્ષ મૂકે છે જગતને કલ્યાણનો માર્ગ બતાવવો એ સાધારણ મનુષ્યનું કામ નથી. પણ જેમણે અહંકાર ઉપર વિજય મેળવ્યો છે તે મહાપુરૂષો જ જગતને કલ્યાણનો માર્ગ બતાવી શકે છે અને તેનો સુધાર કરી શકે છે

મધાએ અહંકાર ઉપર વિજય મેળવ્યો હતો તે લોકોની નિંદા કે ધૃણાથી ગભરાતો નહિ તેમ 'મારી નિંદા શા માટે કરો છો' એમ કોઈની સાથે લડાઈ કરવા પણ તૈયાર થતો નહિ પણ તે તો હમેશા લોકનિંદાને જિતવાનો જ પ્રયત્ન કરતો જ્યારે કોઈ તેને એમ કહેતું કે, 'તું ઘણું જ ખરાબ કામ કરે છે તું લોકોને ઠગે છે, ત્યારે તે એમજ વિચારતો કે, પરમાત્માની પ્રાર્થનાને સફળ કરવાનો સમય નજદીક આવતો જાય છે સાચા ભક્તો પરમાત્માની પ્રાર્થના કરતા કહે છે કે —

"मौसम कौन कुटिल खल कामी
तुम सें काह छिपाउं, कृपानिधि तुम उर अंतर्यामी।"

આ પ્રમાણે જે ભક્તો પ્રભુપ્રાર્થના કરે છે તેઓમા સંસારના કેટલાક માણસોમા પાપ ભરેલું હોય છે, તેવું પાપ નહિ હોય, તોપણ તેઓ પાપને મોટું રૂપ આપી તેને દૂર કરવાની ભાવના રાખે છે જે મોટો પાપી હોય છે તે આ પ્રકારની પ્રાર્થના જ કરી શકતો નથી જેનામા થોડું પાપ હોય છે તે જ આ પ્રકારની પ્રાર્થના કરી શકે છે જે પ્રમાણે કાળા કપડા ઉપર ડાઘ પડેલો

જોવામા આવતો નથી પણ સફેદ કપડા ઉપર પડેલો ડાઘ તુરત જણાઈ આવે છે, તેમ જેમનું હૃદય ખૂબ પાપોથી ભરેલુ હોય છે તેમને પોતાનું પાપ જણાતું નથી પણ જેનામા થોડુ જ પાપ હોય છે તેઓ તો 'હું બહુ પાપી છુ' એમ માની પોતાના પાપને પરમાત્મા સમક્ષ રજુ કરે છે અને એ રીતે પાપને ધોવાનો પ્રયત્ન કરે છે

વૈજ્ઞાનિકોનું કથન છે કે, જો ઓરડામા હવા ખરાબ થઈ ગઈ હોય તો તેને બહાર કાઢી નાખવાથી તત્કાલ તાજી હવા આવે છે તે માટે કાંઈ પ્રયત્ન કરવો પડતો નથી આ જ પ્રમાણે જો હૃદયની ગંદકી દૂર કરવામા આવશે તો હૃદયમા પવિત્રતા જરૂર આવશે. પવિત્રતાને લાવવા માટે પ્રયત્ન કરવો પડશે નહિ પણ સર્વ પ્રથમ તો ગંદકીને દૂર કરવી પડશે લોકોને એવી આદત પડી ગઈ છે કે, પોતાના હૃદયની ગંદકી દૂર કરતા નથી અને પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરે છે કે, મારા હૃદયમા બહુ જ ગંદકી છે એટલે એને દૂર કરો પણ જ્યારે કોઈ એમ કહે છે કે, તમારા હૃદયમા બહુ મેલ છે ત્યારે લોકોની આંખો લાલચોળ થઈ જાય છે આ પદ્ધતિ ખોટી છે માટે એને તજી દઈ સાચા હૃદયથી પરમાત્માની સમક્ષ તમારા દોષો રજુ કરો અને પછી હૃદયશુદ્ધિ માટે પ્રયત્ન કરો તો જરૂર આત્મકલ્યાણ થશે

મવાએ પોતાના ક્રૂર શિષ્યોને પોતાનો સાચો ધર્મ સમજાવી પોતાના જેવા બનાવી લીધા આચાર્ય માનતુંગે ભગવાનની પ્રાર્થના કરતા કહ્યુ કે —

> तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
> भूत्याश्रितं य इह नात्मसमं करोति । ભક્તામરસ્તોત્ર.

જે વૃક્ષને જલસિંચનદ્વારા ઉછેરવામા આવે છે શુ તે વૃક્ષ ફળ ફુલ આપતુ નથી ? જરૂર આપે છે તેજ પ્રમાણે જે લક્ષ્મીવાનની સેવા કરે છે તે લક્ષ્મીવાન બની જાય છે સાચો શ્રીમન્ત તો તેજ છે કે, જે સેવકને પણ શ્રીમન્ત બનાવી દે છે કોઈ ઘી ના પુડા જેવા બહારના દેખાવવાળા પણ શ્રીમન્તો હોય છે પણ સાચો શ્રીમન્ત તો તે છે કે જે આશ્રિતને પણ પોતાના જેવા બનાવી દે છે

ભક્તો કહે છે કે, જ્યારે શ્રીમન્તો સેવકને પોતાની જેવા બનાવી દે છે તો શુ પરમાત્મા પોતાના સેવકને પોતાના જેવા નહિ બનાવે? પરમાત્મા તો-જો સાચો સેવક હોય તો-પોતાના જેવા અવશ્ય બનાવી દે છે

મઘાએ પોતાના ૩૨ શિષ્યોને પોતાના જેવા બનાવી લીધા તેઓ લોકોની સેવાદ્વારા શાન્તિ અને આનંદ અનુભવવા લાગ્યા અહીં સુધી તો તેનું કાર્ય વ્યવસ્થિત ચાલ્યુ અને તેના કાર્યદ્વારા શાન્તિ અનુભવી હવે એની સાચી પરીક્ષાનો કટોકટીનો સમય આવી પહોચ્યો જે સાચો સેવક હોય છે તે, જેમ નિયમિત અભ્યાસ કરતો વિદ્યાર્થી પરીક્ષાથી ગભરાતો નથી તેમ, જીવન પરીક્ષાથી પણ ગભરાતો નથી જે વિદ્યાર્થી નિયમિત અભ્યાસ કરતો નથી તે વિદ્યાર્થી પરીક્ષાને સમયે ડરવા લાગે છે અને હવે શુ કરવુ? એવી ચિંતા કરે છે પણ નિયમિત અભ્યાસ કરનાર વિદ્યાર્થી તો જેમ પરીક્ષા નજદીક આવતી જાય છે તેમ પ્રસન્ન થતો જાય છે કારણ કે તે એમ સમજે છે કે હવે હુ પરીક્ષામા ઉત્તીર્ણ થઈ પ્રમાણપત્ર મેળવીશ

આ જ પ્રમાણે જે જ્ઞાની અને વિવેકશીલ લોકો હોય છે તે લોકો કષ્ટના સમયે ગભરાતા નથી, પરન્તુ કષ્ટને પોતાની જીવન

પરીક્ષા માની તેને વધાવી લે છે અને તેથી પ્રસન્ન થાય છે કારણ કે તેઓ એમ માને છે કે, જો આ કષ્ટની પરીક્ષામાથી ઉત્તીર્ણ થઈ ગયા તો પરમાત્માની ભક્તિનુ અમને પ્રમાણપત્ર અવશ્ય મળશે

મઘાની સત્પ્રવૃત્તિથી ગ્રામલોકોને ઘણો જ લાભ પહોચ્યો હતો રાજા કે પ્રજા બ તેમાથી કોઇને કાઇ પણ નુકશાન પહોચ્યુ ન હતુ મઘાના શુભ પ્રયત્નથી લોકોએ વેશ્યાગમન, દારૂ, ચોરી આદિ પાપપ્રવૃત્તિને છોડી દીધી હતી તે સમયે હોટલ તો હતી નહિ એટલે હોટલના વિષયમા તેને કશુ કહેવાનું હતુ નહિ જો મઘા જેવો સુધારક આજે પણ હોય તો તે પણ હોટલનુ વ્યસન છોડાવી દે. આજે હોટલોને લીધે કેવી પાપપ્રવૃત્તિ વધવા પામી છે અને લોકો એ પાપપ્રવૃત્તિમા પડી જઇ કેટલા બધા પતિત થઈ જાય છે એ તો પ્રત્યક્ષ દેખાય છે જે જાતિમા, કે જે ઘરમા માસ મદિરાનુ સેવન તો શુ ! નામ પણ સાભળવામા આવતુ નથી, તે લોકો માસ મદિરાનુ સેવન કરતા નથી પણ તે લોકોના પુત્રો હોટલોમા જતા શીખે છે અને ત્યા માસ-મદિરાને ખાવાની પાપપ્રવૃત્તિમા પડે છે એવુ સાભળવામા આવે છે જે લોકો માસનો સ્વાદ ચાખવા માટે અથવા બીજાનું માસ ખાવાથી અમે હૃષ્ટપુષ્ટ બનીશુ એ આશાએ માસનુ સેવન કરે છે તેઓએ એ ભૂલવુ ન જોઇએ કે માસના સેવનથી મનોવૃત્તિ તામસિક બની જાય છે અને પરિણામે અનેક અનર્થો પોતાના હાથે થવા પામે છે આ સિવાય માસ ખાનારે એ પણ સમજી લેવુ જોઇએ કે, જેમ અમે બીજાના માસને ઉપભોગમા લઇએ છીએ તેમ અમારૂં માસ પણ બીજાના ઉપભોગમા ન આવી જાય ? દારૂ પીનારાઓને એ ભાન રહેતુ નથી કે, દારૂ પીવાથી તેમના શરીરની કેવી અવદશા થાય છે દારૂ પીનારાઓ

જે વૃક્ષને જલસિંચનદ્વારા ઉછેરવામાં આવે છે શુ તે વૃક્ષ ફળ ફૂલ આપતું નથી? જરૂર આપે છે. તે જ પ્રમાણે જે લક્ષ્મીવાનની સેવા કરે છે તે લક્ષ્મીવાન બની જાય છે. સાચો શ્રીમંત તો તે જ છે કે, જે સેવકને પણ શ્રીમન્ત બનાવી દે છે. કોઈ ધોજાના પુછડા જેવા બદામના દેખાવવાળા પણ શ્રીમન્તો હોય છે પણ સાચો શ્રીમંત તો તે છે કે જે આશ્રિતને પણ પોતાના જેવા બનાવી દે છે.

ભક્તો કહે છે કે, જ્યારે શ્રીમંતો સેવકને પોતાની જેવા બનાવી દે છે તો શું પરમાત્મા પોતાના સેવકો પોતાના જેવા નહિ બનાવે? પરમાત્મા તો–જો સાચો સેવક હોય તો–પોતાના જેવા અવશ્ય બનાવી દે છે.

મહાત્માએ પોતાના ૭ર શિષ્યોને પોતાના જેવા બનાવી લીધા. તેઓ લોકોની સેવાદ્વારા શાન્તિ અને આનંદ અનુભવવા લાગ્યા. અત્યારસુધી તો તેનું કાર્ય વ્યવસ્થિત ચાલ્યું અને તેના કાર્યદ્વારા શાંતિ અનુભવી હવે એની સાચી પરીક્ષાનો કટોકટીનો સમય આવી પહોંચ્યો. જે સાચો સેવક હોય છે તે, જેમ નિયમિત અભ્યાસ કરતો વિદ્યાર્થી પરીક્ષાથી ગભરાતો નથી તેમ જીવન પરીક્ષાથી પણ ગભરાતો નથી. જે વિદ્યાર્થી નિયમિત અભ્યાસ કરતો નથી તે વિદ્યાર્થી પરીક્ષાને સમયે ડરવા લાગે છે અને હવે શું કરવું? એવી ચિંતા કરે છે. પણ નિયમિત અભ્યાસ કરનાર વિદ્યાર્થી તો જેમ પરીક્ષા નજદીક આવતી જાય છે તેમ પ્રસન્ન થતો જાય છે, કારણ કે તે એમ સમજે છે કે હવે હું પરીક્ષામાં ઉત્તીર્ણ થઈ પ્રમાણપત્ર મેળવીશ.

આ જ પ્રમાણે જે જ્ઞાની અને વિવેકશીલ લોકો હોય છે તે લોકો કષ્ટના સમયે ગભરાતા નથી, પરંતુ કષ્ટને પોતાની જીવન

રાજાનો વિશ્વાસ છે એટલે મધાને તથા તેના સાથીઓને ગામબહાર કાઢવાની આપણી યોજના પણ પાર પડશે

આ પ્રમાણે વિચાર કરી રાજ્યકર્મચારીઓએ પોતાનું સગઠન બળ મજબૂત કરવાનો નિશ્ચય કર્યો સગઠનબળનો ઉપયોગ સારા કામો ઉભા કરવા માટે પણ વપરાય છે તેમ સારા કામો થતા હોય તેને અટકાવવા માટે પણ વપરાય છે રાજ્યકર્મચારીઓએ સગઠન બળને મજબૂત કરવા માટે જે મડળ ઉભુ કર્યું હતું, તેમા પાપપ્રવૃત્તિદ્વારા પૈસો કમાતા હતા તે લોકો પણ સામેલ થઇ ગયા અને બધાએ એકઠા મળી મધા તથા તેના સાથીઓ વિરુદ્ધ એક નિવેદનપત્ર તૈયાર કરી રાજા પાસે લઈ ગયા

અમુક રાજ્યકર્મચારીઓ આપને મળવા આવ્યા છે એ ખબર મગધનરેશને પહોચાડવામા આવી પણ તે વખતે રાજા પણ દારૂના ઘેનમા પડયા હતા જ્યારે દારૂનુ ઘેન ઊતર્યું ત્યારે રાજા રાજ્યકચેરીમા આવ્યા આવતા વેત જ રાજાને રાજ્યકર્મચારીઓ કહેવા લાગ્યા કે, "મહારાજ! રાજ્યમા મ_ વિગ્રહ ફેલાઈ ગયો છે ચારે બાજુ રાજ્યમા લુટારાઓનો ઉપદ્રવ ઉભો થવા પામ્યો છે અને તેથી પ્રજા ત્રાસી ગઈ છે અને એ ત્રાસ દૂર કરવા માટે અમને પ્રજાએ આપની સમક્ષ આ નિવેદનપત્ર લઈ મોકલ્યા છે જે આપ વાચી યોગ્ય પ્રબધ કરવાની કૃપા કરો'

રાજ્યકર્મચારીઓએ મધા તથા તેના સાથીઓની વિરુદ્ધ જે નિવેદનપત્ર તૈયાર કર્યું હતુ તે નિવેદનપત્ર રાજા સમક્ષ રજૂ કર્યું અને તે લોકોએ જેમ મનમા આવ્યુ તેમ સાચી ખોટી ફરીયાદ રાજાને કહી સભળાવી,

અત્યારે પણ રાજ્યકર્મચારીઓ રાજાને વાસ્તવિક વાત ન કહેતા, મનગમતી વાત કહી રાજાના કાન ભભેરે છે લોકો બહારની ચોરીને

તો એટલુ જ સમજે છે કે, અમારી પાસે પૈસો છે તો તેનો આવા મોજશોખમા ઉપયોગ ન કરીએ તો પૈસાથી જીવનનો લાભ શો ? આ પ્રકારની દુભાવના સેવનારાઓ દારૂ જેવા માદક પદાર્થોની પાછળ પોતાના પૈસાનો અને જીવનનો સર્વ નાશ કરી નાખે છે એવુ કહેવામા આવે છે કે, જો છત્રપતિ શિવાજીનો પુત્ર શભાજી 'સુરા અને સુદરી'ના ફદામા ન પડયો હોત તો તે 'બાપ કરતા બેટા સવાયો નીકળ્યો, એ લોકોક્તિને સાર્થક કરી શકત પણ તે સુરા અને સુદરી પાછળ મોહાધ બની ગયો અને આખરે તેની ખૂબ જ દુર્દશા થઇ

મઘાના શુભ પ્રયત્નથી બધાને તો શાન્તિ થઈ પણ દારૂ વેચનાર, રડીઓ તથા રાજ્યકર્મચારીઓને તો તે અશાતિકર્ત્તા થઈ પડયો મઘો તો તેમને આખમા પડેલા કણાની માફક ખટકવા લાગ્યો તેઓએ વિચાર્યું કે, આ મઘાને કારણે જ અમારો ધધો રોજગાર ચાલતો નથી લોકો ઉપર તેનો પ્રભાવ ઘણો છે એટલે તેના કહેવાથી કોઇ અમારે ત્યા આવતું નથી માટે મઘો આપણા કામમા બાધક છે એટલે તેને દૂર કરવો જોઇએ એમ વિચારી તેઓએ પોતાનુ એક મડળ ઊભુ કર્યું અને મઘાને દૂર કરવાનો ઉપાય વિચારવા લાગ્યા કે, રાજાને કહી મઘાને તથા તેના ૩૨ શિષ્યોને અહીંથી ગામબહાર કાઢવા પણ મઘાનો તથા તેના ૩૨ સાથીઓનો કોઈ અપરાધ ઘડયા વિના રાજાને કહીશુ તો તેઓ કહેશે કે, મઘો તો સાધુપુરુષ છે તો તેને શા માટે ગામબહાર કાઢવો ? માટે રાજાને એમ કહેવુ કે, "આ મઘો તથા તેના સાથીઓ લૂટારાઓ છે અને તેમનાથી પ્રજાને પણ ઘણો જ ત્રાસ થાય છે તેમના ત્રાસ આગળ રાજસત્તાનુ પણ કાંઈ ચાલતુ નથી' આ પ્રમાણે સાભળી રાજા મઘા ઉપર કુપિત થશે અને આપણી ઉપર

સૈનિકો કહેવા લાગ્યા કે, "રાજાએ તો અમને તમારા હુકમ પ્રમાણે વર્ત્તવાની આજ્ઞા આપી છે એટલે તમે જે પ્રમાણે હુકમ કરશો તેમ અમે કરીશુ અમે બીજા કોઇનું માનશુ નહિ તેમ કોઇનુ માનશુ પણ નહિ તમે જેમને પકડવાનો હુકમ કરશો તેમને અમે વિના વિલબે પકડી લઇશુ"

રાજ્યકર્મચારીઓએ કહ્યુ કે, ઠીક ઠીક છે

આ પ્રમાણે રાજ્યકર્મચારીઓ સેના સહિત ગામમા આવ્યા ગામના લોકોને ખબર પડી કે રાજા, મઘા તથા તેમના શિષ્યો ઉપર ક્રોધે થયા છે એટલે તેમને પકડવા માટે સશસ્ત્ર સેના આવી છે જો કોઇ કાચા દિલનો માણસ હોય તો તે 'સશસ્ત્ર સેના પકડવા આવી છે એ સાભળતા જ ગભરાઇ જાય પણ મઘો એવા કાચા દિલનો ન હતો તેને તેના કામમા આત્મવિશ્વાસ હતો તે જે સત્કાર્ય કરી રહ્યો હતો તે કાર્યમા તેનો વિશ્વાસ અખૂટ હતો તે કોઇનો ડગાવ્યો ડગે એવો ન હતો રાજ્યની સેના તેને પકડવા આવી છે ત્યારે મઘાએ વિચાર્યું કે, મારી પરીક્ષાનો આ સમય આવ્યો છે તેણે પોતાના સાથીઓને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યુ કે આજે આપણી પરીક્ષાનો સમય આવ્યો છે માટે હવે નાના કામો છોડી દો કારણકે તમારે હવે એક મોટુ કામ કરવાનુ છે નાના નાના કામો તો ઘણા દિવસો કર્યા પણ મોટુ કામ તો આજે કરવાનુ છે આજે આપણે જે નાનામોટા કામો કર્યા છે તેની પરીક્ષા આપવાની છે

આ પ્રમાણે કહીને શિષ્યોને સાથે લઇ મઘો રાજકચેરીની આગળ જઇ બેઠો પછી મઘાએ પોતાના શિષ્યોને કહ્યુ કે, આપણને પકડવા માટે સશસ્ત્ર સેના આવે છે ત્યારે તમે શું કરશો?

ખરાબ કહે છે પણ આ પ્રકારની આખમા ધૂળ નાખી જે નહિ ચોરી કરવામા આવે છે તેને પોતે જોતા નથી ચોરને ચોરી કરતો જોઇ વૈરાગ્ય લાવનાર સમુદ્રપાલ જેવા વિચારક તો કોઇક જ હશે'

મગધનરેશ તો દારૂના ઘેનમા હતા એટલે નિવેદનપત્ર વાચીને તે વિષે પૂર્વાપર કશી તપાસ કર્યા વિના કર્મચારીઓના કહેવા ઉપર વિશ્વાસ રાખી હુકમ આપી દીધો કે 'એક સેનાની ટૂકડી લઇ જાઓ અને જે લોકો રાજ્યવિદ્રોહ કરતા હોય તેમને પકડી અહીં લાવો રાજાનો આ નાદીરશાહી હુકમ સાભળી રાજ્યકર્મચારીઓ ખૂબ જ પ્રસન્ન થયા અને 'મારી યુક્તિ કેવી સફળ થઇ' એમ પરસ્પર બડાઇ મારવા લાગ્યા

રાજ્યકર્મચારીઓ પ્રસન્ન થતા અને અભિમાન કરતા કરતા સેનાની ટૂકડી સાથે પોતાના ગામમા આવ્યા

માર્ગમા કર્મચારીઓએ સેનાને કહ્યુ કે, "જુઓ ! કોઇ બીજાની વાત સાભળવા રોકાશો નહિ તેમ કોઇને પૂછવા રોકાશો નહિ, નહિ તો એ બદમાશોને પકડી શકશો નહિ. તમારે તો અમે જેમના તરફ ઇશારો કરીએ તેમને પકડી લેવા અમે પ્રગટરૂપે તમને કાઇ નહિ કહીએ પણ ઇશારો કરીશુ જો અમે પ્રગટરૂપે એ બદમાશોના નામ આપીએ તો એ બદમાશો અમને જ મારી નાખે એ બદમાશો બહુ જ ચાલાક છે એ લોકોએ ગામના લોકોને પણ રાજ્યવિદ્રોહી બનાવી દીધા છે એટલે એ લોકો રાજ્યની પણ પરવા કરે એવા નથી માટે કોઇની વાત ન સાભળતા અમે જેમના તરફ ઇશારો કરીએ તેમને તમારે પકડી લેવા" આ પ્રમાણે કર્મચારીઓએ સૈનિકોને ખૂબ જ ઉશ્કેર્યા સૈનિકો કેવા ઉદ્ધત હોય છે એ તો તમે બધા જાણો છો

સૈનિકો કહેવા લાગ્યા કે, "રાજાએ તો અમને તમારા હુકમ પ્રમાણે વર્તવાની આજ્ઞા આપી છે એટલે તમે જે પ્રમાણે હુકમ કરશો તેમ અમે કરીશુ અમે બીજા કોઇનું સાભળશુ નહિ તેમ કોઇનુ માનશુ પણ નહિ તમે જેમને પકડવાનો હુકમ કરશો તેમને અમે વિના વિલબે પકડી લઇશુ"

રાજ્યકર્મચારીઓએ કહ્યુ કે, બસ ઠીક છે

આ પ્રમાણે રાજ્યકર્મચારીઓ સેના સહિત ગામમા આવ્યા ગામના લોકોને ખબર પડી કે રાજા, મઘા તથા તેમના શિષ્યો ઉપર કોપ્યે થયા છે એટલે તેમને પકડવા માટે સશસ્ત્ર સેના આવી છે જો કોઇ કાચા દિલનો માણસ હોય તો તે 'સશસ્ત્ર સેના પકડવા આવી છે એ સાભળતા જ ગભરાય જાય પણ મઘો એવા કાચા દિલનો ન હતો તેને તેના કામમા આત્મવિશ્વાસ હતો તે જે સત્કાર્ય કરી રહ્યો હતો તે કાર્યમા તેનો વિશ્વાસ અપૂર્વ હતો તે કોઇનો ડગાવ્યો ડગે એવો ન હતો રાજ્યની સેના તેને પકડવા આવી છે ત્યારે મઘાએ વિચાર્યું કે, મારી પરીક્ષાનો આ સમય આવ્યો છે તેણે પોતાના સાથીઓને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે, આજે આપણી પરીક્ષાનો સમય આવ્યો છે માટે હવે નાના કામો છોડી દો કારણકે તમારે હવે એક મોટુ કામ કરવાનુ છે નાના નાના કામો તો ઘણા દિવસો કર્યા પણ મોટુ કામ તો આજે કરવાનુ છે આજે આપણે જે નાનામોટા કામો કર્યા છે તેની પરીક્ષા આપવાની છે

આ પ્રમાણે કહીને શિષ્યોને સાથે લઇ મઘો રાજકર્મચારીની આગળ જઇ બેઠો પછી મઘાએ પોતાના શિષ્યોને કહ્યું કે, આપણને પકડવા માટે સશસ્ત્ર સેના આવે છે ત્યારે તમે શુ કરશો ?

શિષ્યોએ ઉત્તર આપ્યો કે, 'અમારો તમારી સાથે ગુરુ-શિષ્યનો સબંધ છે ગુરુ-શિષ્યના સબંધમાં તર્કવિતર્કને સ્થાન હોતું નથી તર્કવિતર્ક તો વિદ્વાનો પરસ્પર કર્યા કરે છે અમો તો તમારી ઉપર વિશ્વાસ છે એટલે તમે જે પ્રમાણે કહેશો તે પ્રમાણે કરવા અમે તૈયાર છીએ"

મધાએ કહ્યુ કે, "તમે લોકોએ તો મારી ઉપર જ બધી જવાબદારી નાખી દીધી છે એટલે મારે તમને એટલું જ કહેવાનું છે કે, આજે આપણે મોટું કામ કરવાનુ છે એટલે જે પ્રમાણે હું કરું તે પ્રમાણે તમારે કરતા આવવુ તેમા તમારે જરાપણ ડરવુ નહિ તેમ પાછા પડવુ નહિ હું તમારી બધાની મોખરે રહીશ હું જે પ્રમાણે કરું તે પ્રમાણે તમારે બધાએ કરવુ એ નિશ્ચય કરો અને તેની પ્રતિજ્ઞા કરી લો'

શિષ્યો કહેવા લાગ્યા કે "અમે તો બધુ કામ અમારી ઉપર લેવા ચાહતા હતા અને તમને જરાપણ કષ્ટ ન આપીએ એમ ઇચ્છતા હતા પણ જ્યારે તમે જ અમારી આગળ રહેવાના છો તો પછી તમારી પાછળ ચાલવામા અમે પાછા શા માટે પડીએ ?'

જે પ્રમાણે યુદ્ધમા સાચા સેનાપતિઓ આગળ રહે છે તેમ સાચા સેવકો પણ કષ્ટો સહન કરવામા હમેશા આગળ રહે છે એ માટે મહાકવિ ભર્તૃહરિએ કહ્યુ છે કે —

सेवाधर्म परमगहनो योगीनामप्यगम्य ।

સેવાધર્મ એટલો બધો મુશ્કેલ છે કે, તે યોગીઓને માટે પણ અગમ્ય છે કારણ કે સેવાધર્મનું પાલન કરવા માટે વીરતાની જરૂર રહે છે બહારની વાતો કરવાથી કાંઇ સેવાધર્મ પળાતો નથી

મઘાના બત્રિસે શિષ્યો પાકા સેવક હતા અને મઘાએ તેમને સેવાની શિક્ષા આપી પોતાના જેવા સાચા સેવકો બનાવ્યા હતા મઘો તેના શિષ્યો સાથે રાજકચેરી સામે બેઠો હતો એટલામા તો સેના આવી કર્મચારીઓએ સેનાને કહ્યું કે, 'જુઓ ! એ બદમાશો બધા એકઠા થઇ ત્યા બેઠેલા છે એ લોકો એટલા બધા બેદરકાર છે કે તેમને સેનાનો પણ ભય નથી. એ લોકો બહુ જ બહાદુર અને નિર્ભય છે માટે સાવધાનીપૂર્વક એમને પકડવાની જરૂર છે

સૈનિકો કહેવા લાગ્યા કે, 'એ તો બહુ સારુ થયુ કે, તેમને શોધવા માટે અમારે રખડવુ ન પડયુ'

કર્મચારીઓએ કહ્યુ કે, ' અમને ભય રહે છે કે તમારી ઉપર ક્યાય એ લોકો હુમલો કરી ન બેસે ? '

સૈનિકોએ જવાબ આપ્યો કે, ' શુ અમે એવા કાયર છીએ કે, એ લોકો અમારી ઉપર હુમલો કરી જશે અમે વીર છીએ વળી, અમને રાજાનો હુકમ છે કે જે અમારી ઉપર હુમલો કરે તેનો અમે ગોળીબાર પણ કરી શકીએ

આ બાજુ જ્યારે સૈનિકો આ પ્રમાણે અભિમાનની વાત કરતા હતા ત્યારે બીજી બાજુ મઘો તેના સાથીઓને સમજાવતો હતો કે, "તમારે બીલકુલ શાન્તિ રાખવી, જરાપણ શાન્તિનો ભગ ન કરવો અને જેમ હું કરુ તે પ્રમાણે તમારે કરતા રહેવુ '

સૈનિકો મઘા અને તેના સાથીઓની નજદીક આવ્યા તેમને જોઇને સૈનિકો પરસ્પર કહેવા લાગ્યા કે, " આ વિદ્રોહી જેવા લાગતા નથી તેમની મુખમુદ્રા પણ વિદ્રોહી જેવી જણાતી નથી એટ' આપણે તો હુકમનો અમલમા લાવવાનો છે આ લોકો વિદ્રોહી છે

શિષ્યોએ ઉત્તર આપ્યો કે, "અમારો તમારી સાથે ગુરુ શિષ્યનો સંબંધ છે ગુરુ-શિષ્યના સંબંધમાં તર્કવિતર્કને સ્થાન હોતું નથી તર્કવિતર્ક તો વિદ્વાનો પરસ્પર કર્યા કરે છે અમો તો તમારી ઉપર વિશ્વાસ છે એટલે તમે જે પ્રમાણે કરશો તે પ્રમાણે કરવા અમે તૈયાર છીએ"

મઘાએ કહ્યું કે, "તમે લોકોએ તો મારી ઉપર જ બધી જવાબદારી નાખી દીધી છે એટલે મારે તમને એટલું જ કહેવાનું છે કે, આજે આપણે મોટું કામ કરવાનું છે એટલે જે પ્રમાણે હું કરું તે પ્રમાણે તમારે કરતા આવવું તેમાં તમારે જરાપણ ડરવું નહિ તેમ પાછા પડવું નહિ હું તમારી બધાની મોખરે રહીશ હું જે પ્રમાણે કરું તે પ્રમાણે તમારે બધાએ કરવું એ નિશ્ચય કરો અને તેની પ્રતિજ્ઞા કરી લો"

શિષ્યો કહેવા લાગ્યા કે, "અમે તો બધું કામ અમારી ઉપર લેવા ચાહતા હતા અને તમને જરાપણ કષ્ટ ન આપીએ એમ ઈચ્છતા હતા પણ જ્યારે તમે જ અમારી આગળ રહેવાના છો તો પછી તમારી પાછળ ચાલવામાં અમે પાછા શા માટે પડીએ ?"

જે પ્રમાણે યુદ્ધમાં સાચા સેનાપતિઓ આગળ રહે છે તેમ સાચા સેવકો પણ કષ્ટો સહન કરવામાં હમેશાં આગળ રહે છે એ માટે મહાકવિ ભર્તૃહરિએ કહ્યું છે કે—

સેવાધર્મઃ પરમગહનો યોગીનામપ્યગમ્યઃ ।

સેવાધર્મ એટલો બધો મુશ્કેલ છે કે, તે યોગીઓને માટે પણ અગમ્ય છે કારણ કે સેવાધર્મનું પાલન કરવા માટે વીરતાની જરૂર રહે છે બહારની વાતો કરવાથી કાંઈ સેવાધર્મ પળાતો નથી

ઉદ્દેશીને કહ્યું કે "તમે લોકો જો અમારું હિત ચાહતા હો તો, જરાપણ અશાન્તિ ન કરશો. તમે બધા તદ્દન શાન્ત રહો એ જ અમે તમારી પાસેથી ચાહિએ છીએ. તમે જરાપણ અશાન્તિ કરશો તો અમે આટલા વર્ષોમાં જે કાંઈ કામ કર્યું છે તે બધું નિષ્ફળ જશે અને અમારું અને સાથે તમારું પણ અહિત થશે માટે બધાના ભલા માટે મૌન શાન્તિ રાખજો."

સૈનિકો આ અપૂર્વ દૃશ્ય જોઈ આશ્ચર્યમાં પડી ગયા. આ બધું શું છે! તેની તેમને કશી ખબર ન પડી. આટલા બધા શાન્ત માણસોને વિદ્રોહી કેમ ગણવામાં આવે છે? ખેર! અમારે તો હુકમનો અમલ કરવાનો છે. રાજ્યકર્મચારીઓએ વિચાર્યું કે, જેમ બને તેમ આ લોકોને જલ્દી રાજધાનીમાં લઈ જવા ઠીક છે. નહીં તો પછી કર્યું કરાવ્યું બધું ધૂળમાં મળી જશે.

સૈનિકોએ મઘાને તથા તેના સાથીઓને ચાલવાનું કહ્યું. તેઓએ જાણે હાથકડી તથા બેડી ખખડાવતા ધીમેધીમે ચાલવા લાગ્યા. તેમની બેડીઓનો અવાજ બીકાનેરી સ્ત્રીઓના ઘરેણાંનો ચડતા ઉતરતા ઝન્-ઝન્-ઝન્ અવાજ થાય છે તેવો અવાજ થવા લાગ્યો. મઘાને તથા તેના સાથીઓને હાથકડી તથા બેડી પહેરીને જતા જોઈ ગામના લોકો પરસ્પર કહેવા લાગ્યા કે "અહીંની સરકાર કેવી જૂલ્મી અને રાક્ષસી છે કે આવા સત્પુરુષોને આવું કષ્ટ આપી રહી છે! ગામના લોકોને આમ દુઃખી થતા જોઈ મઘાએ લોકોને કહ્યું કે, "તમારે દુઃખી થવાની જરૂર નથી. કારણ કે, અમે એકલા જ નથી. અમારી સાથે પરમાત્મા પણ છે."

જ્યારે સૈનિકો મઘાને તથા તેના સાથીઓને લઈ જવા રવાના થયા ત્યારે ગામના લોકોમાંથી કેટલાક રોવા લાગ્યા, કેટલાક કલ્પાંત કરવા લાગ્યા અને કેટલાક સમજુ માણસો લોકોને સમજાવવા લાગ્યા.

કે નહી તેની જવાબદારી આપા ઉપર નથી એની જવાબદારી તો આ રાજ્યકર્મચારીઓ ઉપર છે'

સૈનિકોએ મઘાને તથા તેના શિષ્યોને કહ્યુ કે, "તમે લોકોએ આખા ગામ ઉપર જુલ્મ ગુજાર્યો છે માટે તમે આ હાથકડી તથા બેડી વગર વિલમ્બે પહેરી લો અને અમારી સાથે ચાલો અમને રાજાએ તમને પકડવાની આજ્ઞા આપી છે"

સૈનિકોનુ કથન સાભળી મઘાએ તથા તેના શિષ્યોએ હાથ લાબા કર્યા સૈનિકોએ તેમને હાથકડી પહેરાવી દીધી પછી પગ લાબા કરવાનુ કહ્યુ મઘાએ તથા તેના સાથીઓએ પગ લાબા કર્યા એટલે સૈનિકોએ પગમા પણ બેડી પહેરાવી દીધી સૈનિકો બેડી તથા હાથકડી પહેરાવી અભિમાનપૂર્વક આનદ કરવા લાગ્યા ત્યારે મઘો તથા તેના સાથીઓ પણ હાથ અને પગમા સત્યના આભૂષણો પહેરવા મળ્યા એમ વિચારી હર્ષ પામવા લાગ્યા ચોરી, અત્યાચાર કે અન્યાય કરી હાથ પગમા બેડી પહેરવી ખરાબ છે પણ અત્યાચાર અનાચારને દૂર કરવા માટે કદાચ હાથકડી કે બેડી પહેરવી પડે તો સેવકોએ એમ સમજવુ જોઇએ કે 'અમને સેવાના આભૂષણો પહેરવાના મળ્યા છે' સેવકોને આવા આભૂષણો વધારે શોભા આપનાર હોય છે

સૈનિકોએ જ્યારે મઘાને તથા તેના સાથીઓને પકડી હાથ પગમા બેડી પહેરાવી ત્યારે ગામના લોકો બધા એકત્રિત થઈ ગયા અને મઘા સામુ જોવા લાગ્યા અને વિચારવા લાગ્યા કે, 'મઘો જો થોડો ઘણો ઇશારો કરી દે તો આ આખી સેનાને મારી નસાડી મૂકીએ કદાચ સેના અમને મારવા દોડશે પણ તે અમારા આગમાથી કેટલા જણાને મારશે મઘાએ ઉપ્રદ્રવાયેલા લોકોને

સત્યનો જ હમેશા જય થાય છે, અસત્યનો નહિ સત્યનો વિજય કેવીરીતે થાય છે એ મઘાના સત્યમય જીવન ઉપરથી સ્પષ્ટ જણાઈ આવશે મઘો અને તેના સાથીઓ તેત્રીશ જ હતા પણ એ તેત્રીશ, તેત્રીશ કરોડ જેવા હતા એમ શુ ન કહી શકાય? તેત્રીશની સખ્યાનું બહુ મહત્ત્વ છે શાસ્ત્રમા ૩૩ ઇન્દ્રના ગુરુ સ્થાનીય દેવતા કહેવાય છે અને એ લોકોક્તિ પ્રમાણે પણ દેવોની સખ્યા પણ તેત્રીશ કરોડની કહેવામા આવે છે આ તેત્રીશ જણાનો વિજય કેવીરીતે થાય છે તે આપણે આગળ જોઇશુ



કે "આપણે ગભરાવુ ન જોઇએ આજે રાતનો અંધકાર છે તો કાલે સત્યરૂપી સૂર્યનો પ્રકાશ થશે અને આ આપત્તિનો અંધકાર દૂર થશે જ્યારે સત્યરૂપી સૂર્યનો ઉદય થશે ત્યારે બધાનું કલ્યાણ જ થશે એટલા માટે આવા સમયે રાવુ કે ક પાત કરવો ન જોઇએ, પણ ધૈર્ય ધારણ કરવુ જોઇએ જો આપણને મવા પ્રત્યે સાચુ સન્માન છે તો આપણે બધાએ જે શિક્ષા આપી છે તેને હૃદયમા ધારણ કરી તે પ્રમાણે કાર્ય કરવુ જોઇએ

સૈનિકો બધા વગેરેને લઇ રાજગૃહ આવ્યા કર્મચારીઓ તો રાજાની પાસે પહેલેથી પહોચી ગયા હતા કારણ કે રાજાના કાન કોઇ ભભેરી જાય તો ભોગ મરે એવો તેમને ભય હતો તેઓ રાજા પાસે આવી કહેવા લાગ્યા કે, "મહારાજ! આપણો જય થયો છે વિદ્રોહીઓ પકડાઇ ગયા છે આપના તેજોબળ આગળ તેમનુ શુ બળ ચાલે? આપણી સેના પણ બહુ જ કામેલ છે અને તેથી જ આ વિદ્રોહીઓ જતી પકડી શકાયા છે બાકી એ વિદ્રોહીઓને કાબુમા લાવવા એ કાંઇ સરલ કામ ન હતુ!"

સંઘબળનો ખરાબ કામમા પણ આ પ્રમાણે દુરુપયોગ કરવામા આવે છે પણ સંઘબળને ખરાબ કામમા વેડરી ન નાખતા સારા કામમા તેનો સદુપયોગ કરવો જોઇએ લોકો બહુમતને મહત્ત્વ આપે છે પણ કોઈ ખરાબ કામ માટે બહુમત હોય તો તે ખરાબ કામને શુ અપનાવવુ જોઇએ? જે ખરાબ કામ હોય છે તેનું પરિણામ હમેશા ખરાબ જ આવે છે સારું આવતુ નથી માટે ખરાબ કામમા કોઇ દિવસ સામેલ ન થવુ જે સારુ કામ હોય છે તેનું પરિણામ હમેશા સારું જ આવે છે એ નિશ્ચય રાખજો કે,

**सत्यमेव जयते, नानृतम् ।**

એ બતાવવા માટે હુ મારી પોતાની જ અપૂર્ણતા પરમાત્માની સમક્ષ રજુ કરુ છુ તે ઉપરથી તમે તમારી અપૂર્ણતાને જુઓ અને તમે સાચા હૃદયથી દીન બન્યા છો, કે દીન બનવાનો ઢોગ કરો છો, એ વાતનો નિર્ણય કરો જો તમે સાચા હૃદયથી દીન બન્યા નથી પણ દીન બનવાનો કેવળ ઢોગ કરો છો તો તમે પરમાત્માની પ્રાર્થના કરવાને યોગ્ય બન્યા નથી એ નક્કી માનજો આ પ્રાર્થનામા કહેવામા આવ્યુ છે કે—

"हुं अपराधी अनादिनो जनम जनम गुना क्रिया भरपूर के।"

હે પ્રભો! હુ અપરાધી છુ મે ઘણા પાપો કર્યા છે વગેરે" આ પ્રમાણે પરમાત્મા પ્રત્યે હુ વિનયપૂર્વક પ્રાર્થના કરુ છુ

મારી આવી પ્રાર્થના સાભળી કદાચ તમે એમ કહેશો કે, અનેક પાપોને કરનારો અપરાધી તો કોઈ હત્યારો કે ચોર જ હોઈ શકે પણ જે સાધુ કે શ્રાવક છે તે આવો અપરાધી હોઈ ન શકે અને જ્યારે તે અપરાધી નથી ત્યારે પરમાત્મા પ્રત્યે 'હે પ્રભો' મે અનેક પાપો કર્યા છે, હુ બહુ અપરાધી છુ આ પ્રમાણે પ્રાર્થના કરવી તે શુ ઠીક છે? હુ કેટલો અને કેવો અપરાધી છુ એ હુ શાસ્ત્રની દૃષ્ટિએ મારી ઉપર વિચાર કરી શકુ પોતા વિષે જે નિશ્ચિત વિચાર કરી શકાય છે તે બીજા ઉપર કરી શકાતો નથી શાસ્ત્ર તો કહે છે કે, બહારના પાપોને સમજવુ તો સરલ છે પણ પાપના સૂક્ષ્મ માર્ગને શોધવો તે બહુ જ મુશ્કેલ છે કેવળ બહારથી હિંસાદિ પાપ ન કરવાને કારણે પોતાને નિરપરાધી માનવો એ ભૂલભરેલુ છે કારણ કે,

अह पचेहिं ठाणेहिं जेहिं सिक्खा न लब्भई ।
थम्भा कोहा पमायेण रोगेणालस्सेण य ॥

# વ્યાખ્યાન પાંચમું*



## પ્રાર્થના

શ્રી મુનિસુવ્રત સાહેબા દીનદયાળ દેવા તણા દેવ કે
તરણતારણ પ્રભૂ મો ભણી ઉજ્જવળ ચિત્ત સમરું નિત્ય મેવકે
શ્રી મુનિસુવ્રત સાહેબા

શ્રી મુનિસુવ્રત ભગવાનની આ પ્રાર્થના કરવામાં આવી છે પોતાની લઘુતાનું ભાન થવું એ પ્રાર્થના કરવાનો સાર છે પરમાત્માની પ્રાર્થના કરવા માટે પોતાની મોટાઇ, પોતાનું અભિમાન, પોતાનો અહંકાર વગેરેને છોડી દેવા જોઇએ કારણ કે, ત્યારે જ પરમાત્માની પ્રાર્થના કરવાની યોગ્યતા પ્રગટે છે

આ પ્રાર્થનામાં પરમાત્માને દીન દયાળુ કહેવામાં આવ્યા છે જ્યારે પરમાત્મા દીન દયાળુ છે ત્યારે તેની પ્રાર્થના કરનારે દીન બનવું જોઇએ દીન બનીને જ જ્યારે પરમાત્માની પ્રાર્થના કરવામાં આવે છે ત્યારે જ પ્રાર્થના કરવાની યોગ્યતા પ્રગટે છે દીન બે પ્રકારે થવાય છે એક તો સાચા હૃદયથી દીન બનવું અને બીજું દીન બનવાનો ઢોંગ કરવો પોતાનામાં કયા પ્રકારની દીનતા છે

* સ્થળ—રાજકોટ જ્યુબિલિ કૉનોટ હૉલ તા ૫-૧૨-૧૯૩૬

એવું અભિમાન હોય તો તે અભિમાન પણ એક પ્રકારનું જૂઠું જ છે અને તે પણ હિંસા જ છે કોઇ સદ્ગુણીના સદ્ગુણ જોઇ પ્રમોદ પામવાને બદલે તેના તરફ દ્વેષ કરવો અને એ સદ્ગુણીને નીચે પાડવાનો પ્રયત્ન કરવો એ પણ હિંસા જ છે આ બધા આત્માના અપરાધો છે સૂત્રમાં આઠ પ્રકારના મદોનું વર્ણન કરવામાં આવ્યું છે જાતિમદ, કુળમદ, બળમદ રૂપમદ, લાભમદ, તપમદ, સૂત્રમદ અને સત્તામદ આ આઠે પ્રકારના મદોથી-અહંકારોથી પાપની પ્રવૃત્તિ થાય છે માટે પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે અને તેમની પ્રાર્થનાની યોગ્યતા મેળવવા માટે આ આઠેય મદોમાંથી એકપણ મદ હોવો ન જોઇએ

આ દૃષ્ટિએ જ્યારે હું મારા આત્માના અપરાધો તપાસું છું ત્યારે મારામાં ઘણી ત્રુટિઓ હજી રહેલી છે એવું મને જણાય છે એટલે હું પરમાત્મા પ્રત્યે

**' हूं अपराधी अनादिनो जनम जनम गुना किया भरपूर के '**

આવી પ્રાર્થના કરું તો એ દૃષ્ટિએ કાંઇ ખોટું કરતો નથી મોટા મોટા વિદ્વાનોએ પણ એ વાત બહુ વિચારીને જ કહી છે કે –

> હું સરૂપ નિજ છોડી રમ્યો પરપુદ્ગલે
> ઝીલ્યો ઉલટ આણી વિષય તૃષ્ણાજલે
> આસ્રવ બંધ વિભાવ કરું રુચિ આપણી,
> ભૂલ્યો મિથ્યાવાસ દોષ દ્યું પરભણી
> અવગુણ ઢાંકણ કાજ કરું જિનમત ક્રીયા
> ન તજું અવગુણની ચાલ અનાદિની જે પ્રીયા
>
> દેવચંદજી ચોવીશી

આ ઉપરથી આપણે એમ સમજવું જોઇએ કે " આ આત્મા કયાં કયાં ભૂલો પડ્યો છે? આ આત્મા જે ક્રિયાઓ અવગુણોને

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા કહેવામા આવ્યુ છે કે ગર્વ, ક્રોધ, પ્રમાદ, રોગ અને આલસ્ય એ પાચ કારણોને લીધે પરમાત્માની ભક્તિ અને પ્રાર્થનાની શિક્ષા મળી શકતી નથી આ પાચ કારણોને દૂર કરી પરમાત્માની શિક્ષાના પાત્ર બનો જેમ સિંહણનું દૂધ સુવર્ણના પાત્રમા જ ટકી શકે છે, સામાન્ય પાત્રમા ટકી શકતુ નથી તેમ પરમાત્માની શિક્ષા પણ યોગ્ય પાત્ર હોય તો જ તેમા ટકી શકે સામાન્ય પાત્ર હોય તો પરમાત્માની શિક્ષા ટકી શકતી નથી માટે પરમાત્માની શિક્ષાના યોગ્ય પાત્ર બનવા માટે ક્રોધ, પ્રમાદાદિ દોષોને તજી દઈ આત્માને જાગ્રત કરવો જોઈએ પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે મે તો દીક્ષા લીધી છે એટલે મારે તો પહેલા શિક્ષાને પાત્ર બનવુ જોઈએ પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે આત્મા ક્રોધાદિ દોષોથી રહિત થયો છે કે નહિ એ પહેલા જોવુ જોઈએ

તમે લોકોએ વ્યાવહારિક શિક્ષા લીધી છે એટલે તમે થોડામા જ સમજી શકશો મારે તમને એટલુ જ કહેવાનું છે કે, તમારી શિક્ષાનો દુરુપયોગ ન કરો તેને ઊલટે માર્ગે લઈ ન જાઓ પણ તેનો આત્માના હિત માટે ઉપયોગ કરો

પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે અને તેમની પ્રાર્થનાની યોગ્યતા મેળવવા માટે સર્વ પ્રથમ આત્મામા ક્રોધ અભિમાન વગેરેનું પાપ કેટલુ છે તે જોવાની જરૂર છે

જો આ આત્મા ભલે ઉપરથી દેખાતી હિંસા કરતો ન હોય તો પણ એને એવુ અભિમાન હોય કે 'હું હિંસા કરતો જ નથી' તો એવુ અભિમાન પણ હિંસા છે આ જ પ્રમાણે આ આત્મા ભલે ઉપરથી જૂઠું બોલતો ન હોય પણ હું જૂઠું બોલતો જ નથી

એવુ અભિમાન હોય તો તે અભિમાન પણ એક પ્રકારનું જૂઠું જ છે અને તે પણ હિંસા જ છે કોઇ સદ્ગુણીના સદ્ગુણ જોઇ પ્રમોદ પામવાને બદલે તેના તરફ દ્વેષ કરવો અને એ સદ્ગુણીને નીચે પાડવાનો પ્રયત્ન કરવો એ પણ હિંસા જ છે આ બધા આત્માના અપરાધો છે સૂત્રમા આઠ પ્રકારના મદોનું વર્ણન કરવામા આવ્યુ છે જાતિમદ, કુળમદ, બળમદ, રૂપમદ, લાભમદ, તપમદ, સૂત્રમદ અને સત્તામદ આ આઠે પ્રકારના મદોથી—અહંકારોથી પાપની પ્રવૃત્તિ થાય છે માટે પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે અને તેમની પ્રાર્થનાની યોગ્યતા મેળવવા માટે આ આઠેય મદોમાથી કોઇપણ મદ હોવો ન જોઇએ

આ દૃષ્ટિએ જ્યારે હુ મારા આત્માના અપરાધો તપાસુ છુ ત્યારે મારામા ઘણી ત્રુટિઓ હજી રહેલી છે એવુ મને જણાય છે એટલે હું પરમાત્મા પ્રત્યે

**‘ हू अपराधी अनादिको जनम जनम गुना किया भरपूर के ’**

આવી પ્રાર્થના કરુ તો એ દૃષ્ટિએ કાઇ ખોટુ કહેતો નથી મોટા મોટા વિદ્વાનોએ પણ એ વાત બહુ વિચારીને જ કહી છે કે—

> હું સરૂપ નિજ છોડી રમ્યો પરપુદ્ગલે,
> ઝીલ્યો ઉલટ આણી વિષય તૃષ્ણાજલે
> આસ્રવ બંધ વિભાવ કરું રુચિ આપણી,
> ભૂલ્યો મિથ્યાવાસ દોષ દઉં પરભણી
> અવગુણ ઢાંકણ કાજ કરું જિનમત ક્રીયા
> ન તજું અવગુણની ચાલ અનાદિની જે પ્રીયા
>
> દેવચંદ્ર ચોવીશી

આ ઉપરથી આપણે એમ સમજવુ જોઇએ કે, “ આ આત્મા કયા કયા ભૂલો પડ્યો છે? આ આત્મા જે ક્રિયાઓ અવગુણોને

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમા કહેવામા આવ્યુ છે કે ગર્વ, ક્રોધ, પ્રમાદ, રોગ અને આલસ્ય એ પાચ કારણોને લીધે પરમાત્માની ભક્તિ અને પ્રાર્થનાની શિક્ષા મળી શકતી નથી આ પાચ કારણોને દૂર કરી પરમાત્માની શિક્ષાના પાત્ર બનો જેમ સિહણનું દૂધ સુવર્ણના પાત્રમા જ ટકી શકે છે, સામાન્ય પાત્રમા ટકી શકતુ નથી તેમ પરમાત્માની શિક્ષા પણ યોગ્ય પાત્ર હોય તો જ તેમા ટકી શકે સામાન્ય પાત્ર હોય તો પરમાત્માની શિક્ષા ટકી શકતી નથી માટે પરમાત્માની શિક્ષાના યોગ્ય પાત્ર બનવા માટે ક્રોધ, પ્રમાદાદિ દોષોને તજી દઇ આત્માને જાગ્રત કરવો જોઇએ પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે મે તો દીક્ષા લીધી છે એટલે મારે તો પહેલા શિક્ષાને પાત્ર બનવુ જોઇએ પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે આત્મા ક્રોધાદિ દોષોથી રહિત થયો છે કે નહિ એ પહેલા જોવુ જોઇએ

તમે લોકોએ વ્યાવહારિક શિક્ષા લીધી છે એટલે તમે થોડામા જ સમજી શકશો મારે તમને એટલુ જ કહેવાનું છે કે, તમારી શિક્ષાનો દુરુપયોગ ન કરો તેને ઊલટે માર્ગે લઈ ન જાઓ પણ તેનો આત્માના હિત માટે ઉપયોગ કરો

પરમાત્માની શિક્ષાના પાત્ર બનવા માટે અને તેમની પ્રાર્થનાની યોગ્યતા મેળવવા માટે સર્વ પ્રથમ આત્મામા ક્રોધ, અભિમાન વગેરેનુ પાપ કેટલુ છે તે જોવાની જરૂર છે

જો આ આત્મા ભલે ઉપરથી દેખાતી હિસા કરતો ન હોય તો પણ એને એવુ અભિમાન હોય કે 'હુ હિસા કરતો જ નથી' તો એવુ અભિમાન પણ હિસા છે આ જ પ્રમાણે આ આત્મા ભલે ઉપરથી જૂઠું બોલતો ન હોય પણ હુ જૂઠું બોલતો જ નથી

કરી તેને દૂર કરવાનો પ્રયત્ન કરશો તો પરમાત્મા પ્રતિ પ્રેમ જાગશે એમ ન થવું જોઈએ કે, ઉપરથી તો તમે પતિવ્રતા સ્ત્રી હોવાનો ડોળ કરો અને અંદરખાને અનીતિમય ભાવના ભાવો માટે પોતાના પાપોનું હમેશા નિરીક્ષણ કરતા રહો અને તેને દૂર કરવા માટે સક્રિય પ્રયત્ન કરતા રહો

સવાર-સાંજ પ્રતિક્રમણ કરવાનો ઉદ્દેશ પણ આપણાથી જે આખા દિવસ કે આખી રાતમાં જે પાપો થયા હોય એ પાપોથી પાછા ફરવાનો છે પ્રતિક્રમણનો શાબ્દિક અર્થ ' પાછા ફરવું ' થાય છે, પણ શુભ કાર્યથી પાછા ફરવું એવો કોઈ તેનો અર્થ ન કરે અશુભ (પાપ) કાર્યથી પાછા ફરવું એ પ્રતિક્રમણનો ઉદ્દેશ અને અર્થ છે ભગવાન મહાવીરે આપણા માટે પ્રતિક્રમણ ધર્મ બતાવ્યો છે ભગવાન પાર્શ્વનાથના શિષ્યો તો કોઈ વખત પ્રતિક્રમણ કરતા હતા અને કોઈ વખત નહિ જ્યારે કોઇ પાપપ્રવૃત્તિ થઇ છે એમ તેમને જણાતું તો તેઓ તેનું પ્રતિક્રમણ કરી લેતા, નહિં તો નહિ પણ ભગવાન મહાવીરે તો પ્રતિક્રમણ કરવું આવશ્યક-અવશ્ય કરવા યોગ્ય-મનાવ્યુ છે તેમણે તો પોતાના શિષ્યોને સવાર-સાંજ પ્રતિક્રમણ કરવાની આજ્ઞા આપી છે માટે પાપનું પ્રાયશ્ચિત કરવા માટે પ્રતિક્રમણ કરો અને એ રીતે પાપને દૂર કરો અને આમ કરી જ્યારે નિષ્પાપ બનશો ત્યારે પરમાત્માની શિક્ષાના પાન અને પરમાત્માની પ્રાર્થના કરવાને યોગ્ય બની શકશો

મન, વચન અને કાયાના યોગથી પાપ થાય છે મનથી પણ પાપ થાય છે, વચનથી પણ પાપ થાય છે, કાયાથી પણ પાપ થાય છે અને ત્રણેયના યોગથી પણ પાપ થાય છે

વચનના પાપો તો પ્રકટ પણ થઇ જાય છે પણ મનના પાપોને કોણ જાણે છે ? અને જ્યાસુધી મનના પાપો બહાર નીકળતા

ત્યાગવા માટે કરતો હતો તેજ ક્રિયાઓદ્વારા તે અવગુણોને ઢાકવા તો ચાહતો નથી ને? જેમ આજના લોકો સારા દેખાવવા માટે ભાડે કપડા લઇને પણ ફોગ પડાવે છે તેમ હે ' આત્મા ' તુ બીજાની આગળ સારા દેખાવા માટે અવગુણોને નાશ કરનારી ક્રિયાને અવગુણોનેજ ઢાકવા માટે તો નથી કરતો ને? જો તુ આવીજ ચાલાકી કરી તારાજ આત્માને ઠગતો હો તો હવે એ ચાલાકીને છોડી દે અને અવગુણોને ઢાકવા માટે નહિ પણ તેને દૂર કરવા માટે ક્રિયાઓ કર તો તેમા તારુંજ કલ્યાણ છે '

જ્યારે લોકો બિમાર પડે છે ત્યારે કર્મનો દોષ કાઢે છે પણ જ્ઞાનીઓ કહે છે કે, કેવળ કર્મને દોષ દેવાથી કાઇ રોગ ચાલ્યો જતો નથી પણ રોગનો નાશ કરવા માટે રોગના મૂળ–પાપનો નાશ કરવો જોઇએ પાપને લીધે જ્યારે સંકટ માથે આવી પડે છે ત્યારે લોકો વધારે પાપ કરવા લાગે છે આ એ લોકોની ગંભીર ભૂલ છે સંકટના સમયે ધૈર્ય રાખી પરમાત્માની સાથે પ્રેમસંબધ જોડવો જોઇએ જ્યારે લોકો રોગી થાય છે ત્યારે તેમને ડૉક્ટર પ્રિય લાગે છે વિદ્યા ઓછી હોય છે ત્યારે વિદ્વાન પ્રિય લાગે છે, ધનની જરૂર હોય છે ત્યારે ધનવાન પ્રિય લાગે છે તેજ પ્રમાણે જ્યારે પોતાનામા પાપ વધે ત્યારે પરમાત્મા પણ પ્રિય થવા જોઇએ જો પોતાના પાપોને જોઇ અને ના પ્રગટશે તો પરમાત્મા પ્રત્યે પ્રેમ પણ વિશેષ જાગશે પણ લોકો પાપને છુપાવવા ચાહે છે, દૂર કરવા ચાહતા નથી તેઓ પાપ કરતા જાય છે પણ પાપી કહેવડાવવા ચાહતા નથી પણ પાપને છુપાવવાથી પાપ ઘટતુ નથી ઊલટુ વધે છે માટે પાપનું નિરીક્ષણ કરી તેનો જેટલો પશ્ચાતાપ કરશો તેટલા તમે પરમાત્માની સમીપ જઇ શકશો હુ બ્હેનોને પણ એજ કહુ છુ કે, પાપને છુપાવશો કે દબાવશો નહિ પણ પાપનુ પ્રાયશ્ચિત

કરી તેને દૂર કરવાનો પ્રયત્ન કરશો તો પરમાત્મા પ્રતિ પ્રેમ જાગશે એમ ન થવુ જોઇએ કે, ઉપ થી તો તમે પતિવ્રતા સ્ત્રી જેવાનો ડોળ કરો અને અ દરખાને અનીતિમય ભાવના ભાવો માટે પોતાના પાપોનું હમેશા નિરીક્ષણ કરતા રહો અને તેને દૂર કરવા માટે સક્રિય પ્રયત્ન ક ના હો

સવાર–સાજ પ્રતિક્રમણ કરવાનો ઉદ્દેશ પણ આપણાથી જે આખા દિવસ કે આખી રાતમા જે પાપો થયા હોય એ પાપોથી પાછા ફરવાનો છે પ્રતિક્રમણનો શાબ્દિક અર્થ 'પાછા ફરવુ' થાય છે, પણ શુભ કાર્યથી પાછા ફરવુ એવો કોઈ તેનો અર્થ ન કરે અશુભ (પાપ) કાર્યથી પાછા ફરવુ એ પ્રતિક્રમણનો ઉદ્દેશ અને અર્થ છે ભગવાન મહાવીરે આપણા માટે પ્રતિક્રમણ ધર્મ બનાવ્યો છે ભગવાન પાર્શ્વનાથના શિષ્યો તો કોઈ વખત પ્રતિક્રમણ કરતા હતા અને કોઈ વખત નહિ જ્યારે કોઇ પાપપ્રવૃત્તિ થઇ છે એમ તેમને જણાતુ તો તેઓ તેનું પ્રતિક્રમણ કરી લેતા, નહિ તો નહિ. પણ ભગવાન મહાવીરે તો પ્રતિક્રમણ કરવુ આવશ્યક–અવશ્ય કરવા યોગ્ય–મતા યુ છે તેમણે તો પોતાના શિષ્યોને સવાર-સાજ પ્રતિક્રમણ કરવાની આજ્ઞા આપી છે માટે પાપનુ પ્રાયશ્ચિત કરવા માટે પ્રતિક્રમણ કરો અને એ રીતે પાપને દૂર કરો અને આમ કરી જ્યારે નિ પાપ બનશો ત્યારે પરમાત્માની શિક્ષાના પાત્ર અને પરમાત્માની પ્રાર્થના કરવાને યોગ્ય બની શકશો

મન, વચન અને કાયાના યોગથી પાપ થાય છે મનથી પણ પાપ થાય છે, વચનથી પણ પાપ થાય છે, કાયાથી પણ પાપ થાય છે અને ત્રણેના યોગથી પણ પાપ થાય છે

વચનના પાપો તો પ્રગટ પણ થઇ જાય છે પણ મનના પાપોને કોણ જાણે છે ? અને જ્યાસુધી મનના પાપો બહાર નીકળતા

નથી ત્યાસુધી કેમ કહી શકાય કે, હું અપરાધી નથી ! એટલા માટે મનના પાપોને સર્વથા દૂર કરવા જોઇએ અને તે માટે હમેશા આત્માને જાગૃત રાખવો જોઇએ જ્યારે આત્મા, મન, વચન અને કાયાના પાપોથી રહિત થઈ નિષ્પાપ બને છે ત્યારે પરમાત્માની શિક્ષાને અને પ્રાર્થનાને યોગ્ય બને છે આત્માને નિષ્પાપ બનાવવા માટે એક ભાવના હમેશા ભાવવી જોઇએ એ ભાવનાને કવિઓએ બહુ જ સરલ રીતે વ્યક્ત કરી છે એ ભાવનાને તમે જ્યા લઇ જવા ચાહો ત્યા લઇ જઈ શકો છો મારે તો એ ભાવનામા શું તત્ત્વ રહેલું છે એ જૈનદષ્ટિએ સ્પષ્ટ કરવું જોઇએ એ ભાવના કઈ છે ? તે માટે કવિઓએ કહ્યુ છે કે—

> सुनेरी मैंने, निवल के बल राम
> पिछली साख भरूं सतन की आडे सँवारे काम,
> जबलग गज बल अपनो बरत्यो नेक सया नहीं काम
> निर्बल हो बलराम पुकारे आये आधे नाम सुनेरी०

આત્માને રામબળની આવશ્યકતા રહે છે એટલા માટે રામબળ આવે એવી હમેશા ભાવના ભાવવી જોઇએ રામબળને આત્મબળ અથવા પરમાત્મબળ પણ કહી શકાય નામમા ભેદ ગમે તે હોય પણ સાચી આત્મશક્તિને પ્રાપ્ત કરવાની ભાવના રાખવી જોઇએ

જ્ઞાની લોકો દશરથના પુત્ર રામને જ રામ કહેતા નથી પરન્તુ તેઓ તો કહે છે કે,

**रमन्ते योगिना यस्मिन् इति राम**

અર્થાત્,—યોગી લોકો જેનામા રમણ કરે છે તે રામ છે આ કથનથી દશરથના પુત્ર રામનો નિષેધ કરવામા આવ્યો નથી પણ જેઓ વીતરાગ છે એ જ સાચા રામ છે એમ કહેવામા આવ્યુ છે

તમે લોકો પણ આવુ જ સમજન પ્રગટાવો પણ આવુ સમજન પ્રગટાવવા માટે તમારે આત્માના વિકારો દૂર કરવો પડશે જેમ જેમ તમારો આત્માનો વિકાર દૂર થતો જશે તેમ તેમ તમારી આત્મશક્તિ પ્રગટ થતી જશે આત્મશક્તિ ઉપર તમને વિશ્વાસ હશે તો તે શક્તિ તમારી પાસે જ છે આ શક્તિ તમારા પોતાનામા જ છે એ વાતની સાબીતી માટે બીજાની સાક્ષી આપવાની જરૂર નથી કારણ કે, સાક્ષી તો તેમની હોવી જોઇએ કે, જેમા પોતાને સંદેહ હોય અને જેમા સંદેહ ન હોય ત્યા સાક્ષીની જરૂર રહેતી નથી જો તમે શક્તિ પ્રાપ્ત કરવા માટે તૈયાર હોતો તો બીજાની સાક્ષી લેવી ઠીક ગણાય દાવો માડવો હોય તો બીજાની સાક્ષી લેવાની જરૂર પડે છે પણ જો દાવો જ માડવો ન હોય તો સાક્ષી લેવાની પણ જરૂર રહેતી નથી

આજ પ્રમાણે જો તમારે આત્મશક્તિ પ્રાપ્ત કરવા માટે પ્રયત્ન કરવાનો હોય તો હજારો મહાપુરુષોની સાક્ષી આ વિષે આપી શકાય એમ છે હુ જતી વખતે તમને બીજુ તો શુ કહુ ? હુ તો તમને એટલુ જ કહુ છુ કે, આ આત્મશક્તિને પ્રગટાવો તો બધી શક્તિઓ તમારામા પ્રગટી જશે

આ આત્મશક્તિ તમારામા ક્યા રહેલી છે તે જોવા માટે, પહેલાં તમારો આત્મા ક્યા છે ? એ તપાસો આ શરીર આત્માના આધારે ટકેલુ છે શરીરમા જે કાઇ થાય છે તે આત્માની શક્તિને લીધે થાય છે આખની પલક ઊંચી કે નીચી થાય છે તે પણ આત્માની શક્તિને લીધે થાય છે તમે એ આત્માને આ ચર્મચક્ષુથી જોઈ શકતા નથી પણ તમે જરા તે વિષે ઊંડો વિચાર કરશો તો તમને જણાશે કે, આત્મશક્તિ દ્વારા જ શરીરની બધી ક્રિયાઓ થાય છે જો આત્મશક્તિદ્વારા શરીરના બધા કામો થાય છે તે

નથી ત્યાસુધી કેમ કહી શકાય કે હું અપરાધી નથી ? એટલા માટે મનના પાપોને સર્વથા દૂર કરવા જોઇએ અને તે માટે હમેશા આત્માને જાગૃત રાખવો જોઇએ જ્યારે આત્મા, મન, વચન અને કાયાના પાપોથી રહિત થઈ નિષ્પાપ બને છે ત્યારે પરમાત્માની શિક્ષાને અને પ્રાર્થનાને યોગ્ય બને છે આત્માને નિષ્પાપ બનાવવા માટે એ ભાવના હમેશા ભાવવી જોઇએ એ ભાવનાને કવિઓએ બહુ જ સરલ રીતે વ્યક્ત કરી છે એ ભાવનાને તમે જ્યા લઈ જવા ચાહો ત્યા લઈ જઈ શકો છો મારે તો એ ભાવનામા શુ તત્ત્વ રહેલુ છે એ જનદષ્ટિએ સ્પષ્ટ કરવુ જોઇએ એ ભાવના કઈ છે ? તે માટે કવિઓએ કહ્યુ છે કે—

सुनेरी मैंने, निबल के बल राम
पिछली साख भरु सन्तनकी आडे सँवारे काम,
जबलग गज बल अपनो बरत्यो नेक सर्यो नहीं काम
निर्बल ह्वै बलराम पुकारे आये आधे नाम सुनेरी०

આત્માને રામબળની આવશ્યકતા રહે છે એટલા માટે રામબળ આવે એવી હમેશા ભાવના ભાવવી જોઇએ રામબળને આત્મબળ અથવા પરમાત્મિક બળ પણ કહી શકાય નામમા ભેદ ગમે તે હોય પણ સાચી આત્મશક્તિને પ્રાપ્ત કરવા ની ભાવના રાખવી જોઇએ

જ્ઞાની લોકો દશરથના પુત્ર રામને જ રામ કહેતા નથી પરન્તુ તેઓ તો કહે છે કે,

रमन्ति योगिनो यस्मिन् इति राम

અર્થાત્—યોગી લોકો જેનામા રમણ કરે છે તે રામ છે આ કથનથી દશરથના પુત્ર રામનો નિષેધ કરવામા આવ્યો નથી પણ જેઓ વીતરાગ છે એ જ સાચા રામ છે એમ કહેવામા આવ્યુ છે

એના કહેવા પ્રમાણે વગર વિચાર્યે તેત્રીશે જણાને હાથીના પગ તળે કચરઘાણ કરી નાખવાનો હુકમ આપી દીધો

રાજાઓના સિપાહીઓએ રાજાના હુકમ પ્રમાણે મળી તૈયારી કરી લીધી નગરના ઘણા સ્ત્રીપુરુષો મેદાનના ચોગાનમા આ ગજબનું નવુ કૌતક જોવા એકઠા થવા લાગ્યા મહાને તથા તેમના સાથીઓને પણ યથાસમયે મેદાનના ચોગાનમા લાવવામા આવ્યા અને તેમને કહેવામા આવ્યુ કે, તમે તમારા ઇષ્ટદેવનુ અતિમ સ્મરણ કરી લો કારણકે, તમને તમારા કૃત્યનું આજે ફળ મળવાનું છે

મઘો તો આ સાભળી ખૂબ પ્રસન્ન થયો અને વિચારવા લાગ્યો કે, "આજે અમારા કૃત્યનુ ફળ મળશે એ તો સારુ જ છે ને ? તેણે તેના શિષ્યોને કહ્યુ કે, "તમે મારા કહેવાથી નહિ પણ સ્વેચ્છાએ મારા શિષ્યો થયા છો માટે તમે જરાપણ સકટના સમયે ગભરાશો નહિ સૌથી આગળ હું સુઇશ એટલે હાથી પહેલા મને જ કચડશે તમે બધા મારી પાછળ રહેશો તમે ગભરાશો નહિ પણ ધૈર્ય રાખશો તો બધુ સારુ થશે '

મઘાએ શિષ્યોને જે ઉપદેશ આપ્યો તે વિષે ચરિતકારોની કથામા જે કવિતા કહેવામા આવી છે, તે કવિતા અહીં કહેવામા આવે તો અસ્થાને તો નહિ જ ગણાય આ કવિતાનો ભાવ મઘાના ઉપદેશ સાથે સબધ ધરાવે છે, માટે અહીં પણ તે કવિતા કહેવી ઉચિત છે તમે પણ આ કવિતાની ભાવના આત્મામા ઉતારશો તો તેમા તમારુ કલ્યાણ જ રહેલુ છે

મઘો પોતાના શિષ્યોને કહે છે કે —

शान्ति समर मे कभी भूल कर धैर्य नहीं खोना होगा ।
वज्रप्रहार भले शिर पर हो किन्तु नहीं रोना होगा ॥

આત્મામાં તમે કુડકપટની અનેક વિચિત્ર વાતો ભરી દીધી છે પણ જેમ એક મ્યાનમાં બે તલવાર રહી શકતી નથી તેમ આ આત્મામાં કુડકપટનો જે વિકાર ભરેલો છે તે જ્યાંસુધી દૂર કરવામાં ન આવે ત્યાંસુધી આત્મામાં રામમન કે પરમાત્મિક મન કેવી રીતે પ્રગટી શકે? જેમ તમે કોઈ માણસને ઘેર આવવાનું નિમંત્રણ તો આપી આવો પણ ઘરના બધા બારી બારણા બંધ કરી રાખો તો નિમંત્રિત માણસ અંદર આવી શકે ખરો? તે જ પ્રમાણે તમે રામમનને-પરમાત્મિકમનને તો ખૂબ ચાહો છો, પણ આત્મામાંથી વિકારને તો દૂર કાઢતા નથી એવી દશામાં રામમન કેવી રીતે પ્રગટી શકે? માટે જો તમે આત્મામાંથી વિકારશક્તિને દૂર કરી દો તો જેમ મઘામાં રામબળ કે આધ્યાત્મિક બળ પ્રગટ્યું હતું તેમ પરમાત્મિક બળ તમારામાં પણ પ્રગટ્યા વિના નહિ રહે

**મઘાનું વૃત્તાંત**

મઘાને તથા તેના સાથીઓને ભયંકર અપરાધીની માફક રાજાની સમક્ષ લાવવામાં આવ્યા રાજા કર્મચારીઓના વિશ્વાસમાં આવી ગયો અને અપરાધની કશી તપાસ કર્યા વિના જોશમાં આવી જઇ કહેવા લાગ્યો કે, પ્રજાને ત્રાસ આપનારા આવા લૂટારાઓ મારા રાજ્યમાં એક ક્ષણ પણ રહી શકે નહિ એ લોકોને તો એવો સખત દંડ આપવો જોઇએ કે, તેમને જોઈ કોઈ એવા અપરાધ કરવાનું સાહસ પણ ન કરે આ રાજમહેલની સામેના મેદાનમાં સુવડાવો હું મહેલના ઝરૂખામાં જઇ બેસું છુ અને નગરજનોની સમક્ષ એ તેત્રીસ લુટારાઓનો હાથીઓના પગતળે કચ્ચરઘાણ કરાવી નાખો '

એ લોકોએ શો અપરાધ કર્યો છે એ વિષે રાજાએ કશો વિચાર પણ ન કર્યો, પણ સત્તાના મદમાં આવી જઈ કર્મચારી

એના કહેવા પ્રમાણે વગર વિચાર્યે તેત્રીશે જણાને હાથીના પગ તળે કચરઘાણ કરી નાખવાનો હુકમ આપી દીધો

રાજાના સિપાહીઓએ રાજાના હુકમ પ્રમાણે બધી વ્યવસ્થા કરી લીધી નગરના બધા સ્ત્રીપુરુષો મેદાનના ચોગાનમાં આ રાજાનું નવું કૌતુક જોવા એકઠા થવા લાગ્યા મહાત્માને તથા તેમના સાથીઓને પણ યથાસમયે મેદાનના ચોગાનમાં લાવવામાં આવ્યા અને તેમને કહેવામાં આવ્યું કે, તમે તમારા ઇષ્ટદેવનું અંતિમ સ્મરણ કરી લો કારણકે, તમને તમારા કૃત્યનું આજે ફળ મળવાનું છે

મહાત્મા તો આ સાંભળી ખૂબ પ્રસન્ન થયા અને વિચારવા લાગ્યા કે, "આજે અમારા કૃત્યનું ફળ મળશે એ તો સારું જ છે ને?" તેણે તેના શિષ્યોને કહ્યું કે, "તમે મારા કહેવાથી નહિ પણ સ્વેચ્છાએ મારા શિષ્યો થયા છો માટે તમે જરાપણ સંકટના સમયે ગભરાશો નહિ સૌથી આગળ હું સુખદ એટલે હાથી પહેલા મને જ કચડશે તમે બધા મારી પાછળ રહેશો તમે ગભરાશો નહિ પણ ધૈર્ય રાખશો તો બધું સારું થશે '

મહાત્માએ શિષ્યોને જે ઉપદેશ આપ્યો તે વિષે ચંદનમાતાની કથામાં જે કવિતા કહેવામાં આવી છે, તે કવિતા અહીં કહેવામાં આવે તો અસ્થાને તો નહિ જ ગણાય આ કવિતાનો ભાવ મહાત્માના ઉપદેશ સાથે સંબંધ ધરાવે છે, માટે અહીં પણ તે કવિતા કહેવી ઉચિત છે તમે પણ આ કવિતાની ભાવના આત્મામાં ઉતારશો તો તેમાં તમારું કલ્યાણ જ રહેલું છે

મહાત્મા પોતાના શિષ્યોને કહે છે કે—

શાંતિ સમર મેં કભી ભૂલ કર ધૈર્ય નહીં ખોના હોગા ।
વજ્રપ્રહાર ભલે શિર પર હો કિન્તુ નહીં રોના હોગા ॥

અરિ સે બદલા લેનેકા મન બીજ નહીં બોના હોગા ।
ઘર મેં કાન તૂર દેકર ફિર તુઝે નહીં સોના હોગા ॥
દેશદાગ કો રુધિરવારિસે હર્ષિત હો ધોના હોગા ।
દેશ કા ખી ભારી ગઠરી સિર પર રખ ઢોના હોગા ॥
આઁખે લાલ, ભવે ટેઢી કર ક્રોધ નહીં કરના હોગા ।
બલિવેદી પર તુમ્હે હર્ષસે ચઢ કર કટ મરના હોગા ॥
નશ્વર હૈ નરદેહ મૌતસે કભી નહીં ડરના હોગા ।
સત્યમાર્ગ કો છોડ સ્વાર્થ-પથ પર પૈર નહીં ધરના હોગા ॥
હોગી નિશ્ચય જીત ધર્મકી, યહી ભાવ ભરના હોગા ।
માતૃભૂમિ કે લિએ, હર્ષ સે જીના ઔર મરના હોગા ॥

સાચી કસોટીના સમયે આવી શિક્ષા કેવીરીતે સમજાવવામાં આવતી હશે, અને તેની કેવી અસર પડતી હશે એ કોણ કહી શકે? આપણે તો એ શિક્ષાની નકલ કરનારા છીએ. આ શિક્ષા આત્માની શક્તિની સાથે હૃદયપૂર્વક સમજાવવામાં આવતી હશે ત્યારે તેની સચોટ અસર પડે એ વિષે કહેવું જ શું!

આપણે પણ આપણા આત્માને સંકટમાં પડેલો માની આવી ઉચ્ચ ભાવના ભાવીએ તો આપણને આ ભાવનાનું મહત્ત્વ સમજમાં આવી શકે. કોઇ કહે કે, અમારા આત્મા ઉપર એવું શું સંકટ આવી પડ્યું છે? આ પ્રશ્નનો જવાબ એ છે કે, આત્મા ઉપર પાપનું સંકટ માથે આવી પડ્યું છે. પાપના સંકટભયથી જ સાધુ કે શ્રાવક બને છે. અમે પણ શાન્તિનું યુદ્ધ ખેલવા માટે જ સાધુ થયા છીએ, ખાવાપીવા માટે નહિ. એટલા માટે પોતાના આત્માનું કલ્યાણ ચાહનાર દરેકે આવી ઉચ્ચ ભાવના ભાવવી જોઇએ.

મનાએ પોતાના શિષ્યોને આ પ્રમાણે શિક્ષા આપી કહ્યું કે —

'भावनातश्चित्तप्रसादनम्,' (નારદ ભક્તિ સૂત્ર)

હે ! મારા વ્હાલા શિષ્યો ! આ સમયે ઉચ્ચ ભાવના વડે તમારા ચિત્તને ખૂબ જ પ્રસન્ન રાખજો, કારણ કે ઉચ્ચ ભાવનાના ભાવવાથી ચિત્ત હંમેશા પ્રસન્ન રહે છે. એવો ખોટો વિચાર મનમાં લાવશો નહિ કે, "અમે સારા કામો કર્યા તો પછી અમને જ દંડ કેમ મળે છે ? જ્યારે અમને સારા કામોનું આવું ફળ મળે છે તો શું આ જ ધર્મ કે ઈશ્વરની આરાધનાનું ફળ છે ! જ્યારે અમને હાથીના પગ તળે કચરી નાખવામાં આવે છે ત્યારે અમારો ધર્મ ક્યાં ગયો ? આ પ્રકારના ખોટા વિચારોને મનમાં લાવશો નહિ.

આવા સંકટના સમયે ઉચ્ચ ભાવના ભાવવી એ સામાન્ય જનતા માટે સરળ નથી. જો આવા સંકટના સમયે ઉચ્ચ ભાવના ભાવવામાં આવે તો કોઈને કોઈ વખતે આત્માનું કલ્યાણ અવશ્ય થાય છે. કહ્યું પણ છે કે—

'अनेकजन्मसंसिद्धिस्ततो याति परां गतिं।'—गीता

મધાએ કહ્યું કે, કોઈ આ સમયે ખરાબ ભાવના ભાવશો નહિ. સામાન્ય વૃક્ષ કે પૃથ્વીની જેવી પણ ભાવના ભાવશો નહિ ? વૃક્ષ ઉપર કોઈ પત્થર ફેંકે છે તો વૃક્ષ સામું પત્થર ફેંકતું નથી પણ બદલામાં મીઠું ફળ આપે છે. વૃક્ષ એવી તકરાર કરતું નથી કે મને પત્થર મારનારને મીઠાં ફળ શા માટે આપું ?

શું વૃક્ષની જેવી ઉચ્ચ ભાવના તમે ભાવો છો ? તમે વૃક્ષનાં મીઠાં ફળ તો ખાઓ છો પણ તેના બદલામાં ખ્વાશ પેદા કરો તો તમે વૃક્ષથી પણ ઉતરતા નથી ? માનો કે, કદાચિત વૃક્ષ એમ કહે કે તમે મારા ફળ ખાનારાઓ કોણ છો ? તો તમે એ વૃક્ષને નકામું કહી ઉખેડી ફેંકી દેવા પણ તૈયાર થઈ જશો. પણ જ્યારે તમારી જ ઉપર સંકટ આવી પડે ત્યારે તમે એમ કહો કે, "એવા ધર્મને શું

અરિ સે બદલા લેનેકા મન બીજ નહીં બોના હોગા ।
ઘર મેં કાન તૂન દેકર ફિર તુઝે નહીં સોના હોગા ॥
દેશદાગ કો રુધિરવારિસે હર્ષિત હો ધોના હોગા ।
દેશ કા ઝ્યાદી ભારી ગઠડી સિર પર રખ ઢોના હોગા ॥
આંખે લાલ, ભવે ટેઢી કર ક્રોધ નહીં કરના હોગા ।
બલિવેદી પર તુમ્હે હર્ષસે ચઢ કર કટ મરના હોગા ॥
નશ્વર હૈ નરદેહ મૌતસે કભી નહીં ડરના હોગા ।
સત્યમાર્ગ કો છોડ સ્વાર્થ-પથ પર પૈર નહીં ધરના હોગા ॥
હોગી નિશ્ચય જીત ધર્મકી, યહી ભાવ ભરના હોગા ।
માતૃભૂમિ કે લિયે હર્ષ સે જીના ઔર મરના હોગા ॥

સાચી કસોટીના સમયે આવી શિક્ષા કેવીરીતે સમજાવવામાં આવતી હશે, અને તેની કેવી અસર પડતી હશે એ કોણ કહી શકે? આપણે તો એ શિક્ષાની નકલ કરનારા છીએ આ શિક્ષા આત્માની શક્તિની સાથે હૃદયપૂર્વક સમજાવવામાં આવતી હશે ત્યારે તેની સચોટ અસર પડે એ વિષે કહેવું જ શું?

આપણે પણ આપણા આત્માને સંકટમાં પડેલો માની આવી ઉચ્ચ ભાવના ભાવીએ તો આપણને આ ભાવનાનું મહત્ત્વ સમજમાં આવી શકે કોઈ કહે કે અમારા આત્મા ઉપર એવું શું સંકટ આવી પડ્યું છે? આ પ્રશ્નનો જવાબ એ છે કે, આત્મા ઉપર પાપનું સંકટ માથે આવી પડ્યું છે પાપના સંકટભયથી જ સાધુ કે શ્રાવક બને છે અમે પણ શાન્તિનું યુદ્ધ ખેડવા માટે જ સાધુ થયા છીએ ખાવાપીવા માટે નહિ એટલા માટે પોતાના આત્માનું કલ્યાણ ચાહનાર દરેકે આવી ઉચ્ચ ભાવના ભાવવી જોઈએ

ભક્તાએ પોતાના શિષ્યોને આ પ્રમાણે શિક્ષા આપી કહ્યું કે —

'भावनातश्चित्तप्रसादनम्' (નારદ ભક્તિ સૂત્ર)

પડો નહિ જુઓ ! સામે મદોન્મત્ત હાથી ધમપછાડા કરતો દોડતો આપણને કચડવા આવે છે, અને આપણને કચડી નાખે તો પણ તમે રાજા, કર્મચારી કે હાથી ઉપર કે માવત ઉપર જરાપણ ક્રોધ કે દ્વેષ કરશો નહિ તેમ એ અન્યાયીઓનો નાશ થાય એવો વિચાર પણ કરશો નહિ એમા જ આપણા સત્યધર્મનો વિજય રહેલો છે તમે તે અનુયાયીઓનું પણ ભલુ ચાહો અને તેમનું ખરાબ ન ચાહતા તમારી કયાય ભૂલ થઈ હોય તે તપાસો અને તેને દૂર કરો પણ જો તમારી કયાય ભૂલ થઇ નથી તો એ નિશ્ચય માનજો કે, તમારો કોઇ વાળ વાંકો કરી શકે એમ નથી "

શ્રી આચારાગ સૂત્રના પહેલા શ્રુતસ્કધમા એવી ભાવના બતાવવામા આવી છે કે, એ ભાવનાને જીવનમા સ્થાન દેવાથી પાપ થઇજ ન શકે તેમા કહેવામા આવ્યુ છે કે —

**'एस खलु नेरिए, एस खलु मोहे, एस खलु मारे'**

અર્થાત્—આ હિંસાનું પાપ જ નરક છે આ હિંસાનુ પાપ જ મોહ છે અને આ હિંસાનુ પાપ જ માર-કષ્ટ છે એ પાપને પોતાના આત્મામા છુપાવી રાખવાનો અર્થ જ નરકને આમત્રણ દેવાનો છે શાસ્ત્ર કહે છે કે, પાપને પાપ જ ન માનો પણ નરક માનો જ્યારે આત્મામા પણ પાપ હોય ત્યારે આત્મામા જ નરક છે એમ માનવુ

શ્રી અનાથી મુનિએ પણ કહ્યુ છે કે —

**अप्पा नई वेयरणी**—[ શ્રી ઉ૦ ૨૦–૩૬ ]

અથાત્—વૈતરણી નદી આત્મામા જ છે

આ પ્રમાણે ઉચ્ચ ભાવનાને જીવનમા તમે સ્થાન આપો તો તમારામા પાપ રહેવા પામશે નહિ

કરે ' એવા ધર્મની શી જરૂર છે?' તો શુ એ તમારી મ નન નથી? એના માટે ગમે તેવો સંકટનો સમય આવે તોપણ 'भावनात चित्तप्रसादन्' એ કથનાનુસાર ચિત્તને તો હમેશા પ્રસન્ન જ રાખવુ જોઇએ અત્યારે ભાવના વિષે કહેવાનો વિશેષ સમય નથી એટલે સૂત્રરૂપે જે કાંઈ સંક્ષેપમા કહેવામા આવ્યુ છે તેને હૃદયમા ઉતારો તો પણ કલ્યાણ જ છે

મઘાએ પોતાના શિષ્યોને કહ્યુ કે, આ આપણા કાર્યનું ફળ મળી રહ્યુ છે એમ માનશો નહિ આ સંકટ તો આપણા કાર્યની પરીક્ષા છે, ફળ નથી પ્રકૃતિ પાસેથી મને એવી શિક્ષા મળી છે કે જ્યારે આમ્રમા મંજરી આવે છે ત્યારે કોયલ કુહૂ-કુહૂ એમ મીઠા સ્વરે કૂજવા લાગે છે અને કાગડાઓ તેને મારવા માટે તેની પાછળ પડે છે પણ કોયલ એથી કાંઈ એમ વિચારતી નથી કે, કાગડાઓનું મારવુ એ મારા સ્વરનુ ફળ છે? કાગડાઓ પાછળ પડવા છતા અને મારવા છતા પણ કોયલ તો મીઠા સ્વરે કૂજવાનુ છોડી દેતી નથી

જ્યારે કોયલ પણ મારવા છતા મધુરતામા મીઠો સ્વર સંભળાવે છે ત્યારે તમારા જેવા વિવેકબુદ્ધિને ધારણ કરનારાઓને ગાળો ગાળીની સામે ગાળો ભાંડવી અને મારનારને બદલામા સામો માર મારવો એ શુ ઉચિત છે? ત્યારે કોઇ એમ કહે કે, "શુ ત્યારે અમારે ગાળો અને માર સહી લેવા? આ તો કાયરતા છે આ ભૂલ છે સહિષ્ણુતા કેળવવામા કાયરતા નહિ પણ વીરતા છે જે વીર હોય છે તે જ સહિષ્ણુતાનું મહત્ત્વ સમજી શકે છે અને તેને અપનાવી શકે છે

મઘાએ પ્રકૃતિની શિક્ષા સમજાવતા આગળ કહ્યુ કે, 'જુઓ' કોઇ ગમે તેવુ કરે તો પણ પ્રકૃતિ તો પોતાનો સ્વભાવ છોડતી નથી. આ જ પ્રમાણે તમે પણ તમારો સ્વભાવ છોડી વિભાવમા

પડો નહિ જુઓ! સામે મદોન્મત્ત હાથી ધમપછાડા કરતો દોડતો આપણને કચડવા આવે છે, અને આપણને કચડી નાખે તો પણ તમે રાજા, કર્મચારી કે હાથી ઉપર કે માવત ઉપર જરાપણ ક્રોધ કે દ્વેષ કરશો નહિ તેમ એ અન્યાયીઓનો નાશ થાય એવો વિચાર પણ કરશો નહિ એમાં જ આપણા સત્યધર્મનો વિજય રહેલો છે તમે તે અનુયાયીઓનું પણ ભલું ચાહો અને તેમનું ખરાબ ન ચાહતા તમારી ક્યાંય ભૂલ થઈ હોય તે તપાસો અને તેને દૂર કરો પણ જો તમારી ક્યાંય ભૂલ થઈ નથી તો એ નિશ્ચય માનજો કે, તમારો કોઈ વાળ વાંકો કરી શકે એમ નથી"

શ્રી આચારાંગ સૂત્રના પહેલા શ્રુતસ્કંધમાં એવી ભાવના બતાવવામાં આવી છે કે, એ ભાવનાને જીવનમાં સ્થાન દેવાથી પાપ થઈજ ન શકે તેમાં કહેવામાં આવ્યું છે કે—

'एस खलु नेरिए, एस खलु मोहे, एस खलु मारे'

અર્થાત્—આ હિંસાનું પાપ જ નરક છે આ હિંસાનું પાપ જ મોહ છે અને આ હિંસાનું પાપ જ માર-કષ્ટ છે એ પાપને પોતાના આત્મામાં છુપાવી રાખવાનો અર્થ જ નરકને આમંત્રણ દેવાનો છે શાસ્ત્ર કહે છે કે, પાપને પાપ જ ન માનો પણ નરક માનો જ્યારે આત્મામાં પણ પાપ હોય ત્યારે આત્મામાં જ નરક છે એમ માનવું

શ્રી અનાથી મુનિએ પણ કહ્યું છે કે—

अप्पा नई वेयरणी—[ શ્રી ઉ૦ ૨૦-૩૬ ]

અર્થાત્—વૈતરણી નદી આત્મામાં જ છે

આ પ્રમાણે ઉચ્ચ ભાવનાને જીવનમાં તમે સ્થાન આપો તો તમારામાં પાપ રહેવા પામશે નહિ

આજે ધર્મની જે નિં દા કરવામા આવે છે તે ધર્મની નહિ પણ તેના પાળનારાઓની નિં દા છે જો ધર્મને પાળનારાઓ ધર્મનું બરાબર પાલન કરે તો, તેમનું ધર્મમય જીવન જોઈ ધર્મની નિં દા કરનારાઓની માન્યતા પણ ફરી જાય જો શ્રી આચારાગ સૂત્રમા બતાવેલી ભાવનાને આત્મામા સ્થાન આપવામા આવે તો પાપ રહેવા પામે નહિ અને જ્યારે એ રીતે આત્મા નિષ્પાપ બની જાય ત્યારે તેનો પ્રભાવ પણ બીજા લોકો ઉપર પણ પડ્યા વગર રહે નહિ

મહાત્માએ તેમના શિષ્યોને ધર્મની મહત્તા સમજાવતા કહ્યુ કે, "ભાઈઓ ' તમે એમ ન વિચારશો કે, આવા સકટના સમયે આપણો કોઈ સહાયક કે રક્ષક નથી, કે બધા પાપના કે રાજાના જ સહાયક છે અહી તો પાપનું જ રાજ્ય છે અને રાજાના ડરથી કોઈ સહાય કરતુ નથી પણ તમે એ વિશ્વાસ રાખો કે આપણો સહાયક અને રક્ષક કોઈક છે અને તે આપણો સત્યધર્મ છે

તમે પણ ધર્મની મહત્તા ઉપર દૃઢ વિશ્વાસ રાખો અને બરાબર ધર્માચરણ કરતા જાઓ, પછી ગમે તેટલા સુવકો ધર્મનો ઉચ્છેદ કરવા તૈયાર થઇ જાય તોપણ ધર્મનો ઉચ્છેદ કોઇ કરી શકે એમ નથી ગીતામા પણ કહ્યુ છે કે —

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावक ।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत ॥–गीता

આ આત્માને કોઈ શસ્ત્રો છેદી શકતા નથી તેમ કોઇ અગ્નિ પણ તેને બાળી શકતો નથી આ આત્મા તેત્રીશ સાગરોપમ સુધી નરકની અવસ્થા ભોગવી આવ્યો છે છતા તે અસ્તિત્વ ધરાવે છે ધર્મ આત્માનો સ્વભાવ છે જ્યારે આત્માનો સ્વભાવ આવો છે તો પછી ધર્મને કોઇ કેવી રીતે નષ્ટ કરી શકે ?

મધાએ પોતાના શિષ્યોને ભાવનાદ્વારા આત્મશકિતનો પરિચય આપ્યો મધાના હૃદયમા તો તે ભાવના આકાર રમતી હતી તે કેવળ બીજાને ઉપદેશ આપવામા માનતો ન હતો તે તો પોતાના જીવનમા ઉપદેશને મૂર્તરૂપ આપતો હતો મધાએ સામેથી મદોન્મત્ત હાથી દોડતો આવતો જોયો એટલે તે હાથી પહેલવહેલા પોતાની ઉપર પગ મૂકે એ દૃષ્ટિએ બધાની મોખરે તે જઈ સૂઈ ગયો, અને શિષ્યોને પાછળ સૂઈ જવાનું કહ્યુ લોકો આ દૃશ્ય જોઇ શોરબકોર કરવા લાગ્યા અને પરસ્પર કહેવા લાગ્યા કે, "આ લૂટારાઓ કે ચોર કયા જણાય છે! તેમની મુખમુદ્રા ઉપર તો કેવી શાન્તિ પથરાએલી છે! આવી શાન્તિ લૂટારાઓની મુખમુદ્રા ઉપર હોય ખરી કે?" આ પ્રમાણે નગરવાસીઓ કલ્પાત કરવા લાગ્યા અને તેમાના કેટલાક તો રોવા પણ લાગ્યા મધાએ જાણે પોતાની ભવ્ય ભાવનાદ્વારા બધા લોકોનું હૃદય જીતી લીધુ ન હોય એવુ જણાતું હતું

દારૂના ઘેનમા અને સત્તાના મદમા મસ્ત બનેલો રાજા અભિમાનપૂર્વક આજ્ઞા દેવા લાગ્યો કે 'એ બદમાશો ઉપર હાથીને છોડી દો અને એ હાથીના પગનીચે એ બદમાશોને કચડાવી નાખો'

રાજાના આ હુકમ પ્રમાણે માવતોએ હાથીને છૂટો મૂકી દીધો અને એ મદોન્મત્ત હાથી દોડતો દોડતો મધા વગેરેની પાસે આવ્યો પણ મધાને સૂઘીને, જેમ નાગ દમનીને સૂઘતા પાછો ભાગે તેમ, પાછો ભાગ્યો આ દૃશ્ય જોઇને દર્શક લોકો ખૂબ જ પ્રસન્ન થયા પણ મધાની વિરુદ્ધના જે કર્મચારીઓ વગેરે હતા તેઓ રાજાને કહેવા લાગ્યા કે, "મહારાજ! આ લોકો કેટલા બધા બદમાશો છે તે આપે જોયુ ને? એ લોકો જાદુ પણ જાણે છે'

રાજાએ કહ્યુ કે, "તમારૂં કહેવુ બરાબર છે જાદુનો પ્રભાવ પડે છે એવુ સાભળવામા આવે છે, એટલે કદાચ એ લોકોના

જાદુના પ્રભાવથી જ હાથી પાછો ભાગ્યો હોય ! ખેર ! કાંઈ વાંધો નહિ બીજો હાથી લાવો અને એ હાથીદ્વારા એ તોમનો કચ્ચરઘાણ કઢાવી નાખો '

રાજાના હુકમથી બીજો હાથી લાવવામાં આવ્યો પણ તે પણ પહેલા હાથીની માફક મઘાને સૂંઘીને પાછો ભાગી ગયો

આ પ્રમાણે ત્રીજો, ચોથો એમ ક્રમશ સાત હાથીઓ લાવવામા આવ્યા પણ તે બધા પહેલા હાથીની માફક મઘાને સૂંઘીને પાછા ભાગ્યા

રાજા આ બધી આશ્ચર્યજનક ઘટના જોઇ વિચારવા લાગ્યો કે, આ કાઇ જાદુની અસર નથી આમા કોઇ બીજુ કારણ હોવુ જોઇએ એમ ધારી તેને મઘાને બોલાવવાની આજ્ઞા કરી '

રાજાના હુકમથી સિપાહી મઘાની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે ' ઉઠો ! ઉઠો ! તમને રાજા બોલાવે છે

મઘાએ કહ્યુ કે, " અમને બોલાવીને રાજા શુ કહેવા ધારે છે ? અમે તો એ જ જોવા ચાહિએ છીએ કે અમારામા પાપ છે કે નહિ ? અને જો પાપ હોય તો હાથી અમને કચડી નાખે એ જ સારું છે "

સિપાઇએ કહ્યુ કે ' તમારે જે કાઇ કહેવુ હોય તે રાજાને કહેજો '

મઘાએ કહ્યુ કે, " ઠીક, ચાલો હુ ઉઠુ છુ

મઘો ઉઠયો અને પોતાના શિષ્યોને કહેવા લાગ્યો કે, " હુ હમણા આવુ છુ તમે તો આ જ પ્રમાણે સુતા રહેજો જરાપણ ડરશો નહિ અને હુ તમને છોડીને ચાલ્યો જાઉ છુ એમ પણ ન માનજો હુ હમણા જ પાછો આવુ છુ

મધો રાજાની સમક્ષ આવ્યો રાજાએ તેને પૂછ્યુ કે, "તમે કાઇ મત્ર જાણો છો?'

મઘાએ કહ્યુ કે, 'હા'

રાજાએ કહ્યુ કે, "કયો મત્ર જાણો છો?'

મઘાએ જવાબ આપ્યો કે, "જે કામ પોતાના માટે સારૂ લાગે તે જ કામ બીજાને માટે કરવુ હુ આ મન્ત્ર જાણુ છુ

રાજાએ કહ્યુ કે, "બીજુ કાઇ જાણો છો?

મઘાએ ઉત્તર આપ્યો કે, "આ સિવાય તો મન્ત્રના સાધનો જાણુ છુ'

રાજાએ પૂછ્યુ કે, "એ સાધનો કયાં છે? જણાવો તો''

મઘાએ કહ્યુ કે, "કોઇની હિંસા ન કરવી, કાન જુઠ ન બોલવુ, કોઇની ચોરી ન કરવી, વ્યભિચાર ન કરવો અને દારૂ ન પીવો આ એ મત્રના સાધનો છે"

રાજાએ પૂછ્યુ કે, "શુ આ જ મન્ત્ર જાણો છો?

મઘાએ કહ્યુ કે, "હા, હુ તો એ જ મન્ત્ર જાણુ છુ'

રાજાએ મઘાનો હાથ પકડી કહ્યુ કે "આ મત્ર તો બહુ સારો છે શુ તમે આ જ મત્રનો પ્રચાર કરતા હતા?"

મઘાએ કહ્યુ કે, "હા, હુ એ જ મન્ત્રનો પ્રચાર કરતો હતો

રાજાએ કહ્યુ કે, "ત્યારે તો તમે રાજ્યની જ સહાયતા કરતા હતા, તેમા તમે ખોટુ શુ કરતા હતા?

મઘાના આ વચનો સાભળી રાજાએ મઘાની વિરૂદ્ધ ફરીયાદ કરનારા એ ગામના કર્મચારીઓને બોલાવ્યા, અને તેમને પૂછ્યુ કે,

"આ લોકોએ શો અપરાધ કર્યો હતો ? તેઓએ ગામના લોકોને શો ત્રાસ આપ્યો હતો ?

કર્મચારીઓ રાજાનો આવો પ્રશ્ન સાભળી વિચારમા પડી ગયા અને જવાબ શુ આપવો તેના વિમાસણમા પડી ગયા

કર્મચારીઓને વિમાસણમા પડેલા જોઇ રાજા સમજી ગયો કે, "આ કર્મચારીઓ જૂઠા છે આ લોકોએ આના ઉપર ખોટો આરોપ મૂકયો લાગે છે માટે ગામના લોકોને આ વિષે પૂછી જોઉ તો ખબર પડે

રાજાએ ગામના લોકોને બોલાવ્યા અને તેમને પૂછ્યુ કે, આ તેરીશ જણામાથી કોઇએ તમને હાનિ પહોચાડી હોય કે બીજાને હાનિ પહોચાડતા જોયા હોય તો સાચેસાચુ કહી બતાવો'

ગ્રામલોકોએ કહ્યુ કે, "મહારાજા ! એ લોકોએ અમારી એજ હાનિ કરી છે કે અમને દારુ પીતા વેશ્યાગમન કરતા, જુગાર રમતા અને કલેશ-કકાસ કરતા અટકાવ્યા છે, બાકી અમારી કશી હાનિ કરી નથી '

રાજા ગ્રામજનોની આ વાત સાભળી આશ્ચર્યચકિત થયો અને કર્મચારીઓને કહેવા લાગ્યો કે 'આ લોકોએ શો અપરાધ કર્યો હતો તે તમે બતાવો ગામના લોકોએ શુ કહ્યુ તે તમે સાભળ્યુ મે તમારા કહેવા ઉપર વિશ્વાસ રાખી આ નિર્દોષી લોકો ઉપર અત્યાચાર કર્યો. તમે લોકોએ મારી સામે ખોટી ફરિયાદ કરી આ નિર્દોષી લોકોને સતાવ્યા તે બદલ તમને બધાને હાથીના પગ તળે કચડાવી નાખવાનો દડ આપવો જોઇએ, કે જેથી ભવિષ્યમા કોઈ ખોટી ફરિયાદ કરવાનુ સાહસ ન કરે

રાજાનો આ હુકમ સાભળી મઘો રાજાને વિનવવા લાગ્યો કે, 'હે ! રાજન્ ! આપ આ શુ ગજબ કરી રહ્યા છો ?

રાજાએ કહ્યું કે, "આવા અપરાધીઓને આવી કડક સજા જ આપવી જોઇએ"

મઘાએ કહ્યું કે, "રાજન્! એ લોકો અપરાધી નથી પણ અમારા મહા ઉપકારી છે. જે લોકોએ આપની સાથે અમારી મુલાકાત કરાવી આપી છે એ ઉપકારી લોકોને આવો કડક દંડ આપવો યોગ્ય નથી"

રાજાએ કહ્યું કે, "તમારી નીતિ જુદી છે અને અમારી રાજનીતિ પણ જુદી છે. જો આવા અપરાધીઓને દંડ ન આપતા તેમને છોડી મૂકવામાં આવે તો રાજ્યમાં ઘણું જ અત્યાચાર ફેલાઇ જાય. એટલા માટે એવા શેતાનોને તો આવો દંડ આપવો જ જોઇએ"

મઘાએ કહ્યું કે, "આપનું કહેવું બરાબર છે પણ આપને સવિનય પૂછું છું કે, આ લોકો વાસ્તવમાં શેતાનો જ છે તો, એ શેતાનીયત આવી ક્યાંથી? આપે જ રાજ્યના કાયદાકાનૂનો બનાવ્યા છે અને આપે જ એમને રાજ્યના કર્મચારી બનાવ્યા છે. એટલે એ દૃષ્ટિએ આપ જ સર્વ પ્રથમ અપરાધી ઠરો છો!"

રાજા સાચો ક્ષત્રિય હતો. એટલે મઘાનું આ સત્યવચનને ઠીક માની પોતાના અપરાધનો સ્વીકાર કર્યો અને કહ્યું કે, "હું પણ દંડ લેવાને તૈયાર છું અને તેમની પહેલા દંડસ્વરૂપ હું જ હાથીની આગળ સૂઉં છું"

મઘાએ પૂછ્યું કે "આપ હાથીના પગ તળે શા માટે કચડાવા તૈયાર થયા છો?"

રાજાએ કહ્યું કે "મેં પાપ કર્યું છે એટલે પાપના પ્રાયશ્ચિત્ત માટે"

મઘાએ કહ્યું કે, "હાથીના પગ તળે કચડાઇ જવાથી કાંઈ પાપનું પ્રાયશ્ચિત્ત થતું નથી પણ પાપનો પશ્ચાત્તાપ કરવાથી પાપનો

નાશ થાય છે આપે અજ્ઞાનને કારણે જ પાપ કર્યું હતું હવે આપનું અજ્ઞાન ટીટયુ છે અને જ્ઞાન પ્રગગ્યુ છે, એટલે હવે જ્ઞાનપૂર્વક પાપનો પશ્ચાત્તાપ કરશો તો પાપનો નાશ અવશ્ય થશે તો પછી પાપના પ્રાયશ્ચિત્ત માટે હાથીના પગતળે કચડાઈ જવાની તમારે જરૂર નથી

આપણે પણ આપણા પાપના પ્રાયશ્ચિત્તરૂપે પશ્ચાત્તાપ કરવો જોઇએ અને પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરવી જોઇએ કે,

'हु अपराधी अनादिनो जनम जनम गुना किया भरपूर घ'

આ પ્રમાણે પોતાને અપરાધી માની પોતાના પાપોને ધોવા માટે પશ્ચાત્તાપ કરશો તો તમે પણ નિ પાપ અને પવિત્ર બની શકશો

મઘાએ રાજાને કહ્યુ કે, "અજ્ઞાનને લીધે આ પ્રકારના અનેક જોરજુમો થયા હશે પણ હવે એ અજ્ઞાન ટીગ્યુ છે, અને જ્ઞાન પ્રગગ્યુ છે, તો એ બધા જોરજુમોને દૂર કરી તમે પવિત્ર બનો અને પછી બીજાને પણ તમારા જેવા પવિત્ર બનાવો

રાજા કહેવા લાગ્યો કે, "હે ! મઘા, તમે એવા સત્પુરુષ છો કે સાક્ષાત્ ઇશ્વર જ સામે ઉભા હોય એમ લાગે છે જ્યારે તમને જોઉં છુ ત્યારે ઇશ્વરને જોતો હોઉ એમ લાગે છે ખરેખર, તમે આત્મબળને પ્રાપ્ત કરી શકયા છો

આ પ્રમાણે કહીને રાજા મઘાનો હાથ પકડી, "રાજ્ય સિંહાસન ઉપર તમે બેસો અને હું તો તમારી સામે જમીન ઉપર બેસવાને યોગ્ય છુ ' એમ તેમને કહેવા લાગ્યો

મઘાએ કહ્યુ કે, રાજ્યનો ભાર મારી ઉપર લાદો નહિ, કારણ કે જો હું રાજ્યનો ભાર માથે લઈશ તો હું જે સેવાનું કાર્ય કરી

રહ્યો છું તે પણ કરી શકીશ નહિ આપ હવે નિ પાપ બન્યા છો એટલે આપ જ સુખેથી રાજ્ય કરો અને પ્રજાને સુખી કરો

જેમ પારસમણિનો સ્પર્શ થતા લોઢું પણ સુવર્ણ બની જાય છે તેમ પરમાત્માનો સત્સંગ થતા પાપી પણ પવિત્ર બની જાય એમા શુ આશ્ચર્ય ! હે રાજન ! તમે પરમાત્માને પીછાની શકયા છો એટલે હવે પવિત્ર થઈ ગયા છો માટે હવે આપ શાન્તિથી રાજ્ય કરો

રાજા મધાને કહેવા લાગ્યો કે, "હે ! સત્પુરુષ ! તમારા દર્શનથી મને પરમાત્માની જેવી પ્રતીતિ થઈ છે તેવી પ્રતીતિ મને લાખો પુસ્તકો વાચવાથી કે લાખો વિચારો કરવાથી થઈ ન હતી વાસ્તવમા તમારામા ઈશ્વરીય બળ છે હવે મને બરાબર સમજ પડી કે,

'सुनेरी मैंने निर्बल के बलराम '

તમે પોતે જાણી જોઇને નિર્મલ બની ગયા અને કોઇના પ્રતિ વૈરભાવ ન રાખ્યો તો તમારામા રામબળ આવ્યુ તમે ત્યારે એમ પણ ન વિચાર્યું કે " અમુક મારૂં અહિત કરે છે તો હું પણ તેનું અહિત કરું પણ તમે અહિત કરનારનું પણ હિત ચાહ્યુ હું પણ હવે એ સમજી શકયો છુ કે, " કોઈ બીજો આપણુ અહિત કરે છે એ અજ્ઞાન છે પોતાનું પાપ જ પોતાનુ અહિત કરે છે જો કોઇ બીજો અહિત કરી શકતો હોત તો હાથી તમને સૂધીને શા માટે પાછો ભાગી જાત ? "

તમે લોકો કદાચ એમ કહો કે, પોતાનું અહિત બીજા પણ કરી શકે છે કારણ કે રાજસત્તા તો સાપની જેમ બીજાને કરડવામા જરાપણ વિચાર કે વિલબ કરતી નથી

મઘાએ કહ્યું કે—આ ઠીક છે, પણ આ કહેવા પહેલાં તો તમે પોતે નિર્દોષ કે પવિત્ર છો કે નહિ એ જોવાની જરૂર છે જો તમે પોતે પવિત્ર નથી તો પછી બીજાને દોષ જ કેમ આપી શકો ? સિદ્ધાન્ત તો એવો છે કે,

'सत्यं शिवं सुन्दरम्'

જે સત્ય છે તે જ શિવ-કલ્યાણકારી છે અને જે શિવ છે તે જ સુન્દર છે જેનામાં વિકાર નથી પણ સત્ય છે તે જ સુન્દર અને કલ્યાણકારી છે એટલા માટે બીજાના દોષો ન જોતાં સત્યને પોતાના જીવનમાં સ્થાન આપો તો જેટલા પ્રમાણમાં સત્યને સ્થાન આપશો તેટલા પ્રમાણમાં કલ્યાણ પણ અવશ્ય થશે

રાજાએ મઘાને કહ્યું કે, "આ રાજ્યની લગામ તમે તમારા હાથમાં લો અને રાજ્યશાસન કેવીરીતે કરવું તે મને બતાવો

મઘાએ જવાબ આપ્યો કે હે ! રાજન્, તમારે રાજ્યશાસન કેમ ચલાવવું તે જ જોવું છે ને ! તો ઠીક છે હું જરૂર બતાવીશ,'

આજે મઘાના જેવા સાચા પ્રજાસેવક કર્મચારીઓ મળવા શોધ્યા જડતા નથી. આજના કર્મચારીઓ તો સર્વ પ્રથમ પોતાના અંગનાને સુશોભિત કરે છે આવા લોકો રાજ્યની સેવા કરે છે કે પોતાના પેટની સેવા કરે છે એ કહેવું મુશ્કેલ છે, પણ એટલું તો કહેવું જોઈએ કે જેઓ પોતાના પરિશ્રમથી ઉપાર્જન કરી ખાય છે અને પ્રજાની સેવા કરે છે તેવા કર્મચારીઓની રીતિનીતિ તો કંઈ જુદા જ પ્રકારની હોય છે

રાજાએ મઘાને પોતાનો પ્રધાન બનાવ્યો અને મઘાના ૩૨ શિષ્યોને કર્મચારી બનાવ્યા એવો ગ્રન્થોમાંથી ઉલ્લેખ મળે છે

મઘાએ પોતાના શિષ્યોને કહ્યુ કે, "જુઓ ! આપણામા જો પાપ ન હતુ તો હાથીએ પણ આપણને કચડયા નહિ જ્યારે હાથી જેવુ પ્રાણી પાપ અને પુણ્યનો ભેદ સમજે છે તો આપણે તો એટલુ સમજવુ જ જોઇએ કે "શ્રમ કર્યા વિના ખાવુ હરામ છે અને પાપપ્રવૃત્તિ જ પણ ન કરવી તેનો નિયમ લેવો જોઇએ"

મઘાએ રાજ્યનુ પ્રધાનપદ હાથમા લઈ મગધ દેશને ઘણો જ સુખી અને સુદર બનાવી દીધો અને પ્રજા સુખેથી દેશમા રહેવા લાગી

ગ્રથના કથનાનુસાર આ કથા ભગવાન મહાવીર અને રાજા શ્રેણિકના સમય પહેલાની છે તેમની પહેલા મઘાના શાસનપ્રભાવથી મગધ પ્રદેશ એવો ધર્મપ્રધાન બની ગયો હતો કે ઇન્દ્ર પણ એ પ્રદેશને હાથ જોડતો હતો

તમે લોકો પણ તમારા હૃદયમા ધર્મને સ્થાન આપો અને સાથેસાથે એટલો પણ દૃઢ નિશ્ચય કરી લો કે, "જે વાત તમને પોતાને સારી લાગે તે જ બીજાને માટે કરવી અને જે તમને સારી ન લાગે તે બીજાને માટે પણ ન કરવી' આ પ્રમાણે જેનો તમે દૃઢ નિશ્ચય કરો તેને બરાબર વળગી રહેજો અને તમે જે વ્રત-પ્રત્યાખ્યાન લીધા છે તેને આત્મસાક્ષીએ બરાબર પાળજો તો તેમા કલ્યાણ જ છે

અન્તમા હુ તમારી બધાની મારી ભૂલો માટે ક્ષમા ચાહુ છુ અને તમારા બધાનુ આત્મકલ્યાણ થાઓ તથા મારા શરીરની સાથે નહિ પણ મારા સદ્વિચારો સાથે પ્રેમ કરો એ જ હુ ઇચ્છુ છુ *

* સવત્ ૧૯૯૨નુ રાજકોટનુ ચાતુર્માસ પૂરૂ કરી સવત્ ૧૯૯૩ના કારતક વદી ૧ તા ૨૯-૧૧-૩૬ રવીવારના રોજ વિહાર કરી પૂજ્ય મહારાજશ્રી રાજકોટ સીવિલ સ્ટેશનમા એક અઠવાડીયુ રોકાયેલા, તે દરમ્યાન જ્યુબિલી દરબાર હૉલમાં પાચ વ્યાખ્યાનો ફરમાવેલા હતાં તે પાચ અહીં પરિપૂર્ણ થાય છે

# માનવ ધર્મ*

## પ્રાર્થના

ચેતન જાણુ કલ્યાણ કરન કો આન મિલ્યો અવસર રે
શાસ્ત્ર પ્રમાન પિછાન પ્રભૂ ગુન મન ચ ચલ થિર કર રે,
શ્રેયાંસ જિણંદ સુમર રે ॥ ૧ ॥

શ્રી શ્રેયાંસનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામા આવી છે આત્માએ પરમાત્માની પ્રાર્થના શા માટે કરવી જોઇએ? એ વિષે યથાસાધ્ય હુ કાઇક કહેતો જ રહુ છુ આજે જો કે મારે માનવધર્મ એ વિષય ઉપર બોલવાનુ છે પણ પ્રાર્થના એ મારા આત્માનો વિષય છે અને પ્રાર્થના કરવી એ પણ માનવ ધર્મ છે, એટલા માટે એ વિષે થોડુક કહુ છુ

આ પ્રાર્થનામા હે! આત્મા ઉઠ! જાગ! અને પરમાત્માનું સ્મરણ કર એમ કહેવામા આવ્યુ છે તો એ ઉપરથી એવો પ્રશ્ન ઉભો થાય છે કે, પરમાત્માની પ્રાર્થના શા માટે કરવી?

---

* સં ૧૯૯૨ના શ્રાવણ શુદી ૮ ને રવીવારના રોજ શ્રી રાજકોટ દશા શ્રીમાળી વણીક બોર્ડીંગશાળામાં પૂજ્યશ્રીએ આપેલુ જાહેર વ્યાખ્યાન

એ પ્રશ્નનો ઉત્તર એક સાધારણ ઉદાહરણદ્વારા આપુ છુ —

એક છોકરો શેરડીનો સાંઠો લઇ ચૂસી રહ્યો છે અને બીજો છોકરો સાકરનો ગાંગડો ચૂસી રહ્યો છે, અને પેલા છોકરાને સાકરનો ગાંગડો બતાવી કહી રહ્યો છે કે, જો' આ સાકર કેવી મીઠી છે' ત્યારે પેલા છોકરાએ જવાબ આપ્યો કે, એ સાકર આવી ક્યાથી' આ શેરડીના સાંઠામાથી જ સાકર નીકળી છે' મારી આ શેરડીમા તો સાકર જ ભરેલી છે'

'શેરડીમા સાકર જ ભરેલી છે' એમ કહેનાર છોકરો શુ ખોટુ કહે છે? જો સાચુ કહે છે તો શુ શેરડીમાથી મહેનત કરી સાકર કાઢવાનો પ્રયત્ન નકામો છે? ના પ્રયત્ન પણ નકામો નથી તેમ શેરડીમા સાકર રહેલી છે એ વાત પણ ખોટી નથી કારણકે શેરડીમા સાકર હોય છે ત્યારે જ પ્રયત્ન કરવાથી સાકર નીકળી શકે છે સાકરમા તો નિખાલસ શુદ્ધ મીઠાશ હોય છે, જ્યારે શેરડીમા મીઠાશની સાથે બીજી ચીજો મળેલી હોય છે એટલો બન્નેમા તફાવત છે'

આજ પ્રમાણે પ્રાર્થના ક્યાય બહારથી આવતી નથી, પણ જે પ્રમાણે શેરડીના સાંઠામા સાકર વ્યાપ્ત છે તેજ પ્રમાણે પરમાત્માની પ્રાર્થના પણ આત્મામા વ્યાપ્ત છે એ વાત જુદી છે કે, શેરડીમા વ્યાપ્ત સાકરની સાથે જેમ બીજી ચીજો મળેલી રહે છે તેમ આત્મામા વ્યાપ્ત પ્રાર્થના પણ બીજી વસ્તુઓમા મળેલી હોય પણ જેમ ક્રિયાદ્વારા શેરડીમાથી સાકર કાઢી શકાય છે તે પ્રમાણે પ્રયત્નદ્વારા આત્મામા વ્યાપ્ત થયેલી પ્રાર્થના પણ બહાર કાઢી શકાય છે' આત્મામા વ્યાપ્ત પ્રાર્થનાને મહાત્મા લોકોએ કડીઓના રૂપમા આપણી સામે મૂકી છે, પણ તે પ્રાર્થનાની કડીઓ પણ આત્મામાથી જ નીકળી છે

પ્રાર્થના પોતાના આત્મામાંથી જ નીકળી છે, અને પોતાના આત્મામાં પ્રાર્થના શેરડીમાં જેમ સાકર વ્યાપ્ત છે તેમ વ્યાપેલી છે, એમ માનીને જો પરમાત્માની પ્રાર્થના અનન્ય ભાવે કરવામાં આવે તો તે પ્રાર્થનાથી ઘણું જ લાભ થાય છે અને આવી પ્રાર્થનાથી આત્મા પોતાનું કલ્યાણ પણ સાધી શકે છે! અમે શું કરીએ? એ પ્રમાણે એમાં નિરાશ થવાની કાંઈ જરૂર નથી. જો નિરાશ થઈ જાઓ તો કાંઈ પણ બની શકે નહિ.

જે મહાત્માઓએ આત્મામાંથી પ્રાર્થનાની કડીઓ કાઢી છે તેઓ જ પ્રાર્થના કરી શકે, અને અમે કાંઈ કરી ન શકીએ, જો એમ જ નિરાશ થઈ કાંઈ કરો નહિ તો વાસ્તવમાં તમે કાંઈ કરી નહિ શકો પણ સાહસ અને પ્રયત્ન કરવાથી જેમ શેરડીમાંથી સાકર કાઢી શકાય છે, અને જો એમ બની ન શકે તો શેરડીનો રસ ચૂસી તેના મીઠા સ્વાદનો આનંદ લઈ શકાય છે, તેજ પ્રમાણે તમે પણ પ્રાર્થનાનો આનંદ અનુભવી શકો છો. જો તમે પોતે પ્રાર્થનાની કડીઓ બનાવી ન શકો તો પણ જે મહાત્માએ પ્રાર્થનાની કડીઓ બનાવી છે તેમને હૃદયમાં ધારણ કરી પ્રાર્થના કરવાથી આત્માનો આનંદ લઈ શકો છો પણ જે કાંઈ થશે તે બધું પ્રયત્ન કરવાથી જ બનશે. પ્રયત્ન વિના કાંઈ બની શકશે નહિ.

કોઈ માણસ શેરડીના સાંઠાને હાથમાં જ લઈ બેઠો રહે તો તે શેરડીનો મીઠો સ્વાદ ચાખી શકશે નહિ પણ જો તે પ્રયત્ન કરે તો શેરડીમાંથી સાકર પણ કાઢી શકે છે અને છેવટે તેને ચૂસી તેનો મીઠો સ્વાદ તો ચાખી જ શકે છે. એટલા માટે પ્રાર્થના કરી આત્માનો આનંદ લેવાનું ભૂલો નહિ. કહેવત પણ છે કે, याद से आबाद और भूलसे बरबाद અર્થાત્ પરમાત્માને યાદ કરવાથી આબાદી અને તેમને ભૂલી જવાથી બરબાદી થાય છે. આમ સમજીને પરમાત્માની પ્રાર્થના કરો તો કલ્યાણ છે.

પુત્ર, આદિને જાણવાનો વિવેક હોય તે મનુ (કહેવાય છે) અને તેના સંતાનો તે માનવો—અર્થાત્ જ્ઞાનવાનના સંતાનો તે માનવો કહેવાય છે કહેવાનો આશય એ છે કે, તમે પોતે જ જ્ઞાનવાન્ નથી પણ તમે જેમના સંતાનો છો તે તમારા પૂર્વજો પણ જ્ઞાનવાન્ હતા ભગવાન ઋષભદેવના સંતાનોમાં મનુ નામના કુલગુરુ પણ હતા એ મનુના સંતાનો માનવ કહેવાય છે અથવા મનુસ્મૃતિના કર્તા પણ મનુ કહેવાય છે, તેમના સંતાનો પણ માનવના નામે ઓળખાય છે મુસલમાનો પણ આદમને માને છે અને આદમના સંતાનોને ઇન્સાન કહે છે આ પ્રમાણે પોતપોતાની માન્યતા અનુસાર માનવની વ્યાખ્યા કરવામાં આવે છે પણ બધાનો કહેવાનો સાર એ જ છે કે જે જ્ઞાનવાનના સંતાનો છે તે માનવો છે તમે પણ એ જ્ઞાનવાનના જ સંતાનો છો માટે તમે તમારા પૂર્વજોને ભૂલી ન જાઓ! વંશ પરંપરાથી તેમના ઊતરી આવેલા સંસ્કારોને લીધે જ આજે તમે છો

માનવનું મહત્ત્વ વેદ ત અને ઉપનિષદ્‌માં ખૂબ જ બતાવવામાં આવેલ છે તેમાં મનુષ્યને અગ્નિ તરીકે વર્ણવેલ છે જેને અન્ન અને પાણી કહેવામાં આવે છે તે અન્ન અને પાણી પણ મનુષ્યના પેટમાં જઈ ભસ્મ થઈ જાય છે એ કારણે મનુષ્યને અગ્નિ પણ કહેલ છે પેટમાં જઈ અન્ન અને પાણી કેવીરીતે ભસ્મ થઈ જાય છે અને રસભાગ અને ખલભાગ કેવીરીતે જુદો જુદો થઈ જાય છે એ વિષય બહુ લાંબો છે, એટલે એ વિષે કાંઈ ન કહેતાં ટુંકમાં એટલું જ કહું છું કે મનુષ્યના પેટમાં અન્ન અને પાણી પણ ભસ્મ થઈ જાય છે એટલા માટે મનુષ્યને વેદ ત અને ઉપનિષદ્‌માં અગ્નિ પણ કહેલ છે ડૉકટરો પણ કોઈ બીમાર માણસની પહેલાં અગ્નિ તપાસે છે મનુષ્ય એક જીવિત અને હરતી ફરતી અગ્નિ

છે આ અગ્નિમા જે કાઇ નાખવામા આવે છે તે નકામુ જતુ નથી પણ આકૃતિના રૂપમા ફેરવાઈ જાય છે એ અન્ન-પાણીથી વીર્ય બને છે અને એ વીર્યથી પછી તેજ પ્રમાણના સતાન પેદા થાય છે આ આની પરપરા છે પણ આ પરપરામા એ ધ્યાન રહે કે, જેવા અન્ન-જલ હશે તેવુ જ વીર્ય બનશે અને જેવુ વીર્ય હશે તેવુ જ સતાન થશે એટલા માટે જે પોતાના ધર્મ, કર્મ પોતાની પરપરા અને પોતાના ભાવિ સતાનોનુ ધ્યાન રાખે છે તે જ માનવ કહેવાય છે

આ ઉપરથી એક એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે, આ દષ્ટિએ તો વિદ્વાન કે મૂર્ખ વૃદ્ધ કે બાળ, જગલી કે નાગરિક બધાને 'માનવ કહી શકાય ' આ પ્રશ્નનો ઉત્તર કરતા જ્ઞાનીઓ કહે છે કે, જેમનામા માનવ ધર્મ હોય તે જ માનવ કહી શકાય જેમનામા માનવ ધર્મ નથી તે ભલે પરપરાનુસાર માનવ કુળમા ઉત્પન્ન થયેલ હોય છતા તે માનવ નથી એક કવી કહે છે કે —

**दीसत हैं नर दीसत है, पर लक्षण तो पशुके सबही हैं,**
**पीवत खावत ऊठत बैठत, वो घर, वो वनवास यहीं है,**
**सांझ पड़े रजनि फिर आवत, सुंदर यौं फिर भार वही है,**
**और तो लक्षण आन मिले, सब एक कमी सिर सिंग नहीं है॥**

જેમનામા માનવધર્મ નથી તેમને બધાએ શીંગડા અને પૂછડા વિના ના પશુ જ કહ્યા છે જ્ઞાનીઓનું કથન છે કે, જેમનામા દ્રવ્ય માનવતા છે પણ ભાવ માનવતા નથી અર્થાત્ માનવધર્મ નથી તે 'માનવ ' નથી આકૃતિ આદિને કારણે તેને દ્રવ્ય-માનવ તો કહી શકાય પણ તેનામા ભાવ માનવતા ન હોવાને કારણે ભાવથી માનવ કહેવાય નહિ જે કેવળ દ્રવ્યને જ જુએ છે, દ્રવ્યમા જ રહે છે,

ભાવને જોતા નથી, તેનામા માનવતા પણ રહેતી નથી જે સોનામા સોનાનો ધર્મ નથી એને કોણ સોનુ કહેશે અને ખરી શ ? આ જ પ્રમાણે જેમનામા માનવ-ધર્મ નથી-માનવતા નથી તેને માનવ પણ કોણ કહેશે ? એટના જ માટે જ્ઞાનીઓનુ કહેવુ છે કે, કેવળ દ્રવ્ય માનવતામા રહી માનવધર્મની ઉપેક્ષા ન કરો'

આજે અનેક લોકોને ધર્મ એક ભારરૂપ અને અનાવશ્યક જણાય છે પણ એમ માનવાનું કારણ એ છે કે, તેઓ ધર્મને બરાબર સમજી શકયા નથી વાસ્તવમા ધર્મ વિના જીવન પણ ટકી શકતું નથી અને આજના યુવકો સુધાર કરવા ચાહે છે પણ ધર્મની સહાયતા વિના સુધાર થવો શકય નથી ધર્મની આવશ્યકતા બધી જગ્યાએ છે

આજે ધર્મને ભારરૂપ માનવાનુ એક એ પણ કારણ છે કે લોકો ધર્મનું ફળ રૂપિયાની માફક તાત્કાલિક અને પ્રત્યક્ષ જોવા ચાહે છે અને દલીલ કરે છે કે ધર્મનુ ફળ પરલોકમા મળે તેથી અમને શો લાભ' જેમ અહીં અમે એક રૂપિયાનો સવા રૂપિયો કરીએ છીએ તેવો ધર્મદ્વારા લાભ મળતો હોય તો લાભ કહેવાય નહિતો તે ભારરૂપ જ છે આ પ્રમાણે લોકો ધર્મને ભારરૂપ માને છે પણ એટલુ વિચારતા નથી કે, જીવનમા ધર્મનો ઉપક્રમ કર્યા વિના તે મનુષ્યનું જીવન જ અપકારી બની જશે જેમ કોઇ માણસને શરીર ઉપર કપાસને લપેટવાનું કહેવામા આવે તો કોઇ એમ કરતુ નથી પણ એજ કપાસનો સત્કાર કરવામા-ઉપક્રમ કરવામા આવે અર્થાત્ એ કપાસમાથી રૂ કાઢી, સૂતર બનાવી કપડા બનાવવામા આવે અને તેને ઇચ્છાનુસાર શીવડાવવામા આવે તો એ જ કપાસ શરીર ઉપર ધારણ કરી શકાય છે, તે જ પ્રમાણે બાળકને જ મ્યા બા મસ્કાર-ઉપક્રમ કરવામા ન આવે તો તેનુ જીવન કાચા કપાસ

જેવુ અમરકારી જ રહે છે તુ નીજનો કહે છે કે, રાગના જેવો કોઇ જીવનમાં નથી ! કેટલાક લોકો પોતાને માબાપ કહેવરાવે છે પણ પોતાના બાળકોને રાગને મારે એવા અમરકારી રાખી મૂકે છે કે આગળ જતા તેજ બાળકો ભારરૂપ જણાય છે ! કાચા કપાસની તો થોડીઘણી કીમત પણ ઉપજે છે પણ અમરકારી સતાનોનો તો સસારમા કોઇ ભાવ પણ પૂછતું નથી આ પ્રમાણે ધર્મનો ઉપક્રમ કર્યા વિના જીવનનો સુધાર થઇ શકતો નથી ધર્મ તો માનવ જીવનનો મજ્જતી છે

અનુયોગદ્વાર સૂત્રમા ઉપક્રમના નામઉપક્રમ, સ્થાપનાઉપક્રમ દ્રવ્ય ઉપક્રમ, ક્ષેત્ર ઉપક્રમ કાલ ઉપક્રમ અને ભાવ ઉપક્રમ એમ છ પ્રકારના ભેદ બતાવવામા આવ્યા છે આ બધા ઉપક્રમોનું વર્ણન કરવાનો અત્યારે અવકાશ નથી એટલા માટે જે ઉપક્રમ સાથે વિષયનો સબધ છે તેનું જ અત્રે વર્ણન કરુ છુ ભૂત અને ભવિષ્યને છોડી જે વર્તમાનમા વર્તે છે તેનો ઉપક્રમ કરવો તે દ્રવ્ય ઉપક્રમ છે દ્રવ્ય ઉપક્રમના સચિત્ત અને અચિત્ત એમ બે ભેદ છે સચિત્ત દ્રવ્યઉપક્રમના દ્વિપ, ચતુષ્પ અને અપ એમ ત્રણ ભેદ છે દ્વિપદમા મનુષ્યો, ચતુષ્પદમા પશુઓ અને અપદમા વૃક્ષોનો સમાવેશ થાય છે આ બધાનો ઉપક્રમ થાય છે આ ઉપક્રમના વસ્તુવિનાશ અને પરિક્રમ એવા બે ભેદ છે વસ્તુને ભ્રષ્ટ કરવી એ તો વસ્તુવિનાશ છે અને વસ્તુનો ભિન્નભિન્ન પ્રકારે વિકાસ કરવો એ પરિક્રમ છે મનુષ્યનો શારીરિક, માનસિક અને બૌદ્ધિક વિકાસ કરવો એ પરિક્રમ છે જેમ માટીમા વાસણ બનવાની શક્તિ છે, પણ કુભાર જો ક્રિયા દ્વારા એ શક્તિને બહાર ન લાવે અને માટીના વાસણ ન બનાવે તો શક્તિ હોવા છતા પણ માટીમાથી વાસણ બની શકે નહિ—અર્થાત્ માટીનો ઉપક્રમ બની શકે નહિ અને

ઉપક્રમ ન હોવાને કારણે માટીના ઢેફામાં ગઈ ખીચડી પકાવી શકાય નહિ જ્યારે માટીનો પરિક્રમ થશે—માટીમાંથી હાંડુ બનાવવામાં આવશે ત્યારે જ તેમાં ખીચડી પકાવી શકાય જો કે હાંડુ માટીમાંથી જ બનાવવામાં આવેલ છે પણ કુંભારના પ્રયત્ન વિના બનેલ નથી એ જ પ્રમાણે મનુષ્યશરીર પણ માટીની સમાન જ છે અને તેનો પરિક્રમ કરવામાં આવે તો એમાં પણ શક્તિનો એવો વિકાસ થઈ શકે કે જેને જોઈ આશ્ચર્યચકિત થઈ જવાય

કહેવાનો આશય એ છે કે કેવળ આકૃતિ કે ઇન્દ્રિયોને કારણે જ કોઈ માનવ થઈ શકે નહિ પણ જેમનામાં માનવધર્મ હોય અને એ માનવધર્મનો પરિક્રમ કરવામાં આવ્યો હોય ત્યારે જ 'માનવ' બની શકે ' 'પરિક્રમ' એ શાસ્ત્રીય પારિભાષિક શબ્દ છે અત્યારે એ પરિક્રમને અનુશીલન કે વિકાસ કહેવામાં આવે છે જેમનો પરિક્રમ કરવામાં આવેલ હોય છે તે પ્રત્યેક કામને સરલતાથી જ કરી શકે છે એ વાત જુદી છે કે જેનો પરિક્રમ જે બાજુ થયો હોય તે તેજ કામ સરલતાથી કરી શકે, પણ કોઈપણ કામ તેજ કરી શકે છે કે જેમનો પરિક્રમ થએલો હોય ' જેમકે તમે ભણેલા ગણેલા છો એટલે તમે ઘણા કાગળો લખવા હોય તો થોડીવારમાં લખી શકો છો અને તેમાં બહુ મહેનત માનતા નથી પણ જેઓ ભણેલા નથી તેઓને એક અક્ષર લખવાનું પણ કહેવામાં આવે તો લખી શકતા નથી. આનુ શું કારણ ? એ જ કે તમારો લખવામાં પરિક્રમ થએલ છે અને તેમનો એમાં પરિક્રમ થએલ નથી. આજે ભણેલાગણેલાઓની સંખ્યા વધી ગઈ છે એટલે એ પરિક્રમની કદર થતી નથી નહિં તો એ પણ આશ્ચર્યચકિત કરે એવો પરિક્રમ છે ધર્મ, મર્મ, અને કર્મ લખવામાં લખનારે એવુ ધ્યાન રાખવુ પડે છે કે પહેલો કયો સ્વર લખવો, કયો વ્યંજન લખવો અને કેવીરીતે લખવુ ?

કાર્યમાં કરી બતાવો આજે ભારતની જે દીનાવસ્થા જોવામાં આવે છે તેનું કારણ એ છે કે, લોકો થોડું વાંચતા લખતાનું શીખે છે એટલામાં તો અભિમાનમાં પડી જાય છે અને કાર્યને છોડી દે છે.

સાંભળ્યું છે કે એક અમેરિકન ગૃહસ્થ ભારતમાં કોઈ મોટા પદે ઘણાં વર્ષો કામ કરી પેન્શન મેળવી અમેરિકામાં ગયો. ત્યાં તેમનો એક ભારતીય મિત્ર તેમને મળવા ઘેર ગયો. ઘેર જઈ તેણે અમેરીકન મિત્રની તપાસ કરી. તપાસ કરતાં જણાયું કે તે બહાર ગએલ છે. તેની સ્ત્રીએ તેને સન્માન આપી ઘેર બેસાડ્યો અને કહ્યું કે, "આપ જરા બેસો હમણાં તે આવશે." થોડીવારમાં તે અમેરીકન મિત્રની સ્ત્રીએ કહ્યું કે "જુઓ! સાહેબ આવી રહ્યા છે." ભારતીયે જોયું કે, ચડ્ડી પહેરી, હાથમાં કોદાળી લઈ, અને માટીથી ખરડાએલા શરીર સાથે તે આવી રહ્યો હતો. આ જોઈ ભારતીય સજ્જન આશ્ચર્યમાં પડી ગયો અને વિચારવા લાગ્યો કે, આજ સાહેબ ભારતમાં કેટલા ઉંચા પદે હતા અને અહીં કેવી સ્થિતિમાં રહે છે! સાહેબ ઘેર આવી સીધો સ્નાનગૃહમાં ગયો અને નાહી ધોઈ, કપડાં બદલાવી બેઠકમાં આવ્યો અને ભારતીય મિત્રને મળ્યો. ભારતીએ પૂછ્યું કે, "આપ ભારતમાં તો કેવા ઠાઠમાઠપૂર્વક રહેતા હતા અને અહીં આવી સ્થિતિમાં કેમ રહો છો?" સાહેબે જવાબ આપ્યો કે, "ભારતમાં તો એજ મોટી ખામી છે કે ત્યાંના લોકો થોડીક સાહેબી મળે છે ત્યાં તો ફુલાઈ જાય છે અને કામ કરવાનું છોડી દે છે. એટલે અમે ત્યાં જઈએ છીએ ત્યારે તેમની દેખાદેખીથી અમારે પણ તેમજ કરવું પડે છે પણ અમે ગમે તેટલી ઊંચી પાયરીએ ચડેલા હોઈએ પણ અમારું કામ છોડી દેતા નથી. મારી પાસે ધનની કાંઈ ખામી નથી પણ આ મારા ખેતીનો ધંધો જે મારા પૂર્વજો ઘણાં વર્ષોથી કરતા આવ્યા છે તેને હું કેમ છોડી શકું? જો હું મારા

આનું સંપૂર્ણ વર્ણન જ્ઞાતાસૂત્રમાં આપવામાં આવ્યું છે તેનું વિસ્તારપૂર્વક વર્ણન કરવાનો અત્યારે સમય નથી અત્યારે કેવળ એટલું જ કહેવાનું છે કે પહેલાં બધાને ૭૨ કળાની સૂત્રથી, અર્થથી અને કર્મથી શિક્ષા આપવામાં આવતી હતી અત્યારે હાઇસ્કૂલ અને કૉલેજોમાં આપવામાં આવતી શિક્ષામાં અને પ્રાચીન સમયમાં આપવામાં આવતી શિક્ષામાં કેટલું બધું અંતર રહેલું છે તે ઊંડી ઉતરી જુઓ તો જણાશે કે, અત્યારે જે પુસ્તકો ભણાવવામાં આવે છે તેનું સક્રિય શિક્ષણ આપવામાં આવતું નથી અને તેથી જ આજે શિક્ષાની દુર્દશા થવા પામી છે ! આજના વિદ્યાર્થીઓને અમુક ચીજ કરી આપવાનું કહેવામાં આવે છે તો તેનો ઉત્તર એ મળે છે કે, 'અમે એ ચીજ કેમ બને છે એ પુસ્તકમાં વાચ્યું છે-ભણ્યું છે પણ અમે બનાવી શકતા નથી !' આવી શિક્ષાથી ઉન્નતિ નહિ શું પણ પતન થશે એ એક વિચારવા જેવી વાત છે !

શાસ્ત્રમાં મેઘકુમારની શિક્ષા વિષે કહેવામાં આવ્યું છે કે, તેણે પહેલાં સૂત્રરૂપે શિક્ષા લીધી બાદ અર્થરૂપે અને પછી ક્રિયારૂપે શિક્ષા લીધી અને કેવી રીતે પેદા કરવું, કેવી રીતે તેને ખાવાને યોગ્ય બનાવવું અને કેવી રીતે અન્નને પકાવવું આ પ્રમાણે સૂત્રાંત, અર્થાંત અને કર્માંત એમ ત્રણે પ્રકારે શિક્ષાનો ઉપયોગ કરવાથી જ શિક્ષા જીવનમાં સાર્થક નીવડી શકે છે

ભણેલી શિક્ષા જો ગણવામાં ન આવે અર્થાત્ જ્ઞાનને સક્રિય બનાવવામાં ન આવે તો તે શિક્ષા સાર્થક નિવડી શકતી નથી એટલા માટે યુવાનોએ સમજવું જોઈએ કે કેવળ પુસ્તકો વાચી લેવા માત્રથી જ અભિમાન ન કરો પણ સક્રિય કાર્ય કરો એમાં જ શિક્ષાની સાર્થકતા રહેલી છે પણ જે કાંઈ વાચો જે કાંઈ કહો તે

કાર્યમા કરી બતાવો આજે ભારતની જે હીનાવસ્થા જોવામા આવે છે તેનું કારણ એ છે કે, લોકો થોડુ વાચવા લખવાનું શીખે છે એટલામા તો અભિમાનમા પડી જાય છે અને કાર્યને છોડી દે છે।

સાભળ્યુ છે કે એક અમેરિકન ગૃહસ્થ ભારતમા કોઈ મોટા પદે ઘણા વર્ષો કામ કરી પેન્શન મેળવી અમેરિકામા ગયો ત્યા તેમનો એક ભારતીય મિત્ર તેમને મળવા ઘેર ગયો ઘેર જઇ તેણે અમેરીકન મિત્રની તપાસ કરી તપાસ કરતા જણાયુ કે તે બહાર ગએલ છે તેની સ્ત્રીએ તેને સન્માન આપી ઘેર બેસાડ્યો અને કહ્યુ કે, "આપ જરા બેસો હમણા તે આવશે થોડીવાર બાદ તે અમેરીકન મિત્રની સ્ત્રીએ કહ્યુ કે, જુઓ ! સાહેબ આવી રહ્યા છે। ભારતીયે જોયુ કે, ચડી પહેરી, હાથમા કોદાળી લઇ અને માટીથી ખરડાએલા શરીર સાથે તે આવી રહ્યો હતો આ જોઇ ભારતીય સજ્જન આશ્ચર્યમા પડી ગયો અને વિચારવા લાગ્યો કે, આજ સાહેબ ભારતમા કેટલા ઉચા પદે હતા અને અહીં કેવી સ્થિતિમા રહે છે। સાહેબ ઘેર આવી સીધો સ્નાનગૃહમા ગયો અને નાહી ધોઇ, કપડા બદલાવી બેઠકમા આવ્યો અને ભારતીય મિત્રને મળ્યો ભારતીએ પૂછ્યુ કે, "આપ ભારતમા તો કેવા ઠાઠમાઠપૂર્વક રહેતા હતા અને અહીં આવી સ્થિતિમા કેમ રહો છો?" સાહેબે જવાબ આપ્યો કે, "ભારતમા તો એજ મોટી ખામી છે કે ત્યાના લોકો થોડીક સાહેબી મળે છે ત્યા તો ફુલાઇ જાય છે અને કામ કરવાનું છોડી દે છે એટલે અમે ત્યા જઇએ છીએ ત્યારે તેમની દેખાદેખીથી અમારે પણ તેમજ કરવુ પડે છે પણ અમે ગમે તેટલી ઊંચી પાયરીએ ચડેલા હોઇએ પણ અમારુ કામ છોડી દેતા નથી। મારી પાસે ધનની કાઇ ખામી નથી પણ આ મારો ખેતીનો ધધો જે મારા પૂર્વજો ઘણા વર્ષોથી કરતા આવ્યા છે તેને હુ કેમ છોડી શકુ ? જો હુ મારા

ધંધાને છોડી દઉં તો મને અને મારા કુટુંબને અને તેથી વિશેષ મારા દેશને ઘણું નુકશાન પહોંચે આ માટે મારી પાસે ધન હોવા છતાં હું મારા પૂર્વજોનો ધંધો કરૂં છું"

અમેરીકા, યુરોપ આદિ પાશ્ચાત્ય દેશોના ધનિકોની આવી દશા છે, ત્યારે ભારતના ધનિકોની તથા શિક્ષિત લોકોની એવી દશા છે કે તેઓ બીજાને માટે ભારરૂપ થઈ પડે છે। એ તો ભારતનું સદ્‌ભાગ્ય છે કે અભણ એવા ખેડૂતો બીજાને ઠગવાની શિક્ષા હજી શીખ્યા નથી નહિ તો ભારતને ઘણી મુશ્કેલીઓમાંથી પસાર થવું પડત અસ્તુ

કહેવાનો આશય એ છે કે, શાસ્ત્રમાં જે પરિક્રમની વાત કહી છે તે જુઓ શાસ્ત્રમાં જે ૭૨ કળાનું વર્ણન કરવામાં આવ્યું છે તે દ્રવ્ય પરિક્રમ છે તમે કહેશો કે, એ દ્રવ્ય પરિક્રમ અને વસ્તુ વિનાશ તો દુનિયામાં ચાલ્યા જ કરે છે આપ તો ભાવપરિક્રમની વાત કહો પણ એ ભૂલવું ન જોઈએ કે દ્રવ્યોન્નતિ વિના ભાવોન્નતિ પણ થઈ શકતી નથી જેમનું શરીર અને મન દુર્બળ છે શું તે ધર્મનું આરાધન બરાબર કરી શકશે? અને ધર્મને જીવનમાં સ્થાન આપી શકશે? આજે શરીરનો પરિક્રમ કરવામાં આવતો નથી અને તેથી શરીર પણ સશક્ત થતું નથી બાળકના શરીરનો શારીરિક પરિક્રમ કરવાથી જ વિકાસ થઈ શકે છે અને શરીર સશક્ત બની શકે છે।

અહમદનગરમાં રામમૂર્તિ પહેલવાને કહ્યું હતું કે, મને ગમેતેવો નબળો અને અશક્ત પાંચ વર્ષનો છોકરો સોંપવામાં આવે તો વીશ વર્ષની ઉમરે હું તેને બીજો રામમૂર્તિ બનાવી શકું છું આ પ્રમાણે ભાવ પરિક્રમ કરવા માટે દ્રવ્ય પરિક્રમની પણ જરૂર રહે છે।

આ દ્રવ્ય ધર્મની વાત થઈ ભાવધર્મને માટે દ્રવ્ય ધર્મની પણ આવશ્યકતા રહે છે પણ એકલ દ્રવ્ય ધર્મ હોય અને ભાવ ધર્મ ન હોય તો તે દ્રવ્ય ધર્મ આત્માને માટે ઉપયોગી થઈ શકે નહિ શાસ્ત્રમા કહ્યું છે કે—

सच्चे फला धम्मफला जिणई

અર્થાત્—ભાવ ધર્મ વિના દ્રવ્ય ધર્મથી આત્માનુ કલ્યાણ થઈ શકતુ નથી તમે કદાચ કહેશો કે, જ્યારે જીવનવ્યવહારના કામો દ્રવ્ય ધર્મથી ચાલી શકે છે તો પછી ભાવ ધર્મની શી આવશ્યકતા છે? ભાવધર્મ વિના શુ અમારુ કામ અટકી જશે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જેને માટે દ્રવ્ય ધર્મ કરવામા આવે છે, એ ભાવ ધર્મને જ જો ભૂલી જવામા આવે તો પછી તમારી દ્રવ્યોન્નતિ કેમ થઇ શકે? તમે જે ભલાઈ કરો છો તે કોના માટે કરો છો? આત્મા માટે જ કરો છો ને? જ્યારે એ આત્માને જ જાણો નહિ તો પછી તેની ઉન્નતિ કેવીરીતે કરી શકો! અને આ રીતે આત્માને જ્યાસુધી જાણો નહિ ત્યાસુધી ભાવધર્મ પણ કેમ થઈ શકે?

કોઈ એમ કહે કે, આત્મા કોને કહેવાય? એ જ અમે જાણતા નથી! તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, તમે જે શરીરને જોઇ રહ્યા છો તે શરીરને માટે એમ વિચારો કે એ શરીર કાર્ય છે કે કારણ? શરીર કાર્ય છે કારણ નથી તેનુ કારણ પચભૂત છે જેમ ઘડીયાળ કાર્ય છે અને તેના સંચાઓ કારણ છે, તે જ પ્રમાણે શરીર કાર્ય છે અને પચભૂત કારણ છે અહીંસુધી સમજવામા તો ભૂલ થતી નથી પણ આગળ સમજવામા ભૂલ થાય છે હવે આગળ એમ સમજો કે, જ્યારે આ શરીર કાર્ય છે તો તેનો કર્તા કોણ છે? બસ આ વાત સમજવામા જ ભૂલ થઈ જાય છે! કેટલાક

લોકો કહે છે કે, મસાલા ગોઠવવાથી જ જેમ ઘડીઆળ ચાલુ થઇ જાય છે તેજ પ્રમાણે પાંચ ભૂતોનું માત્ર મિલન થવાથી આ શરીર પણ પોતાનું ચાલતું થઇ જાય છે જેમ ઘડીયાળના મસાલા જુદા થઇ જવાથી ઘડીયાળ બંધ પડી જાય છે તેમ આ શરીર પણ પાંચ ભૂતો જુદા થઇ જવાથી બોલી ચાલી શકતું નથી। એટલા માટે પરલોક કે આત્માને માનવાની શી જરૂર છે?

મસાલાઓને ગોઠવવાથી ઘડીઆળ ચાલે છે એ તો ઠીક છે પણ એ મસાલાઓને ગોઠવ્યા કોણે અને બનાવ્યા કોણે? આ મકાન તો છે પણ તેને બનાવ્યું કોણે? જો કે મકાન બનાવવામાં ઇંટ-ચુનો વગેરે કારણભૂત છે પણ એથી કોઇ ઇંટ-ચુનાને કોઇ મકાન કહેતું નથી, પણ જ્યારે કોઇ કારીગર ઈંટ-ચુના વડે મકાન બનાવે છે ત્યારે જ તે મકાન કહેવાય છે આ જ પ્રમાણે કર્તા કારીગર હતો ત્યારે જ મકાન બની શક્યું કેવળ ઇંટ ચુનો વગેરે કારણોથી મકાન બન્યું નહિ। ઇંટ ચુનાના કારણનો કારીગરે ઉપયોગ કર્યો ત્યારે જ મકાન બની શક્યું જો ઈંટ-ચુનો આદિ કારણોમાં કારીગરની શક્તિનો ઉપયોગ કરવામાં આવ્યો છે તે પછી ઇંટ-ચુનો કહેવામાં આવતો નથી પણ મકાન કહેવામાં આવે છે। આ જ પ્રમાણે શરીર પણ પાંચ ભૂતોથી બનેલું છે એટલે પંચભૂતને શરીર કહી શકાય નહિ પણ પંચભૂતોથી બનેલું આ શરીર છે એમ કહી શકાય જે પ્રમાણે ઇંટ અને ચુના વડે મકાન બને છે પણ તેને બનાવનાર કોઇ અવશ્ય હોય છે, તેજ પ્રમાણે પંચભૂતથી શરીર બનેલું છે પણ તેને કોઇ બનાવનાર છે કે નહિ? મકાનને કારીગર બનાવે છે અને ઘડીયાળને પણ કોઇ કારીગર બનાવે છે તો પછી શું શરીરને કોઇ બનાવતું નથી આ શરીરનું કારણ પંચભૂત છે અને કાર્ય શરીર છે પણ આ કાર્યનો કર્તા તો કોઈ હશે જ ને? તમે શરીર

અને પંચભૂતને તો માનો અને પંચભૂતમાંથી જેણે શરીર બનાવ્યું છે તેને ન માનો એ ઠીક કેમ કહેવાય? શરીરના કર્ત્તાને ન માનવા એજ તો ભૂલ છે।

મે, મેરીકરેલી નામની એક પાશ્ચાત્ય વિદુષીના લેખનો અનુવાદ વાંચ્યો છે તેમાં લખ્યું હતું કે સંસારના પદાર્થોનું રૂપાન્તર તો થાય છે પણ તેનો નાશ થતો નથી। મીણબત્તી બળ્યા બાદ એમ માનવામાં આવે છે કે મીણબત્તી નાશ પામી પણ વાસ્તવમાં તે નષ્ટ થઇ નથી પણ તેનું રૂપાન્તર થયું છે। જો કોઈ બળતી મીણબત્તીની આગળ આજના વિજ્ઞાનના બે યંત્રો મૂકવામાં આવે તો મીણબત્તીના પરમાણુઓ તે યંત્રમાં એકત્રિત થઇ જશે, અને પછી તે એકત્રિત થએલા પરમાણુઓનો સમુચ્ચય કરવાથી પાછી મીણબત્તી બનાવી શકાય છે। પાણી સુકાઇ જવાથી લોકો એમ જાણે છે કે પાણીનો નાશ થઇ ગયો પણ વાસ્તવમાં પાણી નાશ પામતું નથી પણ તે હવાના રૂપમાં બદલાઇ ગયું છે પાણી બે પ્રકારની હવાના સંયોગથી બને છે એટલે એ બન્ને હવાનો સંયોગ કરવાથી પાછું પાણી બની શકે છે। ઘડા ઘડાને ફોડવામાં આવે તો તેની ઠીકરીઓ બની જશે અને એ ઠીકરીઓને ફોડવામાં આવે તો તેની માટી કે રેતી જેવું કાંઇ થઇ જશે પણ તે દ્રવ્યનો નાશ કદાપિ નહિ થાય। તે દ્રવ્ય ઘડાની ઠીકરી કે માટીના રૂપમાં રૂપાન્તર પામશે પણ તેનો સર્વથા નાશ તો નહિજ થાય। આજ પ્રમાણે જ્યારે કોઇ સાધારણ વસ્તુ પણ નાશ પામતી નથી તો પછી આ શરીરને બનાવનાર કર્ત્તાનો નાશ કેમ થઇ શકે? આ શરીરને બનાવનાર કર્ત્તા કદાપિ નષ્ટ થઇ શકે નહિ।

કહેવાનો આશય એ છે કે, શરીર છે તો તેનો કર્ત્તા પણ છે છે અને જે તેનો કર્ત્તા છે તેજ આત્મા છે તે આત્મા અજર

લોકો કહે છે કે, મચાઓ ગોઠવવાથીજ જેમ ઘડીઆળ ચાલુ થઇ જાય છે તેજ પ્રમાણે પાચ ભૂતોનું માત્ર મિલન થવાથી આ શરીર પણ બોલતુ ચાલતુ થઇ જાય છે જેમ ઘડીયાળના સચાઓ જુદા થઇ જવાથી ઘડીયાળ બધ પડી જાય છે તેમ આ શરીર પણ પાચ ભૂતો જુદા થઇ જવાથી બોલી ચાલી શકતુ નથી! એના માટે પરલોક કે આત્માને માનવાની શી જરૂર છે?

મચાઓને ગોઠવવાથી ઘડીઆળ ચાલે છે એ તો ઠીક છે પણ એ મચાઓને ગોઠવ્યા કોણે અને બનાવ્યા કોણે? આ મકાન તો છે પણ તેને બનાવ્યુ કોણે? જો કે મકાન બનાવવામા ઇંટચુનો વગેરે કારણભૂત છે પણ એથી કાઇ ઇંટચુનાને કોઇ મકાન કહેતું નથી, પણ જ્યારે કોઇ કારીગર ઈંટચુના વડે મકાન બનાવે છે ત્યારે જ તે મકાન કહેવાય છે આજ પ્રમાણે કર્ત્તા કારીગર હતો ત્યારે જ મકાન બની શકયુ કેવળ ઇટ ચુનો વગેરે કારણોથી મકાન બન્યુ નહિ! ઇટ ચુનાના કારણનો કારીગરે ઉપયોગ કર્યો ત્યારે જ મકાન બની શકયુ જો ઈંટચુનો આદિ કારણોમા કારીગરની શક્તિનો ઉપયોગ કરવામા આવ્યો છે તે પણ ઇંટચુનો કહેવામા આવતો નથી પણ મકાન કહેવામા આવે છે! આજ પ્રમાણે શરીર પણ પાચ ભૂતોથી બનેલુ છે એને પચભૂતને શરીર કહી શકાય નહિ પણ પચભૂતોથી બનેલુ આ શરીર છે એમ કહી શકાય જે પ્રમાણે ઇટ અને ચુના વડે મકાન બને છે પણ તેને બનાવનાર કોઇ અવશ્ય હોય છે તેજ પ્રમાણે પચભૂતથી શરીર બનેલુ છે પણ તેને કોઇ બનાવનાર છે કે નહિ? મકાનને કારીગર બનાવે છે અને ઘડીયાળને પણ કોઇ કારીગર બનાવે છે તો પછી શુ શરીરને કોઇ બનાવતુ નથી આ શરીરનું કારણ પચભૂત છે અને કાર્ય શરીર છે પણ આ કાર્યનો કર્ત્તા તો કોઈ હશે જ ને? તમે શરીર

હોય તો તો અલ્લા પક્ષપાતી કહેવાય! જ્યારે તે બધાના માલિક છે આખી દુનિયા તેમની છે તો તો હિન્દુ-મુસલમાન બધા તેના જ બંદાઓ છે કોઇ હિન્દુને કોઇ મુસલમાન સતાવે તો શું તે હિન્દુ પેલા મુસલમાનને એમ કહેતો નથી કે, તું તારા માલિકને જાણે છે? તારા માલિકને તું આખી દુનિયાનો માલિક કહે છે તો શું તેમણે કોઇને સતાવવાનું કહ્યું છે? આજ પ્રમાણે કોઇ મુસલમાનને કોઇ હિન્દુ સતાવે તો શું તે મુસલમાન પેલા હિન્દુને એમ કહેતો નથી કે 'શું તારા પરમાત્મા મને સતાવવાનું કહે છે? શું તારા પરમાત્મા આખી દુનિયાના માલિક નથી? અને જો છે તો શું હું એ દુનિયામા નથી? આ પ્રમાણે જ્યારે એમ ના કે પરમાત્મા આખી દુનિયાના માલિક છે તો એ દુનિયામા બધાનો સમાવેશ થઇ જાય છે

માનો કે, કોઇ વૃદ્ધ માણસ હાથમા માળા લઇ પરમાત્માનુ નામ જપી રહ્યો હતો એટલામા એક માણસે આવી તેને ગાળો ભાડી તે વૃદ્ધ કહેવા લાગ્યો કે, જોતો નથી કે, હું પરમાત્માના નામની માળા જપી રહ્યો છુ મારો પરમાત્મા તારો નાશ કરી નાખશે ત્યારે તે બીજો માણસ પણ કહેવા લાગ્યો કે, શું પરમાત્મા તારો જ છે, મારો નથી? મારો પણ માલિક છે એના માટે તે તારો નાશ કરી નાખશે

આ પ્રમાણે બન્ને જણા 'પરમાત્મા તારો નાશ કરી નાખશે' એમ અરસપરસ કહેવા લાગ્યા હવે પરમાત્મા કોનો પક્ષ લઇ કોનો નાશ કરશે? આવી જ વાતોથી આજના યુવકોને ધર્મ અને ઇશ્વર તરફ ઉપેક્ષા પેદા થઇ છે અને આજ કારણે કેટલાકો ધર્મ અને ઇશ્વરનો બહિષ્કાર કરવાની વાતો કરે છે અને કેટલાકો ધર્મ અને ઇશ્વરની મશ્કરી પણ કરે છે પણ આ તેમની ભૂલ છે આવી ભૂલ

અમર અને અવિનાશી છે આ પ્રમાણે આત્મા છે એ વાત સિદ્ધ છે અને આત્માને જે ધર્મની આવશ્યકતા રહે છે તેનું જ નામ માનવધર્મ છે

માનવધર્મને જૈન, બૌદ્ધ, વેદાન્ત કે ખ્રીસ્તી વગેરે સામ્પ્રદાયિક ધર્મની દ્રષ્ટિએ ન બતાવતા માનવધર્મ સામાન્ય ધર્મ છે એ હું બતાવુ છુ સામાન્ય ધર્મમા કોઈને કોઈ પ્રકારનો વિરોધ હોતો નથી જે ધર્મ ઉપર સામ્પ્રદાયિકતાનો કાઈ રગ ચઢ્યો નથી અને જે ધર્મને બધા લોકો સ્વીકારે છે તેને સામાન્ય ધર્મ કહે છે સામાન્ય ધર્મ વિષે બધા સમ્પ્રદાયવાળાઓએ ઘણો વિચાર કર્યો છે સામાન્ય ધર્મમા સકળ સસારનો વિચાર કરી શકાય છે પણ તે બધાનુ વર્ણન થઇ શકતું નથી. એટલા માટે " થાલીપુલાક ન્યાયે કેટલીક એવી વાતો બતાવુ છુ કે જે બધા શાસ્ત્રોમા મળે છે અને બધાના કામમા આવે છે

જે શાસ્ત્રમા સામાન્ય ધર્મની વાતો નથી તે શાસ્ત્ર પણ નથી તો એક પક્ષિય શાસ્ત્ર કહી શકાય, પણ માનવ જાતિને માટે તે શાસ્ત્ર ઉપયોગી થઇ શકે નહિ

સામાન્ય ધર્મનું વર્ણન બધાએ કર્યું છે એ બતાવવા માટે હું પહેલા કુરાનની સાક્ષી આપુ છુ કુરાનમા કહ્યું છે કે —

ला तो अजे योखलकुला

અર્થાત્ હે મુહમ્મ ! દુનિયાને વિશ્વાસ આપી દે કે, અલ્લાની દુનિયાને કોઇ સતાવે નહિ !

હવે જોવાનું એ છે કે, અલ્લાના સતાનો કોણ છે ? શુ હિંદુઓ અલ્લાના સતાનો નથી ? જો કેવળ મુસલમાનો જ અલ્લાના સતાનો

કેમ લાગી શકે? આ પ્રશ્નના ઉત્તરમાં મે કહ્યુ કે, આત્મા અવિનાશી છે એટલા જ માટે પાપ લાગે છે અને તેનું ફળ ભોગવવુ પડે છે. જો આત્મા નાશવાન હોય તો તો પછી કોઇ ઝગડો જ રહેતો નથી મારનાર અને મરનાર નાશ પામ્યા તો પછી ઝગડો કઇ વાતનો રહ્યો? વ્યવહારમા પણ જે મરી ગયો હોય છે તેની ઉપર દાવો થઇ શકતો નથી

આ જ પ્રમાણે જો આત્મા વિનાશી હોય તો તો કોઇ પ્રકારનો ઝગડો જ હે નહિ। ત્રિો મરી ગએલા ઉપર તો થતો નથી પણ જીવિત મનુષ્ય ઉપર તો થાય છે ને? આ જ પ્રમાણે મારનાર પણ નાશ પામ્યો નથી તેમ મરનાર પણ નાશ પામ્યો નથી એટલા માટે કોઇને મારવાથી પાપ પણ થાય છે અને પાપને ધોવા માટે ધર્મની પણ જરૂર રહે છે।

કહેવાનો અભિપ્રાય એ છે કે, જે બધા જીવોને આત્મતુલ્ય માનશે, તે કોઇની સાથે વૈર પણ બાધશે નહિ, અને તેથી પાપ પણ બધાશે નહિ. આ સાધારણ માનવ ધર્મ છે શ્રી સ્થાનાગ સૂત્રમા ગ્રામધર્મ, નગરધર્મ, રાષ્ટ્રધર્મ વગેરે દશ ધર્મોનુ વર્ણન કરવામા આવ્યુ છે મે આ દશ ધર્મ ઉપર વ્યાખ્યાન કરેલ છે, જે પુસ્તકાકારે પણ છપાવવામા આવ્યુ છે એ પુસ્તક* લોકોને ઘણુ ઉપયોગી નીવડયુ છે એવુ જાણવામા આવ્યુ છે આ જ પ્રમાણે મનુએ પણ ગ્રામધર્મ વગેરે ધર્મો બતાવ્યા છે એ બધા સામાન્ય ધર્મો છે આ સામાન્ય ધર્મનું જે પાલન કરે છે તે જ માનવ છે અને એ ધર્મનું પાલનજ માનવધર્મનું પાલન છે મહાભારતમા મનુષ્યનો સામાન્ય ધર્મ બતાવતા કહ્યુ છે કે—

* જુઓ "ધર્મ અને ધર્મનાયક" પ્રસિદ્ધકર્તા; શાન્તિલાલ વનમાળી શેઠ

થવાનું કારણ, ધર્મ અને ઇશ્વરનો ઉપર કહ્યા પ્રમાણે દુરુપયોગ કરે છે તેમનો વ્યવહાર છે પણ વાસ્તવમાં એ વિષે વિચાર કરવામાં આવે તો જે ધર્મને માટે છ ખૂની રૂઢિઓ પણ ત્યાગ કરવામાં આવે છે તે ધર્મનું મહત્વ મા૰ એોછુ નથી! ધર્મનું જીવનમાં કેટલું બધું મહત્વનું સ્થાન છે તે વિષે ઊંડો વિચાર કરવામાં આવે તો ધર્મમાં કેટલી બધી મહત્તા રહેલી છે તેનો ખ્યાલ આવે!

આ તો કુરાનની વાત થઇ હવે ગીતામાં શું કહ્યું છે તે જોઈએ ગીતામાં કહ્યું કે, તમે ગમે તે વાંચો તે વેદપુરાણ વગેરેનો સાર સક્ષેપમાં એ જ છે કે—

**निर्वैर सर्वभूतेषु य स मामेति पाण्डव ।**

ભાવાર્થ— બધા ભૂત પ્રાણીઓ પ્રત્યે વૈરભાવ ન રાખો, નિર્વૈર રહો આ પ્રમાણે જે વાત કુરાનમાં કહ્યું છે તે જ જુદી ભાષામાં ગીતામાં પણ કહ્યું છે

હવે જે શાસ્ત્રનો હું જાણકાર છુ તે શાસ્ત્રની વાત સભળાવું છુ એ જૈન શાસ્ત્રમાં કહ્યુ છે કે—

**सव्वभूयप्पभूयस्स सम्म भूयाइं पासओ ।**
**पिहिआसवस्स दतस्स पावकम्मं न बधइ ॥ दश०**

અર્થાત્— હે! શિષ્ય! તું બધા પ્રાણીઓને તારા આત્માની સમાન માન જેવો તારો આત્મા અવિનાશી છે તેવો જ બધાનો આત્મા પણ અવિનાશી છે માટે બધા જીવોને તારા આત્માની સમાન માન કોઇની સાથે વૈર બાંધી પાપનો ભાગીદાર બન નહિ

ઉદયપુરમા એક વકીલે મને પ્રશ્ન પૂછ્યો કે, આત્મા જ્યારે અવિનાશી છે, કોઇનો માર્યો મરતો નથી તો પછી કોઇને મારવાથી પાપ

કેમ લાગી શકે? આ પ્રશ્નના ઉત્તરમા મે કહ્યું કે, આત્મા અવિનાશી છે એટલા જ માટે પાપ લાગે છે અને તેનું ફળ ભોગવવુ પડે છે। જો આત્મા નાશવાન હોય તો તો પછી કોઇ ઝગડો જ રહેતો નથી મારનાર અને મરનાર નાશ પામ્યા તો પછી ઝગડો કઇ વાતનો રહ્યો? વ્યવહારમા પણ જે મરી ગયો હોય છે તેની ઉપર દાવો થઇ શકતો નથી

આ જ પ્રમાણે જો આત્મા વિનાશી હોય તો તો કોઇ પ્રકારનો ઝગડો જ હે નહિ। દાવો મરી ગએના ઉપર તો થતો નથી પણ જીવિત મનુષ્ય ઉપર તો થાય છે ને? આ જ પ્રમાણે મારનાર પણ નાશ પામ્યો નથી તેમ મરનાર પણ નાશ પામ્યો નથી એટલા માટે કોઇને મારવાથી પાપ પણ થાય છે અને પાપને ધોવા માટે ધર્મની પણ જરૂર રહે છે।

કહેવાનો અભિપ્રાય એ છે કે, જે બધા જીવોને આત્મતુલ્ય માનશે, તે કોઇની સાથે વૈર પણ બાધશે નહિ, અને તેથી પાપ પણ બધાશે નહિ આ સાધારણ માનવ ધર્મ છે શ્રી સ્થાનાગ સૂત્રમા ગ્રામધર્મ, નગરધર્મ, રાષ્ટ્રધર્મ વગેરે દશ ધર્મોનું વર્ણન કરવામા આવ્યુ છે મે આ દશ ધર્મ ઉપર વ્યાખ્યાન કરેલ છે, જે પુસ્તકાકારે પણ છપાવવામા આવ્યુ છે એ પુસ્તક* લોકોને ઘણુ ઉપયોગી નીવડયુ છે એવુ જાણવામા આવ્યુ છે આ જ પ્રમાણે મનુએ પણ ગ્રામધર્મ વગેરે ધર્મો બતાવ્યા છે એ બધા સામાન્ય ધર્મો છે આ સામાન્ય ધર્મનું જે પાલન કરે છે તે જ માનવ છે અને એ ધર્મનું પાલનજ માનવધર્મનું પાલન છે મહાભારતમા મનુષ્યનો સામાન્ય ધર્મ બતાવતા કહ્યુ છે કે—

* જુઓ ધર્મ અને ધર્મનાયક પ્રસિદ્ધકર્તા; શાન્તિલાલ વનમાળી શેઠ

श्रद्धाकर्म तपश्चैव सत्यमक्रोध एव च
स्वेषु दारेषु संतोष शौचं विद्या न सूयिता
आत्मज्ञान तितिक्षा च धर्म साधारणो नृप

મહાપુરુષ કોઈ રાજાને કહે છે કે, હે ! રાજન્ ! હું મનુષ્ય માત્રનો સામાન્ય ધર્મ કહું છું, જે આ પ્રમાણે છે—શ્રદ્ધા રાખવી, સત્કર્મ કરવું, તપ કરવું સત્ય બોલવું, ક્રોધ ન કરવો, પોતાની સ્ત્રીમા સંતોષ માનવો, પવિત્ર રહેવું, વિદ્યાધ્યયન કરવું, ક્ષમા રાખવી અને કોઈની સાથે વૈર ન બાંધવું એ મનુષ્ય માત્રનો સામાન્ય ધર્મ છે આ ધર્મનું જે ઘરમા પાલન થતું નથી તે ઘરમા હાહાકાર મચી જાય છે

આ માનવ ધર્મની વ્યાખ્યા થઈ હવે કોઈ કદાચ એમ કહે કે, અમે જન્મથી મનુષ્ય તો છીએ જ તો પછી અમારે આ સામાન્ય ધર્મને પાળવાની શી જરૂર છે ! આ તો જે વૃક્ષની છાયામા તમે બેઠા છો તે જ વૃક્ષને કાપવા જેવી જ વાત છે ! આમ કહેનારે વિચારવું જોઈએ કે, તેમની પોતાની રક્ષા પણ ધર્મદ્વારા થઈ રહી છે માનો કે તમારી માતા સાધારણ ધર્મનું પાલન ન કરતા તમારો જન્મ થતા જ સડક ઉપર ફેંકી દેત તો શું તમારું જીવન ટકી શકત ? માતામા સાધારણ માનવ ધર્મ હતો એટલે જ તેણે તમારુ પાલન કર્યું અને તમારું જીવન ટકી શક્યું ! આમ હોવા છતા તમે માનવધર્મની શી જરૂર છે એમ કહો છો ? જીવનમા વસ્ત્ર અને ભોજનની જેટલી જરૂર છે તેથી વિશેષ માનવધર્મની જરૂર છે

તમારું લગ્ન થયું હશે ! તમે કેવી સ્ત્રી ચાહો છો ? જે તમને અનુકૂળ વર્તે તેવી સ્ત્રી ચાહો છો કે પ્રતિકૂળ ચાલે એવી ? બધા પોતાને અનુકૂળ વર્તે એવી સ્ત્રી ચાહે છે પણ જો સ્ત્રી પોતે સાધારણ

ધર્મનું પાલન ન કરે તો અનુકૂળ રહી શકે ખરી? આધારણ ધર્મનું પાલન કરવા માટે જ પિતા સંતાનનું પાલન કરે છે ધર્મની રહાયતા વિના સમાજ એક શ્વાસ પણ લઈ શકતો નથી ધર્મનો અર્થ નિયમ થાય છે નિયમ વિરુદ્ધ એક શ્વાસ પણ લેવો નહિ એજ માનવધર્મ છે તમે બીજામાં નિયમો જોવા ચાહો છો પણ તમે પોતે પણ નિયમનુ પાલન કરો તો કેટલો બધો લાભ થાય

આ તો ધર્મ વિશે સામાન્ય વાત થઈ, પણ હવે ધર્મનું એક બારીક તત્ત્વ તમારી સમક્ષ મૂકુ છુ કોઇ એમ કહી શકે કે, તમે જે કાંઇ કહી રહ્યા છો તે તો નીતિ છે પણ નીતિ પણ ધર્મનુ એક અંગ છે નીતિનો આધાર લઇ તેની ઉપર ધર્મનો મહેલ કેમ બનાવવો એનો વિચાર કરો નીતિ પણ ધર્મની કેવીરીતે પોષક બને છે એ બતાવવા માટે "હિતોપદેશ"મા આવેલી એક કથા કહુ છુ કે જેથી તે વાત તમારી સમજમા જલ્દી આવી શકે

## 'હિતોપદેશ'ની પક્ષી કથા

કબુતરોનુ એક ટોળુ જંગલમા વિચરતુ હતુ એ ટોળાનો ચિત્રગ્રીવ નામનો નેતા હતો વૈજ્ઞાનિકોનું કહેવુ છે કે, લોકો જેમને પોતાથી મોટા માને છે તેમનામા કંઇ અલૌકિક ગુણ હોય છે આ કથન પ્રમાણે ચિત્રગ્રીવમા કબુતરોએ નેતાને યોગ્ય ગુણો જોઈ તેને પોતાનો નેતા બનાવ્યો હતો અને તેની સમ્મતિથી બધા સાથે વિચરતા હતા વિચરતા વિચરતા કબુતરોએ જંગલમા ચોખા વિખરાયેલા જોયા એક પારધીએ ચોખા વિખેરી નાખી તેની ઉપર જાળ પાથરી હતી ચોખાને જોઇ કેટલાક કબુતરો કહેવા લાગ્યા કે, ચાલો! ચોખા પડ્યા છે તેનુ ભોજન કરીએ પણ રાજા ચિત્રગ્રીવે વિચારીને કહ્યુ કે—

अत्र निर्जनवने कुत्र तन्दुलकणानां सम्भव निरूप्यताम् तान्‌द्र इव न पश्यामि

આ નિર્જન વનમાં ચોખાના દાણા ક્યાંથી આવ્યા ? મને તો આ ચોખા ખાવામાં કલ્યાણ જણાતું નથી માટે થોડીવાર રાહ જુઓ હું તપાસ કરીને આવું છું

રાજા ચિત્રગ્રીવે આ પ્રમાણે કહ્યું, પણ આજના યુવાનો માને તો તે કબુતરો માને એવા હતા રાજા કે નેતા તો બનાવી દેવામાં આવે છે પણ તેની આજ્ઞા માનવાના ઘણે સમયે મુશ્કેલી જણાય છે ! આ જ પ્રમાણે એક હઠીલા કબુતરને રાજા ચિત્રગ્રીવનું કહેવું ઠીક લાગ્યુ નહિ તેણે કહ્યુ કે વૃદ્ધોની વાત તો સંકટના સમયે માનવી જોઈએ, ભોજનના અવસરે વૃદ્ધોની વાત માનવાથી તો વધારે હાનિ થાય છે જો આવી શંકા જ કરતા રહીશું તો તો બધી ચીજોમાં શંકા જ પેદા થશે અને ભૂખ્યા મરવું પડશે ! આંખની સામે ચોખા પડેલા જણાય છે છતાં ચાખા લઈશું તો ' આમ થશે તેમ થશે ' એમ કારણ કાર્યભાવનો વિચાર કરી ભૂખ્યા મરવું એ ઉચિત કેમ કહી શકાય ! અમને તો રાજાની આ વાત પસંદ પડતી નથી !

આજના નવયુવકો પણ એવું કહેવા લાગે છે કે જો અમે આ વૃદ્ધ લોકોના કહેવા પ્રમાણે વર્તીશું તો તો કંઈ સુધાર થઈ જ નહિ શકે ! કબુતરો પણ એમ કહેવા લાગ્યા પણ જે નેતા હોય છે તેનું શું કર્તવ્ય હોય છે તે જુઓ —

ચિત્રગ્રીવે વિચાર્યું કે, આ બધા કબુતરો એક મતના થઈ ગયા છે જો હું તેમના મતથી વિરુદ્ધ જઈશ તો કુસંપ પેસી જશે આ પ્રમાણે વિચાર કરી તેણે કબુતરોને કહ્યું કે જો બધાનો વિચાર જ ચોખા ખાવાનો છે તો ચાલો ભૂખ તો મને પણ લાગી છે ચિત્રગ્રીવે એમ ન કહ્યું કે, તમે લોકો માનતા નથી તો તમે તમારું જાણો હું તો તમારાથી જુદો પડીશ ચિત્રગ્રીવ સારીરીતે

જાણતો હતો કે અહીં સંકટ છે છતાં તેણે એમ જ વિચાર્યું કે, સંકટના સમયે મારે બધાની સાથે રહેવું એજ ઠીક છે સંકટ માથે પડશે ત્યારે મારું કહેવું માનશે

આ પ્રમાણે વિચાર કરી રાજા પણ બધા કબુતરોની સાથે ગયો કબુતરોએ ચોખાના દાણા તો ખાધા પણ બધાના પગ જાળમાં ફસાઇ ગયા ઊડી ન શકયા ત્યારે બધા કબુતરો પેલા જુવાન કબુતરને ઠપકો આપવા લાગ્યા કે તે રાજાનું કહેવું માન્યું નહિ અને બધાને જાળમાં ફસાવ્યા રાજાએ બધા કબુતરોને સાંત્વન આપતાં કહ્યું કે, જે થવાનું હતું તે થયું હવે તેને દોષ ન આપતાં જાળમાંથી નીકળવાનો રસ્તો શોધો ઠપકો આપવાથી કાંઇ આપણું નહિ વળે।

आपदामा पतनेतानाम हितोऽपि याति हेतुताम् ।
मातृजंघा हि वत्सस्य स्थंभे भवति बंधने ॥

જ્યારે આપત્તિ માથે આવી પડે છે ત્યારે મિત્રોથી પણ શત્રુનું કામ થઇ જાય છે આ સાધારણ નિયમ છે આ કબુતરનો વિચાર આપણને ફસાવવાનો નહિ પણ આપણને બધાને ભોજન મળે એ હતો પણ એમાં અચાનક આ આપત્તિ આવી પડી એમાં એનો શો દોષ? હવે એને દોષ દેવાથી આપણે કાંઇ છૂટી તો શકવાના નથી, માટે તેને ઠપકો આપવાથી શો લાભ ?

આજના લોકો બીજાને ઠપકો આપવાનું વધારે જાણે છે આ અવગુણ છે તે ખરાબ છે એમ બીજાઓને કહે છે પણ પોતાનામાં કંઇ કંઇ ખામી છે તેનો વિચાર સરખો પણ કરતા નથી મેં એક લેખમાં જોયું હતું કે એક વ્યક્તિ ભાષણ તો બહુ લાંબા લાંબા આપે છે પણ પોતે વ્યભિચારના દોષથી મુક્ત રહી શકતો નથી આવા લોકોથી શું સુધાર થઇ શકે ખરો ?

રાજાએ બધા કબુતરોને કહ્યું કે, એને ઉપાલભ ન આપતા આ જાળમાથી કેમ છૂટી શકાય એનો વિચાર કરો આ સાભળી બધા કબુતરો કહેવા લાગ્યા કે આપ જ એનો કોઈ ઉપાય બતાવો' રાજાએ કહ્યુ કે, મારુ કહ્યુ તો બધા માનશોને? બધા કહેવા લાગ્યા કે પહેલા આપનુ કહેવું ન માન્યુ તેનું કડવુ ફળ અત્યારે ભોગવવુ પડે છે હવે આપનું કહેવુ અવશ્ય માનીશુ અને આપ કહેશો તે પ્રમાણે કરીશુ '

સકટ પણ શિક્ષાનો બોધપાઠ આપે છે રાજાએ કહ્યુ કે, બધા એકમત થઈ જાઓ તો સકટથી મુક્ત થઈ શકાય જો એક પણ કબુતર જુદો રહે તો સકટથી મુક્ત થઈ શકાય નહિ માટે બધા હળીમળી એક સાથે ઉડો અને આ જાળને પણ સાથે ઉપાડો તો જાળથી પણ છૂટી શકાશે

આજે ભારતમા કુસપ છે અને તે જ કારણે પારાધીઓ ભારતની મજા માણી રહ્યા છે જો કુસપ ન હોય તો ભારત કોઈની ગળમા ફસાઈ પડ્યો ન રહે

બધા કબુતરો હળીમળી એક સાથે જાળને લઈ આકાશમા ઉડયા પારધી કબુતરોને ઉડતા જોઈ તેની પાછળ દોડયો અને વિચારવા લાગ્યો કે, હુ તો આ કબુતરોને જાળમા ફસાવવા ચાહતો હતો પણ આ તો મારી જાળને જ લઈ ઊડયા અત્યારે તો આ બધા કબુતરો એક મતના છે એટલા માટે નીચે પડતા નથી પણ જ્યારે તેમનામા કુસપ પડશે ત્યારે તેઓ બધા નીચે પડશે આ પ્રમાણે વિચાર કરી પારધી પાછળ પાછળ દોડવા લાગ્યો પારધીને પાછળ દોડતો જોઈ રાજા બધા કબુતરોને કહેવા લાગ્યો કે, જુઓ! પાછળ આપણો શત્રુ આવી રહ્યો છે, માટે પરસ્પર લડશો નહિ અને એમ પણ વિચારશો નહિ કે બધા ઉડવામા પોતાના

જાળનો ઉપયોગ કરે છે તો તું મારા મગજનો શા માટે ઉપયોગ કરું જો આ પ્રમાણે પરસ્પર લડશો અને એક બીજાને પરસ્પર સહકાર નહિ આપો તો બધા નીચે પડશુ અને મરી જઈશુ રાજાનું આ કથન સાભળી બધા હળીમળી ઊડવા લાગ્યા પારધી થોડી દૂર તો પાછળ પાછળ દોડ્યો પણ આખરે તે થાક્યો અને પાછો ફર્યો પારધીને પાછો ફરતો જોઇ કબુતરોએ રાજાને કહ્યું કે, શત્રુ પાછળ જઇ રહ્યો છે, હવે અમારે શુ કરવુ? રાજાએ કહ્યુ કે, આપણે એક આપત્તિમાથી તો છૂટયા, પરતુ હજી આ જાળના બધનમાથી છૂટવાનું બાકી છે આપણામા જાળને તોડવાની તો શક્તિ નથી એ શક્તિ તો જમીન ખોદનારમા જ હોય છે એટલા માટે આપણે આગળ ઉડતા જઇએ આપણે કેવળ ઉડવાનું જાણીએ છીએ જાળ કાપવાનુ જાણતા નથી

આજે સ્વતત્રતા તો બધા ચાહે છે પણ જે લોકો આકાશમા સ્વૈરવિહાર કરવાની માફક કેવળ લામા લાબા ભાષણો જ આપે છે તેમની દ્વારા પરતત્રતાની જાળ કાપી શકાતી નથી પરતત્રતાની જાળ તો જમીનને ખોદનાર ખેડુતો જ કાપી શકે છે

રાજાએ કબુતરોને કહ્યું કે, ગડકી નદીને કિનારે હિરણ્યક નામનો મારો મૂષક મિત્ર રહે છે જો કે હું કબુતર છુ અને તે ઉંદર છે પણ વખતે કવખતે એક બીજાને સહાયતા મળી શકે એ માટે અમે મિત્રતા સાધી છે એટલા માટે આપણે બધા તેની પાસે જઇએ તે મારો મિત્ર આ જાળના બધનો તોડી નાખશે અને આપણને બધન મુકત કરી દેશે

બધા કબુતરો જાળની સાથે ઉડતા ઉડતા ગડકી નદીના કિનારે આવી પહોચ્યા કબુતરોને જાળની સાથે ઉડતા જોઈ હિરણ્યક વિચારવા લાગ્યો કે, આ વળી શુ આફત આવી તેણે પોતાના

દરમા સો દ્વારો બના યા હતા કે જેથી કોઈ આપત્તિ આવી પડે તો બીજા દ્વારથી બહાર નીકળી શકાય કબુતરોને જોઇ તે એક મ દરમા ભરાઇ ગયો

હિરણ્યક ના દર આગળ આવી ચિત્રગ્રીવે કહ્યુ કે, મિત્ર હિરણ્યક ! બહાર નીકળો હુ તો તમારો મિત્ર છુ મિત્રનો અવાજ એ ળખી હિરણ્યક બહાર નીકળ્યો અને ચિત્રગ્રીવને કહેવા લાગ્યો કે, તુ આવો બુદ્ધિમાન હોવા છતા જાળમા કેમ ફસાઇ ગયો ! રાજાએ જવાબ આપ્યો કે, એ તો ભાગ્યની બલિહારી છે ગજાએ એમ ન કહ્યુ કે આ કબુતરોએ મારુ કહ્યુ મા યુ નહિ એટલે ફ દામા ફસાઈ ગયા હિરણ્યક આ સાભળી ચિત્રગ્રીવ મિત્રની જાળ કાપવા તેની પાસે આવ્યો પણ ચિત્રગ્રીવે કહ્યુ કે મિત્ર ! પહેલા આ મારા સાથીઓના બધન તોડ ચિત્રગ્રીવ ધારત તો પહેલા પોતાના બધનો તોડાવી શકત પણ તેણે તેમ ન કરતા પોતાના સાથીઓના બધન તોડવાનુ હિરણ્યકને કહ્યુ હિરણ્યકે કહ્યુ કે, મિત્ર ! હુ તો બહુ નાનો પ્રાણી છુ મારાથી આટલા બધાના બધનો કેમ કાપી શકાશે ? મારા દાત પણ એટલા બધા મજબૂત નથી કે બધાના બધનો તોડી શકુ માટે પહેલા તારા બધનો કાપી આપુ પછી જો મારા દાતમા શક્તિ હશે તો બીજાના બધનો પણ તોડી આપીશ

હિરણ્યકે આમ કહ્યુ પણ ચિત્રગ્રીવે એ વાતનો સ્વીકાર ન કર્યો નીતિ તો એમ કહે છે કે —

> आपदर्थे धनंरक्षेत्-दारान् रक्षेद्धनैरपि ।
> आत्मानं सततंरक्षेत्-दारैरपि धनैरपि ॥

ભાવાર્થ—આપદ વખતે ધનની રક્ષા કરવી, અને ધન ખોઇને પણ સ્ત્રીની રક્ષા કરવી પરતુ આત્માની રક્ષા વખતે દારાની કે ધનની ખોટ પણ જોવી નહીં જ્યારે નીતિ આમ કહે છે તો પછી ચિત્રગ્રીવે

ચિત્રગ્રીવે હિરણ્યને કહ્યુ કે હું પહેલા મારા બધનો ન કપાતના મારા સાથીઓના બધનો કાપવાનો આગ્રહ શા માટે કરું છુ તે સાભળ—

जातिद्रव्यगुणानाञ्च साम्यमेषां मया सह ।
मत्प्रभुत्वफलं ब्रूहि कदा किं तद् भविष्यति ॥

હે ! મિત્ર ! જાતિથી તો હું પણ કબુતર છુ અને તેઓ પણ કબુતર છે દ્રવ્યથી તેમને પણ બે પાખો છે અને મને પણ બે પાખો છે ગુણની દૃષ્ટિએ પણ અમે સમાન છીએ તેમ છતા તેઓ મને રાજા માને છે તો તેનો તેમને શો લાભ?

આજે બળીયાના બે ભાગ એમ કહેવતમા આવે છે શુ રાજા પણ બે ભાગ લેનારો હોય છે? વાસ્તવમા જે એમ કહે છે તે બળવાન નથી પણ પોતાના ભોગે જે પોતાના આશ્રિતોની રક્ષા કરે છે તેજ સાચો બળવાન છે

ચિત્રગ્રીવે કહ્યુ કે મિત્ર ! જ્યારે હુ રાજા છુ તો રાજા તરીકે આશ્રિતોની રક્ષા કરવી એ મારુ કર્ત્તવ્ય છે કે નહિ? એટના માટે મિત્રતાના સબધે મારા આશ્રિતોના બધનો તોડી મારા બધનો તોડવાની તારી ફરજ છે મિત્ર! મારા આશ્રિતોના બધનો પહેલા તોડી મારા આ ભૌતિક શરીરના ભોગે પણ મારા યશ શરીરની રક્ષા કર આ ભૌતિક શરીર તો નાશવાન છે પણ યશ શરીર અવિનાશી છે માટે હે ! મિત્ર ! આ અવિનાશી યશ શરીરની રક્ષા માટે આ ભૌતિક શરીરના ભોગે પણ મારા આશ્રિતોના બધનો તોડી તેમની રક્ષા કર

આજના વૃદ્ધો પણ સ્વાર્થમા ડુબેલા છે અને તેથી યુવાનો પણ અમને વૃદ્ધોની શી ગરજ છે એમ કહે છે

મિત્રની વાત સાંભળી હિરણ્યકને ઘણો હર્ષ થયો તેણે તે દર્પવિશમાં બધાના બંધનો તોડી નાખ્યા અને ચિત્રગ્રીવને કહેવા લાગ્યો કે, મિત્ર! તમારા આ ઉન્નત વિચારો તમને ત્રિલોકપતિ બનાવવાને યોગ્ય છે વાસ્તવમાં ત્રિલોકપતિ તે છે કે જે પોતે કષ્ટ સહન કરી બીજાને કષ્ટોમાંથી મુક્ત કરે! આ જ માનવધર્મ છે

પોતે કષ્ટ સહન કરીને પણ બીજાને સુખ આપવું એ જ માનવધર્મ છે

હિરણ્યકે બધાના બંધનો તોડ્યા બાદ ચિત્રગ્રીવના બંધનો તોડ્યા રાજાએ બધા કબુતરોને કહ્યું કે, જે થયું તે થયું હવે પછી થએલી વાતને યાદ કરશો નહિ નહિતો પરસ્પર લડાઇ થશે! બધાના બંધનો છેદી હિરણ્યક કહેવા લાગ્યો કે હું તમારો શું સત્કાર કરું! મારી પાસે એટલું ખાવાનું પણ નથી કે તમને બધાને ખાવાનું આપી શકું! રાજાએ ઉત્તર આપ્યો કે, ખાવાનું દેવું એ કાંઇ મોટું કામ નથી. તમે અમારા બંધનો કાપી નાખ્યા હવે ખાવાની શી ચિંતા છે!

આ પ્રમાણે તમે પણ બીજાને કષ્ટોથી મુક્ત કરવાનો પ્રયત્ન કરો અને એવી ભાવના ભાવો કે હું કષ્ટ સહન કરીને પણ બીજાને સુખ પહોંચાડું! બધાને આત્મ તુલ્ય માનું એના માટે પરમાત્મા પ્રત્યે એવી પ્રાર્થના કરો કે—

दयामय ऐसी मति हो जाय
औरों के सुखको सुख समझूं सुखका करूं उपाय
अपने दुःख में सहूं किन्तु पर दुःख देखा न जाय!
दया०

બીજાને કષ્ટમુક્ત કરવા માટે તમે પોતે કષ્ટસહિષ્ણુ બનો, અને બીજાના સુખમાં તમારું સુખ માનો તો એ જ માનવધર્મ છે અને એ માનવધર્મના પાલનમાં જ સ્વપરનું કલ્યાણ રહેલું છે



# બ્રહ્મચર્ય *

## પ્રાર્થના

કુંથુ જિનરાજ તૂ એસો નહિ કોઇ દેવ-તો જેસો, ।
ત્રિલોકી નાથ તૂ કહીએ હમારી બાંહ દ્રઢ ગહિએ ॥ કુંથુ ॥

**શ્રી કુંથુનાથ** ભગવાનની આ પ્રાર્થના કરવામા આવી છે પરમાત્માની પ્રાર્થના કેવીરીતે કરવી જોઇએ એ વિષે જ્ઞાનીઓ અને ભક્તોએ પોતાના હૃદયગત ભાવો વ્યક્ત કરી જનતાની સમક્ષ અનેક માર્ગો બતાવ્યા છે તેમ છતા બધા લોકો સરળ રીતે પ્રાર્થના કરી શકે એ માટે સાધારણ નિયમ હોવો જોઇએ મહાન્ જ્ઞાનીઓ અને ભક્ત લોકો ગમે તે રીતે પ્રાર્થના કરે, તેમનો માર્ગ તેમના પોતાના માટે સુલભ અને સરળ હોઈ શકે પણ જનસાધારણ માટે એમનો માર્ગ સરળ હોઈ શકે નહિ। એટલા માટે સાધારણ જનતા માટે ભગવાનમા તન્મય થવાનો સરળ માર્ગ કયો છે તે જોવુ જોઇએ આ પ્રકારની જીજ્ઞાસા ઘણા લોકોને થાય છે જો કે આજે કેટલાક લોકોને તો પરમાત્માના નામથી ચીડ ચડે છે અને ઇશ્વર તો બહુ જ ઉપાધી કરનારો છે એમ કહે છે અજ્ઞાનને

---

* રાજકોટ દશા શ્રીમાળી વણીક ભોજનશાળામાં સં. ૧૯૯૨ના શ્રાવણ શુદી ૧૫ ને રવીવારના રો. પૂજ્યશ્રીએ આપેલ જાહેર વ્યાખ્યાન

કારણે જ તેઓ આમ કહે છે પણ તેમના અંતરાત્મામાં જે સ્વાભાવિક તરંગ ઉઠે છે તે તો દરેકને ઈશ્વરની તરફ પ્રેરી રહ્યો છે, એવો જ્ઞાનીઓનો વિશ્વાસ છે અને એ વિશ્વાસના કારણે તેમણે શાસ્ત્રમાં પણ પ્રગટ કર્યો છે આજે મને બ્રહ્મચર્ય વિષય ઉપર બોલવાનું કહેવામાં આવ્યું છે પણ પ્રાર્થના એ મારા આત્માનો વિષય હોવાથી એ વિષે ચાર શબ્દો બોલ્યા વિના મારા આત્માને શાન્તિ થતી નથી, એટલા માટે પ્રાર્થના વિષે થોડુંક કહું છું મારા આત્માને શાન્તિ થશે તો તેથી તમને પણ લાભ થશે

હમણાં મેં જે પ્રાર્થના કરી તે પ્રાર્થના કેવળ મારા એકલાની જ નથી પણ બધાની છે તમે કહેશો કે અમે પ્રાર્થના કરવા ચાહિએ છીએ કે નહિ એ જાણ્યા વિના આમ કેમ કહો છો? ઉપરથી પ્રાર્થના કરવા અમે ચાહતા નથી એમ ભલે કોઈ કહે પણ મારો તો એવો વિશ્વાસ છે કે પ્રાર્થના વિના જીવન ચાલી શકતું નથી કદાચ કોઈ કહે કે, મને સૂર્યના પ્રકાશની જરૂર નથી હું દીપક વગેરેના પ્રકાશથી મારું કામ ચલાવી લઈશ તો આમ કહેનારનું કથન શું બરાબર છે? નહિ કારણ કે સૂર્યની સહાયતા વિના જીવન ટકી જ શકતું નથી જીવનની ગતિ ચાલી શકતી નથી. એટલા માટે સૂર્યના પ્રકાશની અનાવશ્યકતા બતાવનાર ભૂલ કરી રહ્યો છે સૂર્ય જીવનને માટે અત્યુપયોગી છે સૂર્યની પ્રશંસા કરનાર કે નિંદા કરનાર બંનેને સૂર્ય સરખો પ્રકાશ આપે છે, તે કોઈની સાથે ભેદભાવ રાખતો નથી જ્યારે સૂર્યને માટે આમ કહેવામાં આવે છે તો પરમાત્માને માટે જ્ઞાનીઓ તો એમ કહે છે કે—

**સૂર્યાતિશાયિમહિમાસિ મુનીન્દ્ર લોકે—ભક્તામર સૂત્ર**

અર્થાત્—હે! પ્રભો! તારી મહિમા અનન્ત સૂર્યથી પણ વધારે છે આ પ્રમાણે જ્યારે પરમાત્મા અનંત સૂર્યથી પણ વધારે

મહિમાવાળો છે તો શુ તેમની પ્રાર્થના વિના જીવન નભી શકે ખરું? કદાચ તમે એમ કહો કે, સૂર્ય તો પ્રત્યક્ષ જીવનોપયોગી જણાય છે, પણ ઈશ્વર તો પ્રત્યક્ષ દેખાતા નથી આવી દશામા ઈશ્વર છે અને જીવનને માટે તેમની પ્રાર્થના કરવી ઉપયોગી છે એમ અમે કેવીરીતે માની શકીએ?

આ પ્રશ્નના ઉત્તરમા જ્ઞાનીઓ જણાવે છે કે તમારી ચર્મ ચક્ષુઓથી પરમાત્મા જોવામા આવતા નથી એથી શુ થયુ? ચર્મચક્ષુ સિવાય હૃદયચક્ષુ પણ છે અને તે દ્વારા પરોક્ષ વસ્તુ જાણી શકાય છે અને તે ઉપર વિશ્વાસ કરી શકાય છે! પરમાત્માની પ્રાર્થના વિષે જ્ઞાનીઓ પણ એમ જ કહે છે કે, તમે ચર્મચક્ષુઓ ઉપર જ આધાર રાખો નહિ પણ અમારી વાત ઉપર વિશ્વાસ રાખો! તમે નાનપણમા ઘણી વસ્તુઓને જોઈ હોતી નથી પણ માતાના કહેવા ઉપર વિશ્વાસ રાખવાથી તમને લાભ થયો કે હાનિ થઇ? બચપણમા તમે કદાચ સાપને પણ સાપ માનતા નહિ હો, પણ માતાના કહેવા ઉપર વિશ્વાસ રાખવાથી તમે સર્પને સર્પ માની શક્યા, અને સર્પના ડરથી પણ દૂર રહી શક્યા! જ્યારે માતાના કથન ઉપર વિશ્વાસ રાખવાથી તમને લાભ થયો સર્પના ડરથી બચી શક્યા—તો જેઓમા માતાના જેવી દયા રહેલી છે એ જ્ઞાનીઓ ઉપર વિશ્વાસ રાખવાથી તમને હાનિ કેવી રીતે થશે? જ્ઞાનીઓ ઉપર વિશ્વાસ રાખવાથી તમને હાનિ નહિ પણ લાભ જ થશે! એટલા માટે જ્ઞાનીઓ જ્યારે એમ કહે છે કે પરમાત્મા છે, અને તેમની પ્રાર્થના કરવાથી જીવનમા શાન્તિ મળે છે, તો તેમના કથન ઉપર વિશ્વાસ રાખો તેથી તમને હાનિ નહિ પણ લાભ જ થશે

પરમાત્મા પ્રત્યે વિશ્વાસ કેમ સ્થિર રહેતો નથી? એવો પ્રશ્ન ઘણાને થાય છે તો એના ઉત્તરમા જ્ઞાનીઓ કહે છે કે, સાધનની

ખામીને કારણે પરમાત્મા પ્રત્યે વિશ્વાસ સ્થિર રહેતો નથી. પરમાત્મા પ્રત્યે વિશ્વાસ થવાના જે સાધનો છે તેમાનું એક સાધન બ્રહ્મચર્ય છે જો આ સાધન જીવનમા સ્થાન પામ્યુ હોય તો ઇશ્વર ઉપર અવશ્ય વિશ્વાસ સ્થિર રહી શકે

## બ્રહ્મચર્ય

બ્રહ્મચર્ય એ કોઈ સાધારણ માણસના મગજની ઉપજ નથી, પણ આતો મહા પુરુષોએ બતાવેલો સિદ્ધાન્તોમાનો એક પરમ સિદ્ધાન્ત છે આ બ્રહ્મચર્યનો વિષય જ એવો છે કે તે ઉપર અનેક વ્યાખ્યાનો આપવામા આવે તો પણ તેનુ પૂરેપુરુ વર્ણન થઇ શકે નહિ' તો પછી એક દિવસના વ્યાખ્યાનમા બ્રહ્મચર્યનુ સપૂર્ણ વર્ણન કેમ થઇ શકે? છતા બ્રહ્મચર્ય વિષે આજે કહેવાનુ છે એટલે પૂર્ણ તો પણ અપૂર્ણ કરી કહેવુ પડે છે તમે પણ એને સાવધાન થઇ સાભળો

દુનિયામા કોઇપણ એવો ધર્મ નથી કે જેણે બ્રહ્મચર્યનો મહિમા વર્ણવ્યો ન હોય બીજા ધર્મો બ્રહ્મચર્ય વિષે શુ કહે છે તે વિષે આજે ન કહેતા જૈન ધર્મ બ્રહ્મચર્ય વિષે શુ કહે છે તે કહું છુ જૈન શાસ્ત્ર બ્રહ્મચર્યનો મહિમા વર્ણવતા કહે છે કે —

"जम्बू ! एत्तो य बंभचेरं तवनियमनाणदंसणचरित्तसम्मत्त विणयमूलं यमनियमगुणप्पहाणजुत्तं हिमवंत महंत तेयमंत पसत्थ गंभीर थिमिय मज्झे" (પ્રશ્ન વ્યાકરણ ચોથો સંવર)

ભગવાન સુધર્મા સ્વામી પોતાના મોટા શિષ્યને કહે છે કે, હે' જબૂ' હવે હું તને બ્રહ્મચર્યનો વિષય કહું છુ

બ્રહ્મચર્ય એટલે શુ? તે આપણે પહેલા જોઇએ બ્રહ્મચર્યમા બ્રહ્મ અને ચર્ય એ બે શબ્દો છે બ્રહ્મ શબ્દનો આત્મા કે સત્ય, તપ, ક્ષમાદિ ગુણ એવો અર્થ થાય છે 'બ્રહ્મ' શબ્દમા બધા

સદ્ગુણોનો સમાવેશ થઈ જાય છે અને જે ક્રિયાદ્વારા એ ગુણોની ~ થાય છે તે ક્રિયાનુ નામ 'ચર્ય' છે આ પ્રમાણે જે ગુણો અને જે સાધનોદ્વારા આત્માનો સાક્ષાત્કાર થાય તે બ્રહ્મચર્ય કહેવાય છે

સુધર્માસ્વામી જમ્બુસ્વામીને કહે છે કે, "બ્રહ્મચર્ય, તપનિયમ, જ્ઞાન દર્શન, ચારિત્ર સમ્યક્ત્વ અને વિનયનુ મૂળ છે જે પ્રમાણે વૃક્ષમા થડ ડાળી, ફળ-ફુલ-પાદડા વગેરે હોય છે પણ એ બધાનો આધાર તો મૂળ જ હોય છે મૂળ છે તો તેના આધારે વૃક્ષ ફાલેફુલે છે પણ જો મૂળ ન હોય તો વૃક્ષ પણ ટકી શકતુ નથી આ જ પ્રમાણે બ્રહ્મચર્ય પણ બધી ઉત્તમ ક્રિયાઓનુ મૂળ છે જ્યા બ્રહ્મચર્ય છે ત્યાજ બધી ઉત્તમ ક્રિયાઓ પાર પડી શકે છે શુભક્રિયાઓમા પહેલા તપ બતાવવામા આવ્યુ છે પણ એ તપ પણ બ્રહ્મચર્ય વિના સાર્થક સિદ્ધ થતુ નથી કહ્યુ છે —

તપો વૈ બ્રહ્મચર્યમ્—ઉપનિષદ્

અર્થાત્—બ્રહ્મચર્ય એ જ તપ છે જે તપમા બ્રહ્મચર્યને સ્થાન નથી વાસ્તવમા તે તપ જ નથી કારણ કે જ્યારે મૂળ જ નથી તો વૃક્ષ ક્યાથી હોય ? બ્રહ્મચર્ય એ તપનુ મૂળ છે આ જ પ્રમાણે નિયમ જ્ઞાન દર્શન, ચારિત્ર, સમ્યક્ત્વ વિનય વગેરેનું પણ બ્રહ્મચર્ય મૂળ છે યમ નિયમમા પણ બ્રહ્મચર્ય પ્રધાન છે યમ અર્થાત્ મહાવ્રત અને નિયમ અર્થાત્ ત્યાગ પ્રત્યાખ્યાન જે પ્રમાણે પર્વતોમા હિમાલય પર્વત પ્રધાન છે તે જ પ્રમાણે યમનિયમમા પણ બ્રહ્મચર્ય પ્રધાન છે

આપે કદાચ હિમાલય પર્વત ન પણ જોયો હોય પણ તેને કારણે તમને જે સુખ શાન્તિ મળી રહી છે તેનો વિચાર કરો તો તેના ઉપકાર આગળ તમારુ માથુ નીચે નમી જશે આજ પ્રમાણે

બ્રહ્મચર્યની શક્તિ ઉપર વિચાર કરવામાં આવે તો એવો કોઈક જ સમજુ માણસ હશે કે જે એમ ન કહે કે, જે પોતાનામાં શક્તિ છે તે બ્રહ્મચર્યની જ શક્તિ છે બ્રહ્મચર્યનો જે મહિમા તમે ગાઓ છો તેથી ઘણો વિશેષ મહિમા શાસ્ત્રમાં વર્ણવવામાં આવ્યો છે' કદાચ તમે એમ કહો કે, શાસ્ત્રમાં બ્રહ્મચર્યનો જેવો ચમત્કાર વર્ણવામાં આવ્યો છે તેવો ચમત્કાર બતાવનાર બ્રહ્મચારી અમારા જોવામાં આવે તો અમે માની લઈએ પણ અમને કોઈ એવો ચમત્કારી બ્રહ્મચારી જોવામાં જ આવતો નથી એટલે અમે કેવીરીતે એમ માની શકીએ? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, એવો ચમત્કાર જોવામાં આવતો નથી પણ કલ્પનામાં તો આવે છે કે નહિ? તમે કહેશો કે કલ્પનામાં આવેલી વાત શા કામની? પણ કેટલીક વાતો એવી હોય છે કે જે સાક્ષાત્ જોવાથી જ કામમાં આવે છે, અને કેટલીક વાતો એવી હોય છે કે જે કલ્પનાથી જ કામમાં આવે છે હું આ વાતનો તમને પરાણે સ્વીકાર કરાવવા ચાહતો નથી પણ જો તમે મારા કથન ઉપર ઊંડો વિચાર કરશો તો તે વાત તમે પોતે માનતા થઈ જશો આજે બુદ્ધિવાદનો જમાનો ચાલે છે એટલે પ્રત્યેક વાત બુદ્ધિની કસોટીએ ચડાવ્યા બાદ જ માનવામાં આવે છે હું પણ એજ કહું છું કે, તમે મારા કથનને હૃદયની કસોટી ઉપર ચડાવ્યા બાદ જ સ્વીકાર કરો જો કોઈ વાતને હૃદય સ્વીકાર ન કરે તો તેને માનો નહિ' જ્ઞાનીઓ પણ એજ કહે છે કે, અમારી પ્રત્યેક વાતને હૃદયની કસોટીએ ચડાવ્યા બાદ જ સ્વીકાર કરો

જે વાત પ્રત્યક્ષ નથી પણ કલ્પનામાં આવે છે તે વાતને સમજમાં કેમ ઉતારી શકાય? એવો પ્રશ્ન ઉભો થાય છે આ પ્રશ્નનો ઉત્તર એ છે કે નિશાળમાં ભણનાર છોકરાઓ રેખાગણિતમાં ભૂમધ્ય રેખાની જગાઈ માની એક લીટી મનાવે છે પણ વાસ્તવમાં ભૂમધ્ય

રેખાની જાડાઇ જ નથી જ્યારે ભૂમધ્ય રેખાની જાડાઇ જ નથી તો પછી તેની કલ્પના કેમ કરવામા આવે છે અને તે શા માટે દોરવામા આવે છે ? આને માટે એમ કહેવામા આવે છે કે, ભૂમધ્યની રેખા બનાવ્યા વિના-તેની કલ્પના કર્યા વિના-આગળ કામ જ ચાલી શકતુ નથી

આ જ પ્રમાણે પૂર્ણ બ્રહ્મચારીને બધી શક્તિ પ્રાપ્ત થાય છે, તેને કોઇ શક્તિ બાકી રહેતી નથી ભલે તે શક્તિ પ્રત્યક્ષ દેખાતી ન હોય પણ તેની પાછળ શાસ્ત્રની કલ્પના હોય તો એ કલ્પનાને માનવામા તમને કાઇ નુકશાન નથી અને તે કથન કલ્પનાયુક્ત હોય તો પણ જો તમે એ કલ્પનાને દૃષ્ટિમા રાખી તે તરફ ગતિ કરો તો તમને લાભ જ થશે ! જેમ રેખાગણિતમા ભૂમધ્ય રેખાને માનવાથી જ કામ ચાલે છે તે જ પ્રમાણે બ્રહ્મચર્યમા પણ પૂર્ણ બ્રહ્મચર્યનો આદર્શ માનવો આવશ્યક છે પછી ભલે તે આદર્શ કલ્પનાનો જ કેમ ન હોય !

આ પૂર્ણ બ્રહ્મચર્યની વાત થઇ હવે અપૂર્ણ બ્રહ્મચર્ય કેવુ હોય છે, અને અપૂર્ણમાથી પૂર્ણમા કેમ જઇ શકાય એ વિષે વિચાર કરીએ

જ્ઞાનીઓ કહે છે કે સમસ્ત ઇન્દ્રિયો ઉપર કાબુ રાખવો, અને વિષયભોગમા ઇન્દ્રિયોને પ્રવૃત્ત થવા ન દેવી એ પૂર્ણ બ્રહ્મચર્ય છે અને વિર્યની રક્ષા કરવી તે અપૂર્ણ બ્રહ્મચર્ય છે આજે બ્રહ્મચર્યની સીમા વિર્યરક્ષા સુધી જ માનવામા આવે છે પરતુ વાસ્તવમા સમસ્ત ઇન્દ્રિયો અને મનને વિષયો તરફ જવા ન દેવા એ જ પૂર્ણ બ્રહ્મચર્ય છે વિર્યરક્ષા તો અપૂર્ણ બ્રહ્મચર્ય છે આ અપૂર્ણ બ્રહ્મચર્યનુ પાલન કરીને પૂર્ણ બ્રહ્મચર્યમા પણ પહોચી શકાય છે

શ્રી ઉત્તરાધ્યયન સૂત્રના ૧૬મા અધ્યયનની નિર્યુક્તિમાં બ્રહ્મચર્યના ચાર ભેદ બતાવવામાં આવ્યા છે નામ બ્રહ્મચર્ય, સ્થાપના બ્રહ્મચર્ય, દ્રવ્ય બ્રહ્મચર્ય અને ભાવ બ્રહ્મચર્ય

જેઓ નામથી તો બ્રહ્મચારી છે પણ બ્રહ્મચર્યનું પાલન કરતા નથી તેમને માટે શાસ્ત્ર કહે છે કે તે નામથી બ્રહ્મચારી છે આ પ્રમાણે કેવળ નામ બ્રહ્મચર્યથી કાંઈ વળતું નથી તેની સાથે ભાવથી પણ બ્રહ્મચર્ય હોવું જોઈએ જેઓ ભાવથી બ્રહ્મચર્ય ન હોય પણ કેવળ નામથી બ્રહ્મચારી છે, તેઓ દુનિયામાં સન્માન પ્રાપ્ત કરવા માટે પોતાને નામથી બ્રહ્મચારી કહેવડાવે છે જેમ દુનિયામાં હીરા-મોતી પહેરનારાઓ આદર પામે છે એ જોઈ કેટલાક લોકો પોતાની પાસે સાચા હીરા-મોતી પહેરવા ન હોવાથી કેવળ આદર-સન્માન પામવા માટે, ખોટા હીરા-મોતી પણ પહેરે છે તેમનો ખોટા હીરા-મોતી પહેરવાનો ઉદ્દેશ કેવળ લોકોને નજર કરી ઠગવા સિવાય બીજો કાંઈ હોતો નથી આ જ પ્રમાણે દુનિયામાં બ્રહ્મચારીનું આદર-સન્માન થતું જોઈ તેવું આદર-સન્માન પામવા માટે કેટલાક લોકો નામના બ્રહ્મચારી બની જાય છે, પણ બ્રહ્મચર્યનું પાલન કરતા નથી આવા બ્રહ્મચર્યને શાસ્ત્રકારો નામથી બ્રહ્મચર્ય કહે છે આ નામ બ્રહ્મચર્યની વાત થઈ

સ્થાપના બ્રહ્મચારી તે છે, કે જે પોતે બ્રહ્મચર્યનું પાલન કરી શકતા નથી પણ બ્રહ્મચર્ય કે બ્રહ્મચારીની મૂર્તિ બનાવી, તેને માનવાથી પોતાનું કામ ચાલી જશે એમ વિચાર કરી તે મૂર્તિ સ્થાપિત કરી માને છે તે સ્થાપના બ્રહ્મચર્ય છે એમ જ્ઞાનીઓ કહે છે આ સ્થાપના બ્રહ્મચર્યથી કોઈ ખાસ લાભ થતો નથી જે ગુણને કારણે તમે તેની મૂર્તિને માની રહ્યા છો એ ગુણનું પાલન તમે પોતે કરો તો જ લાભ થઈ શકે

ત્રીજુ દ્રવ્ય બ્રહ્મચર્ય છે શારીરિક શકિત વગેરેને માટે જે બ્રહ્મચર્ય પાલન કરવામા આવે છે તે દ્રવ્ય બ્રહ્મચર્ય છે આ દ્રવ્ય બ્રહ્મચર્યથી શારીરિક શકિત પ્રાપ્ત થાય છે કહ્યુ છે કે —

**ब्रह्मचर्यप्रतिष्ठाया वीर्यलाभ ।**—યોગસૂત્ર

દ્રવ્ય બ્રહ્મચર્યના પાલનથી વીર્યની રક્ષા થાય છે જેમનામા વીર્ય હોય છે તે વીર્યવાન કહેવાય છે

આ જે દેશમા રોગ, શોક, દરિદ્રતા વગેરે જ્યા ત્યા જોવામા આવે છે તે બધાનું કારણ કેવળ વીર્યનાશ છે આજે નકામી ચીજની માફક વીર્યનો દુરુપયોગ કરવામા આવે છે વીર્યમા કેટલી બધી શક્તિ રહેલી છે એ ન જાણવાને કારણે જ લોકો વિષયભોગમા વીર્યને નષ્ટ કરી રહ્યા છે અને તેમાજ આનદ માની રહ્યા છે અને જ્યારે સતાનોત્પત્તિ વધારે થાય છે ત્યારે ગભરાઈ જાય છે સંતાનો વધારે થવાથી તે લોકો ગભરાઇ તો જાય છે, પણ તેમનાથી મૈથુનનો ત્યાગ થઈ શકતો નથી ભારતીયોને માટે આ વાત સહુજ વિચારણીય છે ભલે પરદેશના લોકો બ્રહ્મચર્યનું મહત્ત્વ જાણતા ન હોય, કે માનતા ન હોય, પરતુ ભારતમા તો એવા એવા મહાન્ બ્રહ્મચારીઓ પેદા થયા છે કે જેમણે બ્રહ્મચર્યદ્વારા મહાન્ શક્તિને પ્રાપ્ત કરી જગતને એવી શિક્ષા આપી છે કે આ બ્રહ્મચર્યના માર્ગે ચાલવાથી જ માનવસમાજનું કલ્યાણ થવાનુ છે બ્રહ્મચર્ય એ કલ્યાણનો માર્ગ છે એ જાણવા છતા વિષયભોગમા જ આનદ માને છે, અને જ્યારે સતાનો પેદા થાય છે ત્યારે તેના નિરોધ માટે કૃત્રિમ ઉપાયોના ઉપયોગ કરે છે આ ઘોર અન્યાય છે વીર્યને વ્યર્થ વેડરી નાખવા જેવો બીજો કોઇ અન્યાય નથી

આપણામા જે શકિત અને સાહસ છે તે વીર્યના પ્રતાપથી જ છે જો શરીરમા વીર્ય ન હોય તો મનુષ્ય હરવુ ફરવુ, ઉઠવુ-બેસવુ આદિ ક્રિયા પણ કરી શકે નહિ

આ પ્રમાણે વીર્યની રક્ષા કરવામા લાભ છે અને વીર્યને નષ્ટ કરવામા નુકશાન છે આજે ભારતની જે દીનહીન અવસ્થા જોવામા આવે છે તેનુ પ્રધાન કારણ વીર્યનાશ જ છે જે વીર્યના પ્રતાપથી સો વરસ સુધી વાળ સફેદ થયા વિના, દાત પડ્યા વિના, આખની શકિત ઓછી થયા વિના જીવી શકાય છે એ વીર્યને ખરાબ કામોમા કે સામાન્ય રમત ગમતમા નષ્ટ કરવુ એ કેટલુ બધુ ખરાબ છે? જે લોકો બ્રહ્મચર્યની મર્યાદા બરાબર પાળતા નથી તે લોકોના લીધે ભારતની આવી અવદશા થવા પામી છે તમને બ્રહ્મચર્ય તરફ પ્રેમ હોય પણ ખાલી વાતો કરવાથી કાઇ વળતુ નથી માટે બ્રહ્મચર્યને જીવનમા ઉતારો તો જ બ્રહ્મચર્ય તરફ તમને સાચો પ્રેમ છે એમ કહી શકાય! આજે તો બ્રહ્મચર્યના સામાન્ય નિયમોનુ પણ પાલન થતુ નથી અને તેથીજ હાનિ થઇ રહી છે

ચોથુ ભાવ બ્રહ્મચર્ય છે શાસ્ત્રકારોએ ભાવ બ્રહ્મચર્યના દશ નિયમો બતાવ્યા છે આ દશ નિયમો પૂર્ણ બ્રહ્મચારી અને મુનિઓને માટે છે અપૂર્ણ બ્રહ્મચારીને માટે પણ દશ નિયમો છે જે વિવાહિત-અવિવાહિત-યુવાન વૃદ્ધ બધાને માટે લાભપ્રદ છે તમે પણ એ નિયમો ઉપર શ્રદ્ધા રાખી તેનુ પાલન કરો તમે બીજી અનેક પ્રકારની દવા લીધી હશે પણ વીર્યરક્ષાની દવા કરી નહિ હોય! આ નિયમો એ વીર્યરક્ષાની દવા છે તમે આ દવાનો ઉપયોગ કરી જુઓ કે તેથી કેવો મોટો લાભ થાય છે!

અપૂર્ણ બ્રહ્મચર્યને માટે જે દશ નિયમ બતાવવામા આવે છે તેમા પહેલો નિયમ ભાવના છે માતા-પિતાએ એવી ભાવના

ભાવવી જોઇએ કે મારા પુત્ર વીર્યવાન અને જગત્કલ્યાણ કરનારો બને ! તમે કહેશો કે આ પ્રમાણે ભાવના કરવાથી શો લાભ? પણ ભાવના ભાવવાથી પણ બહુજ લાભ થાય છે તમે લોકો જે અહીં બેઠા છો તેમા તમને જુદા જુદા સ્વપ્નો આવતા હશે તેનું શુ કારણ? તેનું એજ કારણ છે કે બધાની ભાવના જુદી જુદી હોય છે એ તો તમે જાણો જ છો કે, જેવી ભાવના હોય છે, સ્વપ્ન પણ તેવુ જ આવે છે આ જ પ્રમાણે સતાનના વિષયમા માતા-પિતાની જેવી ભાવના હોય છે, સતાનના વિચારો પણ તેવા જ થાય છે અને જે પ્રમાણે ભાવનાથી સ્વપ્નનું નિર્માણ થાય છે, તેજ પ્રમાણે ભાવનાથી સતાનોના વિચારોનું અને કાર્યોનુ નિર્માણ થાય છે નીચ વિચાર કરવાથી શુ ખરાબ સ્વપ્ન આવતું નથી! આવે જ છે આ જ વાત સતાનના વિષે પણ સમજો સતાન વિષે તમે જેવી ભાવના ભાવશો આગળ જતા સતાન પણ તેવા જ બનશે એટલા માટે સતાન વિષે તથા તમારા પોતાના વિષે બ્રહ્મચર્યની જ ભાવના ભાવો

બ્રહ્મચર્યનો બીજો નિયમ ભોજનના વિવેક વિષે છે કેટલાક લોકો એમ સમજે છે કે, જે ખાન-પાનમા આનદ આવે તે જ ભોજન છે પણ આ ભૂલ છે બ્રહ્મચારીના ભોજનમા અને અબ્રહ્મચારીના ભોજનમા ઘણું અતર હોય છે ગીતામા રજોગુણી તમોગુણી અને સતોગુણીનું ભોજન જુદુ જુદુ બતાવ્યુ છે વૈદિક શાસ્ત્રમા પણ બ્રહ્મચારીનુ ભોજન જુદુ બતાવ્યુ છે પણ આજે ઘણાય લોકો જીભને વશ થઇ ભોજનના ગુલામ બની રહ્યા છે! જો તમે તમારી જીભ ઉપર પણ કાબુ મેળવી શકશો નહિ તો આગળ કેમ વધી શકશો! વિદ્યાભ્યાસ અને શાસ્ત્ર શ્રવણનુ ફળ એજ છે કે ખરાબ કર્મોમા પ્રવૃત્તિ ન કરવી પણ આજે ખાન-

પાનના મંમધમા ઘણીજ ભૂલ થઇ રહી છે અને વિદ્યાભ્યાસનું ફળ જાણે ખાન-પાનમા ભાન ભૂલી જવુ એમ ન હોય એવી સ્થિતિ થઇ રહી છે !

આજે ચા પીવાનો એટલો બધો શોખ વધવા પામ્યો છે કે તે વિષે વાત જ પૂછો નહિ ! રોગને કારણે કોઈક વખતે ચા પીવી એ વાત જુદી છે પણ ચા એ 'પેય વસ્તુ છે એમ માની સ્ત્રીઓ પોતાના બાળકોને ચા પીવડાવે અને ચા પાવાથી બાળકમા તેજી આવશે એમ માની ચા પીવી અને બીજાને પીવરાવવી એ વાત પણ જુદી છે ચા એક ઝેરી પદાર્થ છે, એને એના સેવનથી શરીરને કેટલી બધી હાનિ થાય છે તે જરા જુઓ આજે ચાએ કેવુ અનુ પોતાનું આધિપત્ય જમાવ્યુ છે એ વિષે એક કવિએ કહ્યું છે કે—

" ચાય તારી ચાહના જ્યાં ત્યા વિશેષે વધી પડી
પોહ ફાટતાં મુખ ફાટતાં તુજ માટે તલસે જીભડી
" દાતણ કર્યું કે ના કર્યુ પણ રાડ તુ તો ઝટ ખડી
તારો અમોને હિંદમાં, જોટો બીજે મળતો નથી
અફીણ નહિ તુ એટલે જ્યાં શાક લેવા જન જતા,
બજારમાં સુખ શાંતિ ગૃહમાં દેખી તુજને બેસતા
બકવાદ પણ તારો થતો ને જગતુ તુજ જાપથી
નાસી ગયાં એ દુધ દહીં પાપિણી તારા પાપથી
મિજમાન જ્યાં આ યા ઘરે સત્કાર તારાથી થતો
ઉત્સવ અને મીજબાનીસ વિષે વૈભવ ન તુજ વિણ છાજતો
નાટક વિષે ચેટક વિષે મુસાફરીમાં તુ ખડી
ખૂબ ગરમ ફડફડતી કલેજુ બાળીને કરી ઠીકરી
આચાર ભ્રષ્ટ કર્યો વળી ને જગતુ તુજ જાપથી
કરી મદ જઠર અનૂપ તુ ધાતુને બાળી નાંખતી

ચૂસ્ત ચૂસે રક્ત નિશદિન રાજના રાણી કર્યાં
આશ્રય વૈદ્ય હકીમ ડાક્ટર સર્વને તે વશ કર્યાં

? યાચના દાતાર યાચાધીશ પણ તુજને વર્યાં
ફરિયાદ તારી ક્યાં કરૂં સર્વને તેં વશ કર્યા

ભૂલો તને હું દોષ દેતા ? બિચારી શું કરે
જ્યાં ભક્તજન અંધ થઇને દીપ લઇ કુવે પડે

સર્પ છંછેડયો સૂતેલો તો કરતાં વાર શું ?
છેડી તુને વળગી પડી ત્યાં દોષ તુજ લગાર શું ?

ચારે તરફ ઘોર અંધકાર પથરાએલો છે અને એ અંધાધુંધીમાં લોકો અહીંતહીં ભટકી રહ્યા છે. કોઈ માણસ નાગણને માળા સમજી ગળામાં પહેરે અથવા ઘરમાં સંઘરી રાખે તો તે માણસ હજી અંધકારમાં પડેલો છે એમ કહી શકાય? તમે કહેશો કે, એવો કો માણસ હશે કે જે ઝેરીલી નાગણને પોતાના ઘરમાં સંઘરી રાખે, પણ હું પૂછું છું કે શું ચા નાગણની માફક ઝેરીલી નથી? જે સમયે પ્રભુની પ્રાર્થના કરવાની હોય છે અને પોતાનો દૈનિક કાર્યક્રમ ગોઠવવાનો હોય છે તેવા સમયે ચાનો જાપ કરવો ક્યાંસુધી યોગ્ય છે તેનો વિચાર કરો. તમે કહેશો કે ચા તો લાભ પહોંચાડે છે તો તમે કોઈ ડાક્તરને પૂછી જુઓ કે ચા લાભ પહોંચાડે છે કે હાનિ પહોંચાડે છે? જે ચાનો ગુલામ હશે તે ડાક્તર ભલે ચાને સારી કહે બાકી ચાની કોઈ પ્રશંસા કરશે નહિ. જ્યારે ગરમાગરમ ચા બાળકોના પેટમાં જતી હશે ત્યારે બાળકોની ધાતુઓને કેટલી બધી હાનિ પહોંચતી હશે! અને ધાતુ ક્ષીણ થવાથી કેટલા બધા રોગો પેદા થતા હશે! જો ચાથી થએલી હાનિનો ઇતિહાસ જોવામાં આવે તો ઘણું રહસ્ય જાણવામાં આવે. આજે ચુડેલનો વહેમ તો લોકોમાંથી ઓછો થતો જાય છે પણ આ ચા ચુડેલ એવી છે કે

આ ખરાબ ભાવનાને કારણે ઉચિત–અનુચિતનો તેઓ વિવેક રાખતા નથી। જો એકપત્નીવ્રતની ભાવના હોય તો આવી ખરાબ સ્થિતિ ઉભી થાય નહિ ! પણ એક પત્નીવ્રતની ભાવના ન હોવાને કારણે અનેક સ્ત્રીઓ પુરુષોની વિષયવાસનાની ભોગ થઇ પડે છે।

કહેવાનો આશય એ છે કે, બ્રહ્મચર્યના પાલન માટે સર્વ પ્રથમ ભાવના શુદ્ધ રાખવી, બીજુ ભોજન ઉપર નિયંત્રણ રાખવુ અને ત્રીજુ પહેરવેશ કેવો રાખવો તેનુ ધ્યાન રાખવુ પોશાકનો ભાવનાની સાથે પણ ગાઢ સંબંધ છે અમે સાધુજનો બ્રહ્મચર્યનુ પાલન કરીએ છીએ એટલા માટે અમારે વસ્ત્રનું બહુ ધ્યાન રાખવુ પડે છે જો અમે લોકો સફેદ વસ્ત્રને બદલે રંગીન કપડા પહેરીએ તો તમે લોકો અમને ઉપાલભ આપશો અને સાધુઓને માટે રંગીન વસ્ત્રો પહેરવા અનુચિત છે એમ કહેશો પણ વસ્ત્રના વિષયમા જેમ સાધુઓને માટે જુઓ છો તેજ પ્રમાણે તમે તમારા પોતાના વિષે કેમ જોતા નથી ?

કેટલાક લોકો અમે ખાદી પહેરીએ કે વિલાયતી કપડા પહેરીએ એમા શુ થયુ ? વસ્ત્રો તરફ રાગદ્વેષ શા માટે રાખવો એમ વસ્ત્રો વિષે પોતાની ફીલોસફીનું પ્રદર્શન કરે છે આ પ્રમાણે વસ્ત્રની વાતને રાગદ્વેષનું રૂપ અને કેટલાક લોકો ખાદીના વસ્ત્રને રાજનૈતિક રૂપ આપે છે, પણ વાસ્તવમા ખાદીમા મીલના વસ્ત્રમા અને વિલાયતી વસ્ત્રમા ઘણુ અંતર રહેલુ છે પહેલા તો એ જુઓ કે, મીલના અને ચરબી લાગેલા વસ્ત્રોનો પ્રારંભ ક્યારથી થયો છે।

વસ્ત્ર બનાવવાની કળા ભગવાન ઋષભદેવે બતાવી હતી શુ તેઓ યંત્રકળાથી અનભિજ્ઞ હતા કે તેમણે મિલનું નિર્માણ કરવુ અને તે દ્વારા વસ્ત્ર બનાવવાનુ બતાવ્યુ નહિ ? વાસ્તવમા તેઓ યંત્રકળાથી અનભિજ્ઞ ન હતા પણ યન્ત્રકળામાં જગતનો નાશ રહેલો

આજે બાળક અને વૃદ્ધનું ખાનપાન પણ એક સરખું થઇ રહ્યું છે ! વૃદ્ધ લોકો બાળકોને પોતાની સાથે જ ભોજન કરવા માટે બેસાડે છે અને કહે છે કે બાળકોને સાથે બેસાડ્યા વિના ભોજન કેમ ભાવે ! પણ તે વૃદ્ધો એટલું વિચારતા નથી કે, જે ભોજનમાં મરી મસાલો વાપરવામાં આવ્યો છે, જે ભોજન ગરિષ્ઠ છે અને જે ભોજન વધારે તામસિક છે એ બાળકોને માટે કેમ યોગ્ય કહી શકાય ! એવા ભોજનથી તો બાળકોની ધાતુઓનો ક્ષય થાય છે

આજ પ્રમાણે સ્ત્રીઓએ પણ ખાનપાનમાં વિવેક કેળવવાની જરૂર છે સધવા અને વિધવા, વિવાહીતા અને કુમારી સ્ત્રીઓએ પણ ભોજનમાં વિવેક રાખવો જોઇએ ખાનપાનનો વિવેક ન રાખવાને કારણે, તથા ભાવના શુદ્ધ ન રાખવાને કારણે આજની કુમારિકાઓ નાની વયમાં ઋતુમતી બની જાય છે અને પછી તેમના સંતાનો નિર્બળ પેદા થાય છે ! એટલા માટે બ્રહ્મચર્યની ભાવના કુમારીકાઓમાં પણ ભરવી જોઇએ આજના માતા પિતા પોતાના પુત્ર પુત્રીઓને ' તારા માટે કેવી વહુ લાવીએ,' કે " તારા માટે કેવો વર લાવીએ વગેરે વાતો કહી પોતે પ્રેમ કરે છે એમ માને છે પણ વાસ્તવમાં આવા ખોટા પ્રેમદ્વારા તેઓ પુત્ર પુત્રીઓમાં નાનપણથી ખરાબ સંસ્કારો પાડે છે આજે સ્ત્રીઓનું અધિક મરણ પ્રસુતિગૃહમાં થાય છે તેનું કારણ નાની ઉમરે સગર્ભા થવું એ પણ છે

પ્રસવ વેદના વધવામાં પુરુષોનો અત્યાચાર પણ એક કારણ છે મન ઉપર કાબુ ન રાખવાથી તથા ખાનપાન વગેરેનો વિવેક ન રાખવાથી જ આવી ખરાબ સ્થિતિ પેદા થવા પામી છે ! આજે જે કેટલાક લોકો ધનવાન છે તે લોકો એમ વિચારે છે કે અમે તો મોજ કરીએ જો સ્ત્રી મરી જશે તો બીજી સ્ત્રી ક્યાં મળતી નથી ?

છે એમ તેઓ માનતા હતા ' એટના માટે તેમણે યત્રકના જેવી તોફાની કળા બતાવી નહિ, પણ જનતાનું જીવન નભી શકે, અને કોઇ પ્રકારની હાનિ પણ થાય નહિ એવી સાદી કળા બતાવી જબુદ્વિપપન્નતિમા કહ્યુ છે કે ભગવાન ઋષભનાથે જે કળા બતાવી તે **जणहियद्वयाए** અર્થાત્ જનતાનાહિત માટે બનાવી ભગવાન યત્રકળાને એક પ્રકારનુ તોફાન માનતા હતા એટના માટે તેમણે એ કળા બતાવી નહિ પણ જનતાના જીવનનો નિર્વાહ સારી રીતે થઇ શકે એવી સાદી કળા બતાવી

કહેવાનો ભાવાર્થ એ છે કે, પહેરવેશમા પણ વિવેક રાખવાની જરૂર છે સાદા પહેરવેશમા અને ચમકીના પહેરવેશ પહેરનારની ભાવનામા પણ અતર હોય છે જે લોકો મીલના ચમકીના વસ્ત્ર પહેરે છે તેઓ ખાદી પહેરી જુએ તો તેમને જણાશે કે, વાસ્તવમા વસ્ત્રની સાથે ભાવનાનો કેટલો બધો સબધ છે કદાચ કોઇ કહે કે કેટલાક ખાદી પહેરનારાઓ પણ લુચ્ચા અને નઠારા હોય છે ' તો આ પ્રશ્નનો ઉત્તર એ છે કે સાધુવેશ ધારણ કરનારાઓમા પણ શુ કેટલાક લોકો ખરાબ નથી હોતા શુ ? સાધુઓમા કોણ સારો અને કોણ ખરાબ છે તેનો નિર્ણય જેમ કરો છો તેમ ખાદી પહેરનારાઓમા પણ સારા-નરસા માણસનો નિર્ણય કરી શકો છો કોઇ ખાદી ધારણ કરનારો માણસ લુચ્ચો કે ખરાબ હોય એથી કાઇ બધા ખાદી ધારણ કરનારાઓ ખરાબ કે લુચ્ચા છે એમ કહી શકાય નહિ ' કહેવત છે કે, ' ફેશનની ફાસી અને સાદાઇ આઝાદી અર્થાત્ ફેશનથી બધન વધે છે અને સાદાઇથી આઝાદી મળે છે એટલા માટે વીર્યરક્ષા માટે સાદાઇ ધારણ કરી પોશાક પહેરવામા ધ્યાન રાખવુ પરમાવશ્યક છે

વીર્યનાશનુ એક કારણ એકજ ઓરડામા એકજ પથારી ઉપર સ્ત્રી-પુરુષે શયન કરવુ એ પણ છે એકજ મકાનમા એકજ પથારી

ઉપર સુવાથી વીર્ય સ્થિર રહી શકતુ નથી શાસ્ત્રમા જ્યા સ્ત્રી અને પુરુષના સુવાનું વર્ણન આવ્યુ છે ત્યા મધ્યે કેમાળે સ્ત્રી પુરુષો જુદા જુદા શયનાગારમા સુતા હતા એવુ વર્ણન મળે છે પણ આજે આ નિયમનું પાલન થતું જોવામા આવતું નથી

વીર્યનાશનું એક કારણ નિષ્ક્રિય બેઠા રહેવું એ પણ છે જે લોકો શરીર અને મનને સારા કામમા રોકતા નથી તે લોકોનુ પણ વીર્ય સ્થિર રહી શકતું નથી જો શરીર અને મનને નિષ્ક્રિય રાખવામા ન આવે તો વીર્યને હાનિ પહોચતી નથી

રાતના સમયે ખૂબ જાગતા રહેવુ સૂર્યોદય થયા પછી સુતા રહેવુ અને અશ્લીલ સાહિત્ય વાચવુ એ પણ વીર્યનાશના મુખ્ય કારણો છે અશ્લીલ ચિત્ર જોવાથી અને અશ્લીલ પુસ્તકો વાચવાથી પણ વીર્ય સ્થિર રહેતું નથી આજે જ્યા ત્યા અશ્લીલ પુસ્તકો વાચવાનો, અશ્લીલ ચિત્રો જોવાનો પ્રચાર થએલો જોવામા આવે છે આજે મહાપુરુષો અને સતીઓના જીવનચરિત્રો વાચવાને બદલે અશ્લીલતાથી ભરેલા પુસ્તકો લોકો શોખપૂર્વક વાચે છે પણ તેથી જીવનમા કેવો વિકાર પેદા થાય છે તેનો વિચાર કરતા નથી કહેવત છે કે, ' વાચન તેવો વિચાર ' આ કહેવત પ્રમાણે અશ્લીલ પુસ્તકોના વાચનથી લોકોના વિચારો પણ અશ્લીલ બનતા જાય છે

નાટક-સીનેમા જોવા એ પણ વીર્યનાશનું એક કારણ છે આજકાલ નાટક-સીનેમાની ધમાલ પણ બહુ વધવા પામી છે જ્યા જુઓ ત્યા ગરીબથી લઈ ધનિકો સુધી બધાને નાટક-સીનેમામા રસ લેવાના પ્રયત્નો કરવામા આવે છે અને એ રીતે વીર્યનાશ કરવામા નાટકો સાધનભૂત નીવડે છે

કોઈ એમ કહે કે, બધા નાટકો ખરાબ હોતા નથી, કેટલાક નાટકો ઘણા સારા હોય છે ઘણા નાટકોમા રામ-હરિશ્ચંદ્ર

જેવા મહાત્માઓનું ચિત્ર બતાવવામાં આવે છે એમના માટે નાટક જોવામાં શું વાંધો છે? આ પ્રશ્નનો ઉત્તર એ છે કે, જો કોઈ બાગમાં બે ચાર વૃક્ષો સારા હોય અને બાકીના બધા વૃક્ષો ઝેરી હોય તો શું તમે તે બાગમાં જશો? આજ પ્રમાણે નાટકમાં થોડાંક પાત્રો નામ માત્રના સારા હોય છે બાકીના વધારે પાત્રો ખરાબ હોય છે કે જેની ખરાબ અસર મન ઉપર પડે છે નાટકની માફક લોકો ફોનોગ્રાફને પણ આનંદનું કારણ માને છે પણ તેની દ્વારા કેવા ખરાબ સંસ્કારો પડે છે તે તરફ ધ્યાન આપતા નથી

સ્વપ્નદોષમાં પણ વીર્યનો નાશ થાય છે કેટલાક લોકો કહે છે કે વીર્ય રક્ષાથી સ્વપ્ન દોષ થાય છે પણ આ તેમની ભૂલ છે આ ભૂલને દૂર કરી પોતાનામાં એ સ્વપ્ન દોષ થવાનું શું કારણ છે તે જોવુ જોઈએ અને કારણ શોધી દોષ નિવારણનો ઉપાય વિચારવો જોઈએ સ્વપ્ન દોષથી વીર્યનો નાશ થાય છે પણ સ્વપ્નદોષથી બચી વીર્યરત્નની રક્ષા કરવી જોઈએ તમે સુતા હો ત્યારે કોઈ તમારા ખીસામાંથી રત્ન કાઢી લઈ જતુ હોય, અને તમે જાગી ગયા હો તો, તમારા દેખતા છતા તેને રત્ન લઈ જવા દેશો ખરા? જો નહિ તો પછી સ્વપ્ન દોષને કાં ણે જાણી બુઝી વીર્યને નષ્ટ કરવા દેવુ એ કયાસુધી ઠીક કહી શકાય?

વીર્યરક્ષા કરવા માટે ઉપર જણાવેલા ઉપાયોનું ધ્યાન રાખવાની સાથે આત્મસંયમ કરવાની પણ જરૂર છે આત્મસંયમ કરવા માટે પરમાત્માની પ્રાર્થના કરતા રહેવું કે જેથી જે તત્ત્વની પ્રાપ્તિ થઈ નથી તે પરમાત્માની પ્રાર્થના કરવાથી થઈ જશે

હવે આ બધી વાતોનો સાર એક પ્રાચીન કથાદ્વારા તમને સમજાવુ છુ

આજે બ્રહ્મચર્યના વિષયમા પણ યુવકો અને વૃદ્ધો વચ્ચે ખેચાતાણી થઈ રહી છે કેટલાકો કહે છે કે, ' કન્યાને ગમે તેની સાથે લગ્ન કરવાનો અધિકાર છે પણ જાતિએ આદિ કાયોને લીધે એ અધિકારમા બાધા ઉભી થઈ રહી છે બીજી બાજુ વૃદ્ધ લોકો–જુની ધરેડના લોકો–કહે છે કે, " યુવાનો સ્વછંદી થઇ ગયા છે એટલા માટે છોકરાઓ કે છોકરીઓને કાઇ અધિકાર નથી પણ અમે જેની સાથે વિવાહ કરીએ તેમણે અમારી સાથે હેવાનો સ્વીકાર કરવો પડશે '

આ પ્રમાણે વૃદ્ધો અને યુવાનોની વચ્ચે વૈમનસ્ય ચાલી રહ્યુ છે આ વૈમનસ્યને કેવી રીતે દૂર કરવુ તે આ પ્રાચીન કથાથી જાણી શકાશે

## ભીષ્મકુમારની કથા

આ ભીષ્મકુમારની કથા છે ભીષ્મનુ પહેલા ગંગકુમાર નામ હતુ, બાદ દેવવ્રત નામ પડ્યુ અને પછી ભીષ્મ પ્રતિજ્ઞા કરવાને કારણે ભીષ્મ નામ પડ્યુ

એક વખતે ભીષ્મને કોઇએ કહ્યુ કે, આપે વિવાહ કર્યો નથી તે બહુ ખોટુ કર્યું તેથી ભારતને બહુ હાનિ પહોચી છે જો તમે વિવાહ કરત તો આપના સંતાનો પણ આપની જેવા પરાક્રમી અને વીર્યવાન થાત પણ આપે વિવાહ કર્યો નહિ એટલા માટે ભારતને એ હાનિ થઇ છે

ભીષ્મકુમારે ઉત્તર આપ્યો કે, હું વિવાહ કરત પણ સંતાનો મારા જેવા થાત એમ કહી શકાય નહિ. કારણ કે ક્ષીર સાગરમા વિષ પણ હોય છે પણ મારા બ્રહ્મચર્યને આદર્શ માનીને ન જાણે કેટલાક લોકો બ્રહ્મચર્યનુ પાલન કરશે અને એ રીતે પોતાનુ તથા

જગતનું કલ્યાણ કરશે. ગંગકુમારનો વિચાર પહેલા બ્રહ્મચર્ય પાળવાનો ન હતો પણ તેમણે વિચાર્યું કે, જ્યાંસુધી હું બ્રહ્મચર્ય પાળતો નથી ત્યાંસુધી પિતાની ઇચ્છાની પૂર્તિ થઇ શકતી નથી. એટલા માટે પિતાની ઇચ્છા પાર પાડવા માટે તેમણે આજીવન બ્રહ્મચર્યનું પાલન કર્યું. આ કથા ઉપરથી પિતાનો ધર્મ શું છે અને પુત્રનું શું કર્તવ્ય છે તે પણ જાણી શકાશે.

સત્યવતી જેનું બીજું નામ મત્સ્યગંધા કે યોજનગંધા છે તેને જોઇ રાજા શાન્તનુએ તેની સાથે વાતચીત કરી નિશ્ચય કર્યો કે, એ કન્યા સર્વોત્કૃષ્ટ હોવાથી તેની સાથે વિવાહ કરી તેને પોતાની રાણી બનાવવી. પણ પોતાના એ નિશ્ચયને પાર કેવીરીતે પાડવો એ વિચાર કરવા લાગ્યા. રાજાએ તે કન્યાને પૂછ્યું કે 'તું કોની પુત્રી છો ?' કન્યાએ ઉત્તર આપ્યો કે, "હું સુદામની કન્યા છું."

રાજા હુકમ કરી સુદામને પોતાને ત્યાં બોલાવી શકતો હતો પણ કેવળ હુકમ કરવો એ તો બુદ્ધિનું કામ છે. હૃદયનું કામ તો ધર્મનો વિચાર કરવો એ છે. શાન્તનુ રાજા ધર્મનો વિચાર કરી, પોતે યાચક બની સુદામની પાસે ગયો. તેને તાત બનાવ્યો અને રાજા પોતે યાચક બન્યો. હવે અહીં એ જોવાનું છે કે, કન્યાના પિતાનું શું કર્તવ્ય છે ? સુદામ એમ વિચારી શકતો હતો કે, જો હું મારી કન્યા રાજાને આપીશ તો મારો વૈભવ પણ વધશે અને હું ધનવાન પણ થઇ જઇશ. પણ તે પ્રલોભનમાં ન પડતાં કન્યાનું જ ભાવિ હિત જોયું અને રાજાએ કન્યાની માગણી કરવા છતાં તેણે રાજાને કહ્યું કે, "હું આપને મારી કન્યા આપી શકું એમ નથી. આપનો પુત્ર ગંગકુમાર બહુ વીર છે. રાજ્યનો માલિક તો તે બનશે અને મારી કન્યાને જો પુત્ર થાય તો તેને રાજ્ય મળે નહિ અને અંતમાં તેમને ભટકવું પડે-એટલા માટે હું મારી કન્યાને

આપને આપી શકુ નહિ ' માતાપિતાએ પોતાના સંતાનના ભાવિ જીવનનું ધ્યાન પહેલા રાખવુ જોઇએ તેમને ગુનામ મનાવવા ન જોઇએ

સુદાસનો ઉત્તર સાભળી રાજા વિચારવા લાગ્યો કે, જોકે આ કન્યા મને બહુ પ્રિય લાગે છે પણ એને માટે પ્રિયપુત્ર ગંગકુમારનો અધિકાર નષ્ટ કેમ કરી શકુ ? હું મારી ઇચ્છાને દબાવી રાખીશ, પણ ગંગકુમારના અધિકારને નષ્ટ થવા દઇશ નહિ

આ પ્રમાણે વિચાર કરી રાજા ઘેર પાછો ફર્યો મેં સુદાસની કન્યાની માગણી શા માટે કરી એ વાતનો તેમને પશ્ચાત્તાપ થઇ રહ્યો હતો. જ્યારે બીજી બાજુ સુદાસની કન્યા પ્રતિ તેનુ ચિત્ત આકૃષ્ટ થયુ હોવાથી અને તેનુ જ સ્મરણ થવાથી તે ચિંતાતુર રહેતો હતો ચિંતાના કારણે તે દિન પ્રતિદિન સુકાતો જતો હતો

પિતાની ચિંતાનુ કારણ મન્ત્રિઓ દ્વારા જાણી ગંગકુમારે પિતાનુ કષ્ટ દૂર કરવા માટે સુદાસને ત્યા જવાનો વિચાર કર્યો મન્ત્રિઓએ કહ્યુ કે, સુદાસને અત્રે જ બોલાવી લઇએ તો' ગંગકુમારે કહ્યુ કે, જ્યારે આપણે તેની કન્યા લેવી છે તો ધર્મનો નાશ ન કરવો જોઇએ, એટલા માટે તેને ઘેર જવુ એ જ ઠીક છે આ પ્રમાણે વિચાર કરી મન્ત્રિઓની સાથ ગંગકુમાર સુદાસને ઘેર ગયો ગંગકુમાર મન્ત્રિ વગેરેને પોતાના ઘર તરફ આવતા જોઇને સુદાસ વિચારવા લાગ્યો કે, મે તેના પિતાને કન્યા આપવાની ના પાડી છે એટલે મને દંડ આપવા માટે એ લોકો તો આવતા નહિ હોય પણ મે તેમને કોઈ અનુચિત જવાબ આપ્યો નથી, એટલે ભલે મૃત્યુ પણ આવે તો પણ મારે ડરવાની શી જરૂર છે ?

ગંગકુમારે સુદાસને કહ્યુ કે, તમારા મહાભાગ્ય છે કે પિતાજી તમારી કન્યાને ચાહે છે, અને તમારા જમાઇ મને છે અને એ

સબધની દૃષ્ટિએ તમે પણ મારા માતૃપિતા (અદા) બનો છો છતા તમે આ સબધના વિષે મારા પિતાને ના કેમ પાડી ? સુદામે ઉત્તર આપ્યો કે, એ સબધમા તમેજ બાધક કારણ છો ! જો તમે એવી પ્રતિજ્ઞા કરો કે સત્યવતીનો પુત્રજ રાજ્યાધિકારી બનશે તો રાજાની સાથે મારી કન્યાનો વિવાહ કરાવી આપવામા મને કોઇ પ્રકારની આપત્તિ નથી

સુદામનુ કથન સાભળી ગગકુમાર વિચારવા લાગ્યા કે, વાસ્તવમા આજે યજ્ઞનો સમય છે લોકો યજ્ઞનો અર્થ કેવળ અગ્નિમા ઘી હોમવુ એટલોજ કરે છે પણ વાસ્તવમા યજ્ઞ એટલે શુ ? એને માટે કહેવામા આવ્યુ છે કે—

> श्रोत्रादीनीन्द्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
> शब्दादिविषयानन्य इन्द्रियाग्निषु जुह्वति ॥
> सर्वाणीन्द्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
> आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥

આજે શ્રોત્રાદિ જ્ઞાનેન્દ્રિયને હુ પિતાના હિત માટે યજ્ઞમા સમર્પણ કરુ છુ હે ! કાન ! તે ઘણીવાર સાભળ્યુ છે કે, ગગકુમાર યુવરાજ છે પણ હવે એ કથનને પિતાના હિતની આગમા સમર્પણ કરવુ પડશે અને સત્યવતીનો પુત્ર યુવરાજ છે એ કથન સાભળવામાજ આનદ માનવો પડશે ! હે ! આખો ! આ રાજસી પોશાક જોઇ આનદ માનતી હતી પણ હવે એ ઇચ્છાને યજ્ઞમા હોમી બીજાને રાજા તરીકે જોવામા આનદ માનવો પડશે હે ! જીભ ! તુ પણ તારા વિષયો તરફ નિમંત્રત કરતી હો કારણ કે તારા વિષયોને પણ હુ પિતાના હિતના હોમમા હોમી દઇશ હે ! મસ્તક ! તુ ઘણા દિવસો સુધી ઉન્નત અને અણનમ રહેલ છે પણ હવે સત્યવતીના

પુત્રની આગળ તારે નમવું પડશે અને તેને રાજા તરીકે માન આપવું પડશે !

અગ્નિમાં ઘીનો હોમ કરી યજ્ઞ કરનારા તો ઘણાય મળી આવશે પણ આવો યજ્ઞ કરનાર બહુ ઓછા મળશે.

ગંગકુમાર કહે છે કે, હે શરીર ! તું રાજા બનવા ચાહતું હતું પણ હવે ભાઇને રાજા બનાવી પોતાને હાથે તેમના ઉપર ચામર ઢોળવું પડશે. આ પ્રમાણે પિતાના હિત માટે પોતાના સ્વાર્થનો યજ્ઞ કરવો પડશે.

યુવકોને માટે આ એક આદર્શ છે. દેશ, ધર્મ અને માતા–પિતાને માટે આવો ત્યાગ કરનાર યુવકોની વાત કોણ નહિ માને ! આ જ પ્રમાણે પિતાનું શું કર્તવ્ય છે તે શાન્તનુ રાજાના વિચારો ઉપરથી જુઓ. શાન્તનુ રાજા ધારત તો સુદાસને ત્યાં કહી કન્યાને જે પુત્ર થશે તે જ રાજ્યાધિકારી બનશે એમ કહી સત્યવતીની સાથે વિવાહ કરી શકતા હતા પણ તેમણે વિચાર્યું કે મારી ઇચ્છાની પૂર્તિ માટે હું પુત્રના અધિકાર ઉપર તરાપ કેમ મારી શકું ! આ પ્રમાણે વિચાર કરી તેમણે પોતાની ઇચ્છાને મારી દેવાનું પસંદ કર્યું, પણ પુત્રના અધિકારને ઝુંટવી લેવાનો વિચાર સરખો પણ ન કર્યો. આજ પ્રમાણે જ્યાં પિતા પુત્ર એક બીજાના હિતનો વિચાર કરે છે ત્યાં કોઇ દિવસ વૈમનસ્ય ઊભું થવા પામતું નથી. તેજ પ્રમાણે વૃદ્ધ અને યુવાન બન્ને હળીમળીને ચાલે તો તેમાં ઉત્થાન અને આનંદ છે.

ગંગકુમારે સુદાસને કહ્યું કે, 'મેં પિતાના હિતના યજ્ઞમાં અભિમાનો હોમ કરી દીધો છે માટે સુદાસ ! હું તમારી સામે પ્રતિજ્ઞા કરૂં છું કે, હું રાજ્ય લઇશ નહિ પણ તમારી પુત્રીને જે પુત્ર થશે તેજ રાજ્યનો અધિકારી થશે !' ગંગકુમારની આ ભીષ્મપ્રતિજ્ઞા

સાભળી સુદાસ કહેવા લાગ્યો કે "વાસ્તવમા આપ વીરપુરષ છો ! આપના જેવી ભીષ્મપ્રતિજ્ઞા કોઇ બીજો કરી શકે નહિ ! પણ હું પૂછુ છુ ! આપનો પુત્ર પણ આપના જેવો જ પરાક્રમી થશે આપ તો રાજ્ય કરશો નહિ પણ આપનો પુત્ર મારી પુત્રીના પુત્રને રાજ્ય ઉપર બેસવા ક્યાથી દેશે? તે તો એમ કહેશે કે રાજ્ય તો મારા પિતાના અધિકારમા છે એટલા માટે રાજ્યનો સ્વામી હું છુ મારા પિતાએ રાજ્ય ન કર્યું તેથી શુ થયુ? પણ રાજ્યના ઉત્તરાધિકારી તરીકે હું મારો અધિકાર શા માટે છોડી દઉં? આ પ્રમાણે આપનો પુત્ર મારી પુત્રીના પુત્રને રાજ્યગાદીએ બેસવા ન દે એટલા માટે હું મારી કન્યાને આપના પિતાને આપી કેમ શકુ?

જે લોકો પોતાની કન્યાનો વિક્રય કરી દે છે તેમણે સુદાસના કથન ઉપર વિચાર કરવો જોઇએ કે એક સાધારણ માણુસ પણ પોતાની પુત્રીના અધિકારની રક્ષા માટે આટલા ઉન્નત વિચારો રાખે છે તો પછી તમારે તમારી પુત્રીના અધિકાર વિષે કેટલા ઉન્નત વિચારો રાખવા જોઇએ !

સુદાસનુ આ કથન સાભળી ગગકુમારે કહ્યુ કે, "તુ ઠીક કહે છે તને મારા ભાવિ સતાનનો ભય રહે છે પણ જો હું વિવાહ જ ન કરુ તો સતાન ક્યાથી થશે ! એટલા માટે હું દેવ, ગુરુ અને ધર્મની સાક્ષીએ પ્રતિજ્ઞા કરુ છુ કે, જીવનપર્યંત વિવાહ જ કરીશ નહિ આજીવન બ્રહ્મચારી રહીશ

ગગકુમારે તો વિવાહ કરવાનો પણ ત્યાગ કર્યો પણ આજે એથી વિપરીત વિવાહ કરીને પણ નૈમિત્તિક લગ્ન સબધ જોડવામા આવે છે પણ યુરોપમા તો એમ કહેવામા આવે છે કે, "વિવાહ કરી બધનમા શા માટે પડવુ જોઇએ ! વિવાહ કરવો એ તો સ્વેચ્છાએ બધનોમા પડવા જેવુ છે ! આ પ્રમાણે કહી ત્યા

વિવાહ કરતા નથી તેમ બ્રહ્મચર્ય પણ પાળતા નથી, પણ એથી ઊલટું દુરાચાર સેવવામાં આવે છે આ પતનનો માર્ગ છે પણ તમારી સામે તો ભીષ્મનો ઊંચો આદર્શ છે તો એ બ્રહ્મચર્યના આદર્શને અનુસરવામાં જ કલ્યાણ રહેલું છે

ગંગકુમારની ભીષ્મપ્રતિજ્ઞા સાંભળી સુભગ અને સત્યવતી વગેરે સ્તબ્ધ થઈ ગયા ગંગકુમારે આવી ભીષ્મપ્રતિજ્ઞા કરી હતી એટલા જ માટે તેમનું નામ ભીષ્મ પડ્યું અન્તે ભીષ્મ સત્યવતીને પોતાના પિતાની પાસે લઈ ગયા સત્યવતીનો શાન્તનુ રાજાની સાથે વિવાહ થયો ભીષ્મે આજીવન બ્રહ્મચર્યનું પાલન કર્યું તેમણે વિવાહ કર્યો ન હતો છતાં પણ તેમના બ્રહ્મચર્યને કારણે તેઓ બધાના પિતામહ કહેવાયા

તમે પણ બ્રહ્મચર્યના આદર્શને અનુસરો અને વૃદ્ધ અને યુવક બધા એક બીજાની સાથે હળીમળીને રહો તો તેમાં સ્વપરનું કલ્યાણ છે



# સંતતિ નિયમન*

સમુદ્રવિજય સુત શ્રી નેમીશ્વર જાદવ કુળકો ટીકો ।
રતનકૂખ ધરણી શિવાદેવી તેહનો નંદન નીકો ।
શ્રી જિન મોહન ગારો છે જીવનપ્રાણ હમારો છે ॥ ૧ ॥

**શ્રી** અરિષ્ટનેમિનાથ ભગવાનની આ પ્રાર્થના કરવામા આવી છે આજે મને જે વિષય ઉપર બોલવાનું કહેવામા આવ્યુ છે તે વિષય ભગવાન અરિષ્ટનેમિની પ્રાર્થનામા જ જોઇ રહ્યો છુ

મહા પુરુષોએ સસારની દશા સુધારવા માટે જે આચરણ કર્યું છે અને જે માર્ગે તેઓ ગયા છે તે માર્ગે આવવા માટે તેઓ આખી દુનિયાને આવાહન કરી ગયા છે કે 'હે જગજ્જીવો ! કાળની વિચિત્રતા અને વિપરીતતાને કારણે તમારી સામે એવી એવી પરિસ્થિતિ ઉપસ્થિત થશે કે તે સ્થિતિમા શુ કરવુ તેની તમને સૂઝ પડશે નહિ પણ તમે લોકો અમારા આચરણને દૃષ્ટિમા રાખી, જે માર્ગે અમે ચાલ્યા છીએ, તે માર્ગે તમે ચાલજો, તે માર્ગને છોડી ઉલટા માર્ગે જશો નહિ, તો તમારુ કલ્યાણ જ થશે

* રાજકોટ દશા શ્રીમાળી વણિક જૈન વ્યાખ્યાનશાળામાં સં. ૧૯૯૨ના આસો વદી ૧૦ ને રવીવારના રોજ પૂજ્યશ્રીએ આપેલુ જાહેર વ્યાખ્યાન

અકલ્યાણુ નહિ થાય આ પ્રમાણે મહાપુરુષો પોતાના આચરણનો આદર્શ જગતના હિત માટે વારસા રૂપે મૂકી ગયા છે

આ મહાપુરુષોમા ભગવાન અરિષ્ટનેમિનુ સ્થાન સર્વોત્કૃષ્ટ છે તેઓ સસારની સમક્ષ બ્રહ્મચર્યનો ઉચ્ચ આદર્શ ઉપસ્થિત કરી ગયા છે આજે જો તેમની માફક બ્રહ્મચર્યને પાળી ન શકાય તોપણ તેમના બ્રહ્મચર્યના આ શર્તે દષ્ટિ સમક્ષ રાખી જીવન-વ્યવહાર ચલાવવામા આવે તોપણુ કલ્યાણુ થઇ શકે છે

ભગવાન અરિષ્ટનેમિએ ભરયુવાનીમા વિવાહ કરવાનો ત્યાગ કર્યો હતો જો કે તેઓ બ્રહ્મચારી જ રહેવાના હતા અને તેમની પહેલાના એકવીશ તીર્થંકરો પણુ તેમને માટે એમ જ કહી ગયા હતા કે, ભગવાન અરિષ્ટનેમિ બાલબ્રહ્મચારી રહેશે છતા પણુ ભગવાન અરિષ્ટનેમિએ "હુ બાળબ્રહ્મચારી રહીશ કે બ્રહ્મચર્યનું પાલન કરીશ એમ ઘોષિત કર્યું ન હતુ આનુ કારણુ મારી બુદ્ધિમા એ જણાય છે કે, તે વખતે સસારમા હિસાનું મહાન્ પાપ થઇ રહ્યુ હતુ તે વખતે અહિંસા પ્રવર્તતી જ ન હતી કે બ્રહ્મચર્યને ખરાબ માનવામા જ આવતુ ન હતું એમ કહી શકાય નહિ પણુ ઇન્દ્રિય લોલુપતાને કારણે તે વખતે હિસાનું તાણ્ડવ નૃત્ય થઇ રહ્યુ હતું રસેન્દ્રિયના લોલુપી લોકો પોતાની રસનેન્દ્રિયલુપતાને પોષણુ આપવા માટે ઘોર હિસા કરતા હતા મારી સમજમા, આ ઘોર હિસાને દૂર કરવા માટે જ ભગવાને હુ બાલબ્રહ્મચારી રહીશ એમ ઘોષિત કર્યું ન હતું

## સતતિ નિયમન

ભગવાન અરિષ્ટનેમિના સમયમા રસેન્દ્રિયની લોલુપતા વધવા પામી હતી એવો જ ઉલ્લેખ મળે છે પણુ આજકાલ તો જનનેન્દ્રિયની લોલુપતા વધી રહી છે અને તે કારણે સંતાનોત્પત્તિની વૃદ્ધિ થતી

જોઈ એવી મા થતા પ્રચલિત થઇ છે કે, આ ગરીબ ભારત ઉપર સંતાનોની વૃદ્ધિ થવી એક ભારસ્વરૂપ છે આ ભારથી ભારતને બચાવવા માટે એવો ઉપાય શોધી કાઢવામા આવ્યો છે કે, સંતાનના ઉત્પત્તિસ્થાનને જ નાબૂદ કરી નાખવામા આવે તો પછી સંતાનોત્પત્તિ થશે કેવી રીતે ?

આ ઉપાયને સંતતિનિયમન કે સંતતિનિરોધ કહેવામા આવે છે આ જ વિષય ઉપર મને થોડુ કહેવાને માટે કહેવામા આવ્યુ છે આ વિષય ઉપર મારો વધારે અભ્યાસ કે મારુ અધ્યયન નથી પણ સમાચાર પત્રો અને કેટલાક પુસ્તકોદ્વારા જાણી શકાયુ છે કે કેટલાક લોકોનું એવુ કથન છે કે, વધતી જતી સંતતિનો અટકાવ કરવા માટે શસ્ત્ર કે ઔષધ દ્વારા સ્ત્રીઓની જનનશક્તિનો નાશ કરી નાખવામા આવે, તેમના ગર્ભાશયનું ઓપરેશન કરી નાખવામા આવે કે તેમના ગર્ભાશયને શક્તિહીન બનાવી નાખવામા આવે કે જેથી સંતતિ પેદા થઇ શકે જ નહિ ! આ પ્રમાણે સંતતિનો નિરોધ કરવાની આવશ્યકતા તેઓ એટલા માટે જણાવે છે કે —

અત્યારે દુનિયામા બેકારી વધી રહી છે અને બેકારીના ભારથી દુનિયા દબાઇ રહી છે આવી અવદશામા વિશેષ ખર્ચ વધારવુ ઉચિત કેમ કહી શકાય ? અને સંતતિ વધવાથી ખર્ચ પણ વધે છે સંતાનો પેદા થાય છે ત્યારે પણ ખર્ચ થાય છે અને તેના ખાન-પાન, તથા શિક્ષાદિ માટે પણ ખર્ચ કરવુ જ પડે છે જ્યારે પોતાનુ કે પોતાની સ્ત્રીનુ પેટ ભરવુ પણ મુશ્કેલ થઇ રહ્યુ છે તો પછી સંતતિને પેદા કરી ખર્ચમા વધારો કરવો એ તો આર્થિક સંકટને વધારવા જેવુ છે આર્થિકસંકટને લીધે દુખ પણ વધી જાય છે એટલા માટે સ્ત્રીઓની જનનશક્તિને નષ્ટ કરી સંતાનોત્પત્તિને રોકવામા આવે તો કોઇ પ્રકારનું દુઃખ જ રહેવા પામે નહિ !

આ આજના સુધારકોની કે સતતિ નિયમનના કૃત્રિમ ઉપાયોના પ્રચારકોની દલીલો છે આ દલીલો ઉપર ઊંડો વિચાર કરવામા આવે તો આ દલીલો કેવળ પોકળ નથી દુનિયામા બેમારી અને ગરીબી વધી રહી છે અને તેને કારણે દુઃખ પણ વધતા પામ્યુ છે એટલા માટે સતતિ નિયમનની આવશ્યકતા પણ છે આ બધુ તો ઠીક છે, પણ ગરીબી કે બેમારીના દુઃખથી બચવા માટે સતતિ નિયમનનો જે ઉપાય બતાવવામા આવે છે તે ઉપાય દરેક દૃષ્ટિએ બહુજ હાનિપ્ર , નિ દનિય અને ખરાબ છે આ સબધમા મારી સમજમા જે કાઈ આવે છે તે હુ પ્રગટ કરુ છુ પછી મારા કથનને કોઈ માને કે ન માને એ તો પોતાની ઇચ્છા ઉપર આધાર રાખે છે આ લોકો કહે છે કે, આ યુગ વિચારસ્વાતત્ર્યનો છે એટલા માટે બધાને પોતપોતાના વિચારો પ્રગટ કરવાનો અધિકાર છે આ કથનાનુસાર મને પણ વ્યક્તિગત વિચાર પ્રકટ કરવાનો અધિકાર છે એટલા માટે આ સબધમા મારા મનમા જે કાઇ આવ્યુ છે તે હુ પ્રગટ કરું છુ

કલ્પના કરો કે, એક બહુજ સુંદર બાગ છે એ બાગમા અનેક પ્રકારના વૃક્ષો છે તેમા એક વૃક્ષ બહુજ સુદર છે આ તીવતાની દૃષ્ટિએ એ સુ ર વૃક્ષને આમાનું ઝાડ કહી શકાય કારણ કે આમાનું ઝાડ એ ભારતનુંજ વૃક્ષ છે એમ માનવામા આવે છે

કાલપરિવર્તનને કારણે કે જમીન નીરસ થઇ જવાને કારણે તે આમાના ઝાડમા ફળ તો ઘણા આવે છે પણ જ્યા સું ર, સ્વાદિષ્ટ અને ખાનારને લાભ પહોચાડે એવા મીઠા ફળ થતા હતા, તેના સ્થાને હવે એજ આમામા નીરસ અને હાનિપ્રદ ફળો આવવા લાગ્યા

હવે કેટલાક, પોતાને જનસમાજના હિતૈષી માનનારા મિત્રો એ હા ખણી વિચાર કરવા લાગ્યા કે, આ આમાના ઝાડની શાખાઓથી

જનતામા જે રોગ ફેલાય છે તે રોગથી જનતાને કોઈરીતે બચાવવી જોઈએ ! તે મિત્રોમાથી એક મિત્રે કહ્યુ કે, આમા આમાના ઝાડનો શો અપરાધ છે ! ઝાડ શુ કરી શકે ? તેના ફળદ્વારા જનતાની જે હાનિ થઈ રહી છે તે હાનિથી જનતાને બચાવવાનો ભાર બુદ્ધિમાન લોકો ઉપર છે એના માટે બુદ્ધિમાનોએ એવો કોઈ ઉપાય શોધવો જોઈએ કે, જેથી આ સુંદર ગણાતું ઝાડ પણ નષ્ટ ન થાય અને તેના ફળદ્વારા જનતાની જે હાનિ થઈ રહી છે તે હાનિ પણ ન થાય !

બીજા મિત્રે કહ્યુ કે, હું એક એવી રાસાયણિક દવા જાણુ છુ કે જે દવા આ વૃક્ષના મૂળમા રેડવાથી વૃક્ષમા ફળ જ આવતા બંધ થઈ જશે અને એ રીતે બધો ઝગડો પણ મટી જશે તે દવાના પ્રયોગથી તે વૃક્ષમા ફળ જ આવશે નહિ એટલે લોકો તે ફળ ખાવા પામશે નહિ અને તેથી લોકોની હાનિ પણ થશે નહિ !

ત્રીજા મિત્રે કહ્યુ કે વૃક્ષમા ફળ જ આવવા ન દેવા એ સ્વાભાવિકતાનો જ નાશ કરવા સમાન છે આમ કરવાથી તો આમાના ઝાડનુ નામ પણ રહેવા પામશે નહિ ! એના માટે એ ઉપાય ઠીક જણાતો નથી

ચોથા મિત્રે કહ્યુ કે હુ એક એવો ઉપાય બતાવુ છુ કે જે ઉપાયદ્વારા વૃક્ષમા વધારે ફળ નહિ આવે પણ જેટના ફળોની આવશ્યકતા હશે તેટના જ ફળો આવશે બાકીના ફળો નાશ પામશે

પાચમા મિત્રે કહ્યુ કે એથી શુ લાભ થશે ? જે ફળો વૃક્ષ ઉપર આવશે તે તો હાનિ કરનારા જ આવશે ને ? તે પણ નિસ્સત્ત્વ અને ખરાબ જ હશે ને ? તો પછી એ ઉપાયથી દુનિયાને શુ લાભ થશે ! હુ એક એવો ઉપાય જાણુ છુ કે જે ઉપાયદ્વારા આ વૃક્ષ

પણ સુંદર અને સુગંધ બનશે, તેના ફળ પણ સુંદર અને સ્વાસ્થ્યપ્રદ આવશે અને જેટલા ફળોની આવશ્યકતા હશે તેટલાંજ ફળો આવશે વધારે નહિ આવે. એ ફળો એવા મિષ્ટ અને સ્વાસ્થ્યકારી હશે કે તેથી કોઇને હાનિ થવાનો સંભવ નથી તેથી બધાને લાભ જ થશે

ચોથા મિત્રે પૂછ્યું કે એ વાત તદ્દન અસંભવિત છે. એવો ઉપાય સહુ કોઈ નીકળી શકે નહિ. એ ઉપવનનાં વૃક્ષ પણ સુધરી શકે નહિ અને બધાને લાભ પહોંચાડે એવા ફળો પણ જોઇએ તેટલાં આવી શકે નહિ।

પાંચમા મિત્રે જવાબ આપ્યો કે ભાઇ! તારી વાત તો બની શકે અને મારી વાત બની ન શકે એમ કેમ? મારી વાતના તો અનેક એવા પ્રમાણો પણ છે કે, જે મારી વાતને પુષ્ટ કરે છે. મારી વાત તો પ્રાચીનકાળથી પણ સિદ્ધ છે શાસ્ત્રથી પણ સિદ્ધ છે અને વર્તમાનના વ્યવહારથી પણ સિદ્ધ છે તો પછી આ પ્રત્યક્ષ વાતને અસંભવનીય કહીને ન માનવી એ કયાંસુધી ઠીક છે?

પાંચમા મિત્રે પોતાની વાતની પુષ્ટિમાં કેટલાક એવા પ્રમાણો આપ્યા કે જેથી તે વાતને બધાએ માન્ય રાખી અને બધાને તેનો ઉપાય પસંદ પડ્યો. આ દૃષ્ટાન્ત છે. આ દૃષ્ટાન્તને સંતતિનિયમન ઉપર આ પ્રમાણે ઘટાવી શકાય.

આ સંસાર એક બાગની સમાન છે. સંસારી જીવો એ બાગના વૃક્ષો છે. આ જીવ વૃક્ષોમાં મનુષ્યવૃક્ષ સૌથી ઉત્કૃષ્ટ છે. આ મનુષ્યરૂપી વૃક્ષમાં કોઇ કારણે અતિ સંતતિરૂપી ફળો બહુ આવે છે અને એ ફળો નિસત્ત્વ અને હાનિ કરનારા હોવાથી ભારરૂપ જણાય છે. આ પ્રમાણે અતિસંતતિને કારણે મનુષ્યના સત્ત્વવીર્યનો

ક્રોમ થઇ ી છે, ખર્ચનો ભાર વધી રહ્યો છે અને બેકારી વધી જવાને કારણે મ તાનો પણ દુઃખ પામી રહ્યા છે

આજના સુધારકો કે જેઓ પોતાને દુનિયાના અને મનુષ્ય સમાજના હિતૈષી માને છે, તેઓ આ વાત સમજ્યા, અને એ વાતનો નિકાલ લાવવા માટે ઉપાય વિચારવા લાગ્યા

એક કહે છે કે, અમે વિજ્ઞાનદ્વારા એવો ઉપાય શોધ્યો છે કે જે ઉપાયદ્વારા મનુષ્યરૂપી વૃક્ષ તો સારૂં રહે, તેના સુખસૌંદર્યને હાનિ ન પહોંચે અને સાથે સાથે તેમની ઉપર અતિ સતતિરૂપી બોજો પણ પડે નહિ એના માટે ગર્ભાશયને જ શસ્ત્ર કે ઔષધના પ્રયોગથી નષ્ટ કે શક્તિહીન કરી દેવામા આવે જેથી સતતિ જ પે ા થવા ન પામે

સતતિનિયમન માટે એક તો ગર્ભાશયને જ શક્તિહીન કરી દેવાનું કહે છ બીજો કહે છે કે, આમ કરવાથી તો મનુષ્યજાતિનો જ વિનાશ થઇ જશે એટના માટે આ ઉપાયને જ કામમા લાવવો તે ઠીક નથી આ ઉપાયનો ઉપયોગ તો આવશ્યક્તાથી વધારે સતાનો થતા હોય ત્યારે જ કરવો જોઇએ

આજના સુધારકો વધતી જતી સતતિને રોકવા માટે આને જ એક અ તિમ ઉપાય માને છે ઘણા લોકોને આ ઉપાય પસદ પણ પડ્યો છે અને તેઓ આ ઉપાયનો પ્રચાર પણ કરે છે એવુ પણ સાભળવામા આવ્યુ છે કે સરકાર પણ આ ઉપાયના પ્રચારમા સહાયતા આપી રહી છે

લોકો એમ વિચારે છે કે "આ ઉપાયના પ્રયોગથી અમારા વિષયભોગને પણ બાધા પહોંચશે નહિ તથા અમારા ઉપર સતતિનો

ઓને પણ પડશે નહિ અતિ સતતિને કારણે વધતા જતા ખર્ચાથી પણ અમે બચી જઇશુ અને અમે મોજશોખ પણ માણી શકીશુ આ વિચારથી આજના લોકો સતતિ નિયમનના આ ઉપાયને પસદ કરતા હોય એમ લાગે છે

ભગવાન અરિષ્ટનેમિના જમાનામા જેમ લોકો રસેન્દ્રિયલોલુપ બની રહ્યા હતા તેજ પ્રમાણે આજના લોકો જનનેન્દ્રિય કે સ્પર્શેન્દ્રિયને વશ થઇ રહ્યા છે વિષયલોલુપતાને કારણે આજના લોકોમા પોતાની સતતિ પ્રતિ પણ દ્રોહભાવના પેદા થવા પામી છે અને તેથી જ તેઓ સતતિને પોતાના વિષયભોગમા બાધકરૂપ છે એમ માની રહ્યા છે તેઓ સતતિને પોતાના સુખોપભોગમા વિઘ્નરૂપ માને છે તથા એ વિઘ્નને દૂર કરી, પોતાના વિષયભોગને નિર્વિઘ્ન બનાવવા માટે સતતિ નિયમનના ઉપર બતાવેલા ઉપાયને પસદ કરે છે વિષય ભોગની વાસના વધી જવાને કારણે એમ થવુ એ સ્વાભાવિક છે ગીતામા કહ્યુ છે કે—

> ध्यायतो विषयान्पुस सगस्तेषूपजायते ।
> सगात्सजायते काम कामात्क्रोधोऽभिजायते ॥
> क्रोधाद्भवति सम्मोह सम्मोहात्स्मृतिविभ्रम ।
> स्मृतिभ्रशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥

ઇન્દ્રિય લોલુપતાને કારણે વિનાશ કેવી રીતે સ્વાભાવિક થતો જાય છે એને માટે ગીતામા કહ્યુ છે કે—

વિષયવાસનાની ઇચ્છા કરવાથી સગ પેદા થાય છે સગથી કામવાસના પેદા થાય છે જ્યારે કામવાસના પેદા થાય છે ત્યારે ક્રોધ પેદા થાય છે ક્રોધથી સમોહ અર્થાત્ અજ્ઞાન પેદા થાય છે અજ્ઞાનતાથી સ્મૃતિનો નાશ થાય છે, સ્મૃતિનાશથી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે અને બુદ્ધિ ભ્રષ્ટતાથી પરિણામે વિનાશ થાય છે

આજે જે દ્રષ્ટિએ સતતિનિયમનને માટે ઉપાય કામમા લેવામા આવે છે અથવા એ ઉપાયને સારો માનવામા આવે છે એનું ભાવિ પરિણામ જોતા એમ જ કહી શકાય કે એ નાશનો માર્ગ છે

લોકો એમ વિચારે છે કે, વિષયભોગ છોડી શકાતો નથી આ વિચારને કારણે વિષયલાલસાથી સ્ત્રીનો સગ કરવામા આવે છે સ્ત્રીનો સગ કરી વધારેમા વધારે વિષયભોગ સેવવામા આવે એવી ઇચ્છા લોકો કરે છે અને આ ઇચ્છાની પૂર્તિ માટે મ નવર્ધક ગોળી, ધાતુની ગોળી આદિ જીવનભ્રષ્ટ કરનારી કામોત્તેજક ચીજોનો ઉપયોગ કરવામા આવે છે અત્યારે વિષયભોગની લાલસા એટલી બધી વધવા પામી છે કે, જીવનભ્રષ્ટ કરનારી કામોત્તેજક ચીજોના વિજ્ઞાપનોનો તો અટકાવ તો કોઇ કરતુ નથી અને ઊલટુ સતતિને રોકવા માટે કૃત્રિમ ઉપાયોનો પ્રચાર કરવામા આવે છે

કહેવાનો ભાવાર્થ એ છે કે, સ્ત્રીનો સગ કરવાથી કામવાસના જાગે છે અને તેથી ક્રોધ પેદા થાય છે કારણકે જેઓ કામભોગમા બાધા ઊભી કરે છે તેની ઉપર ક્રોધ આવે એ સ્વાભાવિક છે કામભોગને કારણે જ સતાનો ઉપર પણ ક્રોધ આવે છે અને પોતાના સતાનોને પણ શેતાનરૂપે માનવામા આવે છે એટલું જ નહિ પણ સતાના અર્થમા વધારો કરે છે અને કામભોગમા બાધા ઊભી કરે છે માટે સતાનો જ પેદા ન થાય એવા ઉપાયો યોજવામા આવે છે પણ જે વાતને દૃષ્ટિમા રાખીને આજે સતાનો પ્રતિ ક્રોધ કરવામા આવે છે, તેમના પ્રતિ દ્રોહ કરવામા આવે છે અને તેમની ઉત્પત્તિનો નાશ કરવામા આવે છે એ દૃષ્ટિ ઉપર ઊડો વિચાર કરવામા આવે તો જણાશે કે આ દ્રષ્ટિએ તો વૃદ્ધો કે જેઓ કાંઈ કામ કરી શકતા નથી એટલે ભારરૂપ હોવાથી તેમનો પણ નાશ કરવાની વૃત્તિ પેદા થશે અને જે પ્રમાણે સતાનો પ્રતિ

નિર્દયતાનો વ્યવહાર કરવામા આવે છે તે પ્રમાણે વૃદ્ધો પ્રતિ પણ નિર્દયતાનો વ્યવહાર કરવાની ભાવના પેદા થશે. આ જ પ્રમાણે સ્ત્રીઓ એમ વિચારશે કે આ મારા પતિ હવે અશક્ત અને અયોગ્ય થઇ ગયા છે એટલે મારા માટે તે ભારરૂપ અને બધકરૂપ છે માટે તેનો નાશ શા માટે કરવામા ન આવે ? આ જ પ્રમાણે પુરુષ પણ સ્ત્રીઓને અશક્ત કે અયોગ્ય જાણી તેનો નાશ કરવાની ઇચ્છા કરશે. આ પ્રમાણે શસ્ત્ર કે ઔષધનો જે ઉપાય, ખર્ચના ભારથી બચવા માટે સતતિનિયમનના કામમા લાવવામા આવે છે તે જ ઉપાય સ્ત્રી કે પુરુષોનો નાશ કરવાના કામમા પણ લાવવામા આવશે. પરિણામે અહિંસાનો પણ નાશ થશે અને જે દુઃખદાયક ભાગ હજી દૂર છે તે પણ નજદીક જ આવી જશે

કહેવાનો આશય એ છે કે, ક્રોધથી સંમોહ પેદા થશે સંમોહ—અજ્ઞાન પેદા થવા બાદ આ સતાન છે કે પતિ-પત્નિ છે કે માતા-પિતા છે એનો વિવેક રહેતો નથી પછી તો ખર્ચથી કેમ બચી શકાય અને પોતાના વિષયભોગનો માર્ગ કેમ નિર્વિઘ્ન બની જાય એ એક જ દૃષ્ટિ રહે છે આ પ્રમાણે સમોહથી સ્મૃતિ નષ્ટ થશે, બુદ્ધિ ભ્રષ્ટ થશે અને પરિણામે વિનાશ જ થશે. વિષયભોગની વાસનાને કારણે આ પ્રમાણે અનર્થ પરંપરા ઉભી થાય છે

સતતિનિયમનને માટે શસ્ત્રના પ્રયોગનો ઉપાય વિચારવામા આવે છે પણ આ ઉપાયના વિષે સ્ત્રીઓ એમ પણ વિચારી શકે છે કે, સતાનોના કારણે જ મારા ગર્ભાશયનું ઑપરેશન કરવામા આવે છે એટલા માટે એ શસ્ત્રક્રિયાથી બચવા માટે હું સતાન પેદા થવા બાદ જ તેનો નાશ કરું તો ? જ્યારે શસ્ત્રપ્રયોગથી સતતિની ઉત્પત્તિ રોકી શકાય છે અને એ પ્રમાણે સતાનો પ્રતિ હૃદયમા રહેલી દયાનો નાશ કરવામા આવે છે ત્યારે કોઈ દિવસ

એમ પણ બની શકે કે એ સંતાનો ભૂના લાગતા હોય કે અવિનીત હોય તો એનો પણ નાશ કરતા લોકો અચકાશે નહિ! આ પ્રમાણે સંતતિ નિયમનને માટે કરવામાં આવતા કૃત્રિમ ઉપાયોને કારણે ઘોર અનર્થ ફેલાવા પામશે, અને સંસારમાંથી દયા ભાવનો હ્રાસ થવા પામશે.

કદાચ કોઈ કહે કે, કોઈ પેદા થયેલ સંતાનને મારી નાખવા એ તો પાપ છે અને અમે તો સંતતિનિયમનને માટે કેવળ ગર્ભાશયનું ઑપરેશન કરવાનું જ કહીએ છીએ જે પાપરૂપ નથી!

આ પ્રશ્નના ઉત્તરમાં જણાવવાનું કે, માનો કે કોઈ એક માણસ એક નૌકામાં કે જેમાં અનેક માણસો બેઠેલા છે તેમાં કાણું પાડી રહ્યો છે તે નૌકામાં બેઠેલા માણસોને તો મારતો નથી કેવળ નૌકામાં કાણું પાડે છે. આ ઉપરથી નૌકામાં કાણું પાડનાર માણસ નૌકામાં બેઠેલા માણસોને મારતો નથી એમ કહી શકાય નહિ. જો એમ કહી શકાય તો પછી ઉત્પત્તિસ્થાનને નષ્ટ કરી પોતાના વિષય ભોગ ચાલુ રાખવામાં હત્યા કરવામાં આવે છે એમ કેમ કહી શકાય નહિ? આ સિવાય જ્યારે મનુષ્યની પરોક્ષ હિંસાથી ઘૃણા થશે નહિ પણ જાણીજોઈને જ તેમની હિંસા કરવામાં આવશે તો પછી પ્રત્યક્ષ હિંસાથી પણ ઘૃણા થશે નહિ અને તે પણ કરવામાં આવશે.

હવે કોઈ એમ કહે કે તો પછી વધતી જતી સંતતિનો અટકાવ કેવી રીતે કરવો જોઈએ! જો સંતતિનું નિયમન કરવામાં ન આવે તો શું કુતરાના ગલુડીયાની માફક સંતતિનો વધારો કરતા જ જવું શું? આ પ્રશ્નના ઉત્તરમાં સૌથી પહેલા અમે એજ કહીએ છીએ કે, વિષયવાસનાને સદાને માટે જ શા માટે શાન્ત કરી દેવામાં ન આવે! કામવાસનાને વધારવામાં જ શા માટે આવે અને શા

ભગવાન નેમિનાથે પણ સસારની સમક્ષ બ્રહ્મચર્યનો આદર્શ ઉપસ્થિત કર્યો હતો તેઓ સતતિનિયમનના ઉપાયો પણ જાણતા હતા અને બળવાન પુત્રો પણ ઉત્પન્ન કરી શકતા હતા તેમ છતા તેઓ બ્રહ્મચર્યને જ સારુ સમજતા હતા અને એટલા જ માટે તેમણે વિવાહ ન કર્યો પણ સસારની સામે બ્રહ્મચર્યનો આદર્શ ઉપસ્થિત કર્યો આ જ પ્રમાણે જો તમે પણ વિવાહ ન કરો પણ બ્રહ્મચર્યનુ જ પાલન કરો તો શુ વાધો છે ! જો તમે બ્રહ્મચર્યનુ પાલન કરો તો પછી સતતિનિયમનનો કોઈ પ્રશ્ન જ પેદા થવા પામતો નથી

આ ઉપરથી કોઈ એમ કહે કે “ અમે બીમ કે ભગવાન અરિષ્ટનેમિની માફક બ્રહ્મચર્યનુ પાલન કરી શકીએ નહિ એટલા માટે વધતા જતા સતાનોનો નિરોધ થાય એવો ઉપાય બતાવો ? આના માટે મે પહેલા આબાનુ જે ઉદાહરણ આપ્યુ છે તેને જુઓ જે પ્રમાણે આબાનુ ઝાડ પણ સારુ રહે, તેને ફળો પણ આવશ્ય કતાનુસાર આવે અને તે ફળો સુદર તથા બધાને લાભકારી થાય તેને માટે જે ઉપાય આગળ વિચારવામા આવ્યો હતો તે જ પ્રમાણે સતતિ વિષે એવો કોઈ ઉપાય છે કે નહિ ! તેનો વિચાર કરો જો કોઈ એવો ઉપાય છે તો પછી એ ઉપાયને કામમા ન લેતા શસ્ત્ર કે ઔષધના પ્રયોગદ્વારા ગર્ભાશયને નષ્ટ શા માટે કરવામા આવે ?

સૌથી સારો ઉપાય તો એ છે કે, તે માટે પૂર્ણ બ્રહ્મચર્યનુ જ પાલન કરવામા આવે પરન્તુ જો એમ બની શકે એમ ન હોય તો જ્યાસુધી પોતાનામા પોતાની સ્ત્રી અને પોતાના સતાનોને પાળવાની શક્તિ ન આવે ત્યા સુધી બ્રહ્મચર્ય પાળવાનો નિયમ હોવો જોઇએ અથવા જ્યા સુધી પતિ-પત્નિમા સતાનોનુ પાલન કરવાની શક્તિ નથી ત્યા સુધી સતાનોની ઉત્પત્તિ નહિ કરતા બ્રહ્મચર્યનુ પાલન કરવુ જોઇએ અથવા બે ચાર સતાનો થયા બાદ સતોષ માની વિષય સેવનથી નિવૃત્ત થઈ બ્રહ્મચર્યમા પ્રવૃત્ત થવુ જોઇએ

આ પ્રમાણે બ્રહ્મચર્યનો આશ્રય લેવાથી સંતતિનિયમનના પ્રશ્નનો ઉકેલ સહેજે થઈ જાય છે પછી એને માટે હાનિજનક કૃત્રિમ ઉપાયોનો આશ્રય લેવાની જરૂર રહેતી નથી સંતતિનિયમન માટે બ્રહ્મચર્ય એ અમોઘ ઉપાય છે પણ લોકો, એ ઉપાયને ઉપયોગમા ન લેતા, અમારો વિષયભોગ તો ચાલુ રહે અને સંતાનોની ઉત્પત્તિ ન થાય એમ ચાહે છે અને પોતાની ઇચ્છાની પૂર્તિ માટે શસ્ત્ર પ્રયોગ વગેરે દ્વારા જનન શક્તિનો જ નાશ કરવાનો ઉપાય વિચાર છે પણ જો આ પ્રમાણે બ્રહ્મચર્યનું પાલન ન કરતા કૃત્રિમ ઉપાયો દ્વારા સંતતિનું નિયમન કરવામા આવશે તો તેથી ય જ હાનિ થવાનો સંભવ છે બ્રહ્મચર્યનું પાલન ન કરતા સંતતિને કૃત્રિમ ઉપાયો દ્વારા રોકવામા આવશે અને વીર્યનો પાણીની માફક દુરુપયોગ કરવામા આવશે તો એ અવસ્થામા પોતાનામા પણ એવી નિર્બળતા આવી જશે કે પોતે જ સંતાનને ય ને વધારે ભારરૂપ થઈ પડશે અને ત્યારે પોતાનો ભાર ઉપાડવો પણ તેને મુશ્કેલ થઈ પડશે

વિષય ભોગની કામના કાબુમા રહી શકતી નથી એવી ભાવના જો તે કામેચ્છુક પુરુષોમા પેદા થવા પામશે તો એ દુર્ભાવના કારણે ઘણુ અનર્થ પરંપરા ઊભી થવા પામશે

આજ મનુ પણ ઘણુ લોકોની એવી ભાવના દૃઢ થઈ ગઈ છે કે વિષય ભોગની કામનાને કાબુમા લાવી શકાતી નથી પણ આ વિષે પ્રાચીન લોકોનો અનુભવ જુદો છે પોતે બ્રહ્મચર્યને પાળી ન શકે એ વાત જુદી છે અને બ્રહ્મચર્ય પાળી જ શકાતુ નથી એમ કહી સંસારમા વિષય વાસનાનો પ્રચાર કરવો એ વાત પણ જુદી છે આજે યુરોપ અને અમેરીકામા એવી અનેક કુમારીકાઓ સાંભળવામા આવે છે, જેઓ નાનપણથી જ બ્રહ્મચર્યનું પાલન કરી રહી છે અને જનસેવા કરી રહી છે આમ હોવા છતા પણ જેમની સામે

ભીષ્મ અને ભગવાન નેમિનાથ જેવા બ્રહ્મચારીનો ઉચ્ચ આદર્શ છે એ ભારતમા "વિષયભોગને કાબુમા રાખી શકાતો નથી" એવી દુર્ભાવનાનુ ભૂત કયાથી ઘુસી ગયુ તેની કાઇ ખબર પડતી નથી

બ્રહ્મચર્યનુ પાલન કરવુ અતિ મુશ્કેલ છે, સાધુ થયા વિના બ્રહ્મચર્યનુ પાલન થઇ જ શકતુ નથી અને ગૃહસ્થજીવનમા બ્રહ્મચર્યનુ પાલન કરવુ શકય નથી' આ પ્રકારની માન્યતા તદ્દન ભૂલભરેલી છે જો મનોબળ મજબૂત હોય તો પૂર્ણ કે નૈતિક બ્રહ્મચર્યનુ પણ પાલન થઇ શકે છે અથવા વિવાહ કરીને પણ ગૃહસ્થજીવનમા બ્રહ્મચર્યનુ પાલન થઈ શકે છે બ્રહ્મચર્યના પાલનથી કશુ નુકશાન થતુ નથી, લાભ જ થાય છે કહ્યુ પણ છે કે —

ब्रह्मचर्यप्रतिष्ठाया वीर्यलाभ —યોગસૂત્ર

અર્થાત્—બ્રહ્મચર્યનુ પાલન કરવાથી વીર્યનો લાભ થાય છે અને વીર્ય-શક્તિ સુરક્ષિત રહે છે નૈષ્ઠિક બ્રહ્મચર્યનુ પાલન કરવાથી પણ વીર્ય લાભ થાય છે અને વિવાહ કરીને બ્રહ્મચર્ય પાળવાથી પણ વીર્યલાભ થાય છે આથી વિરુદ્ધ વિષયભોગને કાબુમા લાવી જ શકતો નથી એવી જ ભાવના ભાવવામા આવે અને એ દુર્ભાવનાને કારણે શસ્ત્ર પ્રયોગાદિદ્વારા સતતિનો નિરોધ કરવામા આવે તો તેથી પોતાની તથા બીજાની ઘણી હાનિ થવાનો સભવ રહે છે

કેટલાક લોકો એમ કહે છે કે, બ્રહ્મચર્યનુ પાલન કરવાથી શરીરમા રોગ પેદા થવા પામે છે' પણ બ્રહ્મચર્યનુ પાલન કરવાથી કોઇને રોગ પેદા થયો હોય એવુ અત્યારસુધી કોઇવાર સાભળવામા આવ્યુ નથી તેમ તેનુ ઉદાહરણ પણ જોવામા આવ્યુ નથી આથી વિપરીત જે લોકો વિષયી હોય છે તેઓને જ રોગપેદા થએલા નજરે પ્રત્યક્ષ જોવામા આવે છે બ્રહ્મચર્યથી રોગ પેદા થતો નથી વીર્યલાભ જ થાય છે

કહેવાનો આશય એ છે કે સંતતિનિયમન માટે બ્રહ્મચર્યનું પાલન કરવું જોઇએ સંતતિ નિયમન માટે બ્રહ્મચર્ય જ અમોઘ સાધન છે આ અમોઘ સાધનને મૂકી કૃત્રિમ ઉપાયોદ્વારા સંતતિનો નિરોધ કરવો અને વિષયભોગની પ્રવૃત્તિ ચાલુ રાખવી એ પ્રાકૃતિક નિયમથી વિરુદ્ધ અને મહા હાનિનું કારણ છે જો સંતતિનિયમનનું કારણ વિષયભોગનું સેવન નથી પણ આર્થિક અને શારીરિક નિર્બલતાને કારણેજ સંતતિનિયમન કરવામાં આવે છે તો આ દૃષ્ટિએ પણ બ્રહ્મચર્યનું પાલન એ જ એક અમોઘ ઉપાય છે

હવે કોઇ એમ કહે કે, સંતતિનિયમન માટે બ્રહ્મચર્યનો ઉપાય છે તો સારો, પણ અમે વિષયભોગની ઇચ્છાને રોકી શકતા નથી તો પછી અમે બ્રહ્મચર્યના ઉપાયને કામમાં કેવીરીતે લાવી શકીએ?

કોઈ ઉપવાસ ચિકિત્સકને ત્યાં કોઇ રોગી જાય અને કહે કે મારો રોગ દૂર થાય એમ હું ચાહું છું પણ ઉપવાસ આદરી શકતો નથી તો ચિકિત્સક તે રોગીને શું કહેશે? એ જ કે, જો તમે ઉપવાસ કરી શકતા નથી તો તમારા રોગની દવા આ દવાખાનામાં નથી આ જ પ્રમાણે જ્યારે તમે વિષયભોગની ઇચ્છાને રોકી જ શકતા નથી તો એનો બ્રહ્મચર્ય સિવાય બીજો ઉપાય શાનો કરો છો? તમે બ્રહ્મચર્યનું પાલન કરવા પણ ચાહતા નથી અને વિષયભોગની પ્રવૃત્તિ ચાલુ રાખીને સંતતિનું નિયમન કરવા ચાહો છો તો એનો અર્થ એ થયો કે, તમે સંતતિનિયમનના સાચા ઉપાયને કામમાં લાવવા ચાહતા નથી પણ તમારી વિષયવાસનાની પૂર્તિ કરવામાં જે સંતાનો બાધકભૂત જણાય છે તેમને જ રોકવા ચાહો છો!

લોકોના મનમાં એવી ભ્રમણા પેદા થઇ ગઇ છે કે, કામભોગની ઇચ્છાને કાબુમાં રાખવી એ અસંભવ છે પણ જે પ્રમાણે નેપોલીયને 'અસંભવ' શબ્દને કોશમાંથી કાઢી નાખવાનું કહ્યું હતું તેમ તમે

ભીષ્મ અને ભગવાન નેમિનાથ જેવા બ્રહ્મચારીનો ઉચ્ચ આર્દર્શ છે એ ભારતમાં "વિષયભોગને કાબુમાં રાખી શકાતો નથી" એવી દુર્ભાવનાનું ભૂત ક્યાંથી ઘુસી ગયું તેની મને ખબર પડતી નથી

બ્રહ્મચર્યનું પાલન કરવું અતિ મુશ્કેલ છે, સાધુ થયા વિના બ્રહ્મચર્યનું પાલન થઇ જ શકતું નથી અને ગૃહસ્થજીવનમાં બ્રહ્મચર્યનું પાલન કરવું શક્ય નથી આ પ્રકારની માન્યતા ત ન ભૂલભરેલી છે, જો મનોબળ મજબૂત હોય તો પૂર્ણ કે નૈતિક બ્રહ્મચર્યનું પણ પાલન થઇ શકે છે અથવા વિવાહ કરીને પણ ગૃહસ્થજીવનમાં બ્રહ્મચર્યનું પાલન થઈ શકે છે બ્રહ્મચર્યના પાલનથી કશું નુકશાન થતું નથી લાભ જ થાય છે કહ્યું પણ છે કે—

ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः —યોગસૂત્ર

અર્થાત્—બ્રહ્મચર્યનું પાલન કરવાથી વીર્યનો લાભ થાય છે અને વીર્ય-શક્તિ સુરક્ષિત રહે છે નૈતિક બ્રહ્મચર્યનું પાલન કરવાથી પણ વીર્ય લાભ થાય છે અને વિવાહ કરીને બ્રહ્મચર્ય પાળવાથી પણ વીર્યલાભ થાય છે આથી વિરૂદ્ધ વિષયભોગને કાબુમાં લાવી જ શકતો નથી એવી જ ભાવના ભાવવામાં આવે અને એ દુર્ભાવનાને કારણે શસ્ત્ર પ્રયોગાદિદ્વારા સંતતિનો નિરોધ કરવામાં આવે તો તેથી પોતાની તથા બીજાની ઘણી હાનિ થવાનો સંભવ રહે છે

કેટલાક લોકો એમ કહે છે કે, બ્રહ્મચર્યનું પાલન કરવાથી શરીરમાં રોગ પેદા થવા પામે છે! પણ બ્રહ્મચર્યનું પાલન કરવાથી કોઇને રોગ પેદા થયો હોય એવું અત્યારસુધી કોઇવાર સાંભળવામાં આવ્યું નથી તેમ તેનું ઉદાહરણ પણ જોવામાં આવ્યું નથી આથી વિપરીત જે લોકો વિષયી હોય છે તેઓને જ રોગપેદા થએલો નજરે પ્રત્યક્ષ જોવામાં આવે છે બ્રહ્મચર્યથી રોગ પેદા થતો નથી પણ વીર્યલાભ જ થાય છે

કહેવાનો આશય એ છે કે, સતતિનિયમન માટે બ્રહ્મચર્યનું પાલન કરવુ જોઇએ સતતિ નિયમન માટે બ્રહ્મચર્ય જ અમોઘ સાધન છે આ અમોઘ સાધનને મૂકી કૃત્રિમ ઉપાયોદ્વારા સતતિનો નિરોધ કરવો અને વિષયભોગની પ્રવૃત્તિ ચાલુ રાખવી એ પ્રાકૃતિક નિયમથી વિરુદ્ધ અને મહા હાનિનું કારણ છે જો સતતિનિયમનનુ કારણ વિષયભોગનુ સેવન નથી પણ આર્થિક અને શારીરિક નિર્બળતાને કારણેજ સતતિનિયમન કરવામા આવે છે તો આ દૃષ્ટિએ પણ બ્રહ્મચર્યનુ પાલન એ જ એક અમોઘ ઉપાય છે

હવે કોઇ એમ કહે કે, સતતિનિયમન માટે બ્રહ્મચર્યનો ઉપાય છે તો સારો, પણ અમે વિષયભોગની ઇચ્છાને રોકી શકતા નથી તો પછી અમે બ્રહ્મચર્યના ઉપાયને કામમા કેવીરીતે લાવી શકીએ?

કોઈ ઉપવાસ ચિકિત્સકને ત્યા કોઇ રોગી જાય અને કહે કે, મારો રોગ દૂર થાય એમ હું ચાહુ છુ પણ ઉપવાસ આદરી શકતો નથી તો ચિકિત્સક તે રોગીને શુ કહેશે? એ જ કે, જો તમે ઉપવાસ કરી શકતા નથી તો તમારા રોગની દવા આ દવાખાનામા નથી. આ જ પ્રમાણે જ્યારે તમે વિષયભોગની ઇચ્છાને રોકી જ શકતા નથી તો એનો બ્રહ્મચર્ય સિવાય બીજો ઉપાય બાકી કયો છે? તમે બ્રહ્મચર્યનુ પાલન કરવા પણ ચાહતા નથી અને વિષય ભોગની પ્રવૃત્તિ ચાલુ રાખીને સતતિનુ નિયમન કરવા ચાહો છો તો એનો અર્થ એ થયો કે, તમે સતતિનિયમનના સાચા ઉપાયો કામમા લાવવા ચાહતા નથી પણ તમારી વિષયવાસનાની પૂર્તિ કરવામા જે સતાનો બાધકભૂત જણાય છે તેમને જ રોકવા ચાહો છો'

લોકોના મનમા એવી ભ્રમણા પેદા થઇ ગઇ છે કે, કામભોગની ઇચ્છાને કાબુમા રાખવી એ અસભવ છે પણ જે પ્રમાણે નેપોલીયને 'અસભવ' શબ્દને કોશમાથી કાઢી નાખવાનું કહ્યુ હતું તેમ તમે

પણ તમારા હૃદયમાંથી કામભોગને કાબુમાં રાખવો અસંભવ સમાન છે એ વાતને કાઢી નાખો તો તમને પણ નિરસભોગને કાબુમાં લાવવામાં જરાપણ મુશ્કેલી જણાશે નહિ !

## હનુમાનની કથા

મર્યાદિત બ્રહ્મચર્યનું પાલન કરી, પેદા કરવામાં આવેલ સંતાનો કેવા બળવાન હોય છે તેને માટે હનુમાનની કથા ઉપર વિચાર કરો લોકો હનુમાન અમને બળ આપશે એમ માની હનુમાનની પૂજા કરે છે પણ શું હનુમાનને તેલ કે સિંદૂર ચડાવવા માત્રથી જ બળની પ્રાપ્તિ થઇ જશે ? હનુમાનને જે બળ મળ્યું હતું તે બ્રહ્મચર્યના પ્રતાપથી જ મળ્યું હતું તે રીતના જ પુત્ર હતા પવનજી મહાસતી સતી અંજનાની સાથે વિવાહ કરી તેને ઘેર લાવ્યા પણ અંજના પ્રતિ તેમના હૃદયમાં થોડો સંદેહ પેદા થયો જેને કારણે પવનજીએ અંજનાને છોડી મૂકી અને પોતાના મનને વશમાં રાખ્યું અંજના પણ સમજી ગઇ કે, પતિને મારા વિષે સંદેહ પેદા થયો છે અને એજ કારણે મનને વશમાં રાખી મારાથી દૂર રહે છે અંજનાએ આ વાતને લક્ષમાં રાખી પોતે પણ મનને વશમાં રાખવાનો નિશ્ચય કર્યો

અંજનાની દાસીએ એકવાર અંજનાને કહ્યું કે, પવનજી તમારા માટે પતિ નથી પણ પાપી છે, કારણકે પતિ હોય તો કોઈ પોતાની સ્ત્રીને આમ છોડી મૂકે !

અંજનાએ જવાબ આપ્યો કે, દાસી ! તું મારા પતિની નિંદા કર નહિ તે સાચા ધર્માત્મા છે તે રાજપુત્ર છે અને અનેક કન્યાઓ સાથે વિવાહ પણ કરી શકે છે તેમ છતાં કેવળ મારા માટે તેઓ મનને કાબુમાં રાખી રહ્યા છે મારા પાપને કારણે તેમને

મારા વિષે સંદેહ પેદા થયો છે જ્યારે મારું પાપ દૂર થઇ જશે ત્યારે મારા પતિનો સંદેહ પણ દૂર થઈ જશે અને ત્યારે મારા પતિ પોતે જ મને ચાહવા લાગશે.

એક દિવસ એવો હતો કે, જ્યારે સ્ત્રીઓ આ પ્રમાણે પતિના પ્રેમને સંપાદન કરવા માટે આત્મસમર્પણ કરતી અને આજે એવો દિવસ છે કે, જ્યારે સ્ત્રીઓને પુનર્વિવાહ કરવા માટે જબરજસ્તી ઉત્તેજિત કરવામાં આવે છે અને તેમના હૃદયમાં કામવાસનાની અગ્નિ પ્રજ્વલિત કરવામાં આવે છે. પુરુષો પોતે કામવાસનાના ગુલામ બની ગયા છે અને એ કારણે જ આજે વિધવાવિવાહ કે પુનર્વિવાહનો પ્રશ્ન ઊભો થવા પામ્યો છે. જો વિધવાઓની માફક પુરુષો પણ સ્ત્રીના મૃત્યુબાદ બ્રહ્મચર્યનું પાલન કરે અને ત્યાગમય જીવન વ્યતીત કરે તો એ પ્રશ્નનો ઉકેલ સરળરીતે થઈ જાય. પણ પુરુષો સ્ત્રીના મૃત્યુબાદ ભલે ઉપરથી રોતા હોય પણ બીજી સ્ત્રી આવશે એ વિચારથી હૃદયથી તો પ્રસન્ન થાય છે.

જે પ્રમાણે સ્ત્રીઓને માટે અંજનાનો આદર્શ છે તે જ પ્રમાણે પુરુષોને માટે પવનકુમારનો આદર્શ છે. પવનકુમાર અને અંજનાએ બન્નેએ આ જ પ્રમાણે બ્રહ્મચર્ય પાળવામાં બાર વર્ષ વ્યતિત કર્યાં. અંજના તો બાર વર્ષ સુધી બ્રહ્મચારિણી તો રહી જ પણ પવને પણ તેટલા વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કર્યું. તેઓ રાજકુમાર હતા. જો તેઓ ચાહત તો બીજો વિવાહ કરી શકતા હતા અથવા આજની માફક દુર્વ્યવહાર કરી શકતા હતા પણ તેઓ તો એમ વિચારતા હતા કે, જ્યારે હું મારી સ્ત્રીને પતિવ્રતા જોવા ચાહું છું તો પછી હું પોતે દુર્વ્યવહાર કરી ભ્રષ્ટ કેમ થાઉં ! આથી એવો અનર્થ થઇ શકે નહિ. આજના લોકો સ્ત્રીઓની તો ટીકા કરે છે પણ પોતે કેવા કામો કરે છે તે તરફ ધ્યાન આપતા નથી. પુરુષો

પોતાના માટે તો એમ કહે છે કે, અમે પુરુષ છીએ એટલે ગમે તે કરીએ પણ આ એકપક્ષીય વાત છે એટલા માટે અમે એમ કહીએ છીએ કે, સ્ત્રી અને પુરુષ—બન્નેએ શીલનું પાલન કરવું જોઈએ શાસ્ત્રમાં પુરુષને માટે સ્વદાર સંતોષ અને સ્ત્રીને માટે સ્વપતિ સંતોષ વ્રત બતાવવામાં આવેલ છે જો પુરુષ સ્વદાર સંતોષવ્રતનું પાલન કરે તો સ્ત્રીઓ સ્વપતિસંતોષવ્રતનું પાલન કેમ ન કરે? પૂર્ણ બ્રહ્મચર્યનું પાલન ન થઈ શકે તો પણ આ વ્રતનું બરાબર પાલન કરવામાં આવે અને સ્ત્રી-પુરુષ સંતોષપૂર્વક મર્યાદિત જીવન ગાળે તો પણ સંતતિનિયમનના પ્રશ્નનો ઉકેલ થઈ શકે એમ છે

બાર વર્ષ બાદ યુદ્ધને માટે જતા પવનકુમારે જંગલમાં પડાવ નાખ્યો ત્યાં રાતના વખતે ઝાડ ઉપર એક ચક્રવાકી રોતી હતી પવને પોતાના મિત્ર પ્રહસ્તને આ પક્ષી શા માટે રુવે છે તેનું કારણ પૂછ્યું પ્રહસ્તે કહ્યું કે, "રાતના વખતે ચક્રવાક અને ચક્રવાકીનો વિયોગ થઈ જાય છે અને એ વિયોગદુઃખને કારણે આ ચક્રવાકી રોઈ રહી છે'

પવનકુમાર પ્રહસ્તને કહેવા લાગ્યા કે "જ્યારે આ ચક્રવાકી કેવળ એક રાતના વિયોગ દુઃખથી આટલો બધો કલ્પાંત કરી રહી છે, તો પછી મારી પત્ની કે જેને બાર વર્ષ થયા મેં છોડી મૂકી છે તેને કેટલું બધું દુઃખ થતું હશે' મને તેના પ્રતિ સંદેહ પેદા થયો હતો અને તે કારણે મેં તેનો ત્યાગ કર્યો હતો

પ્રહસ્તે પવનકુમારને પૂછ્યું કે, "તે સતી તરફ આપને શો સંદેહ પેદા થયો હતો? તમે મને અત્યાર સુધી એ વિષે વાત [illegible] કરી નહિ વાત કરી હોત તો આપના સંદેહનું નિવારણ હું કરી આપત'

પવનકુમારે પોતાનો સંદેહ પ્રહસ્તને કહી સંભળાવ્યો પ્રહસ્તે જવાબ આપ્યો કે, 'તે તો સતી છે તેના તરફ તમારો સંદેહ

અગ્યાને છે જો તમારો સંદેહ સાચો હોત તો તે આટલા દિવસ સુધી ઘેર બેસી રહેત નહિ પણ પીયર ચાલી ગઇ હોત' તમે જેને દોષ માની સદેહ કરી રહ્યા છો તે દોષ નહિ પણ ગુણ છે

પવનકુમાર બધી વાત સમજી ગયા અને તેમનો સદેહ દૂર થયો તે પ્રહસ્તને કહેવા લાગ્યા કે, "મે એ સતીને દુઃખ આપી ઘણુ પાપ કર્યું છે હવે હું સમરાંગણમા જાઉ છુ પણ જો હું યુદ્ધમા માર્યો ગયો તો મારા હૃદયમા એ દુઃખનો કાંટો સદાને માટે રહી જશે પરતુ હવે એવો કોઈ ઉપાય છે કે જે દ્વારા હું રાતભર ત્યા રહી પાછો આવી શકુ ? પ્રહસ્તે કહ્યુ કે, હા ! હુ એવી વિદ્યા જાણુ છુ

આજે તો એરોપ્લેન વાયુયાન છે પણ પહેલાના આકાશમા ઉડવાની વિદ્યા હતી એ વિદ્યાની સહાયતાથી પ્રહસ્તની સાથે પવનકુમાર જ્યા અજના રહેતી હતી ત્યા આવ્યા તે વખતે અજનાને તેની સખી કહી રહી હતી કે, જેને તું તારુ સૌભાગ્ય ગણે છે તે તારા પતિએ તારા શુકન ન લઇને તારું અપમાન કર્યું છે વાસ્તવમા તારો તે પતિ બહુજ દુષ્ટ છે હું તો એમજ વિચારું છુ કે તે જરૂર યુદ્ધમા માર્યો જશે '

દાસી અને રાણીમા શુ અંતર હોય છે તે અજના અને તેની દાસીની વાતચીત ઉપરથી જુઓ દાસીના કથનના ઉત્તરમા અજનાએ કહ્યુ કે, "એમ કહે નહિ મારા પતિની યુદ્ધમા અવશ્ય જીત થશે હું તો તેમનો વિજય થાય એ જ ભાવના ભાવુ છુ '

સખીએ કહ્યુ કે, "જેણે તારું આટલું બધુ અપમાન કર્યું છે તેની પણ જીત થાય એમ ચાહે છે ?"

અજનાએ જવાબ આપ્યો કે, "મારા પતિના હૃદયમા મારા પ્રતિ સદેહ છે એ કારણે તેઓ મને દુશ્ચરિત્રા ધારે છે અને એ

મરણે જ મારા શુકન લીધા નહતા દુ રિત્રાના શુકન સારા ગણાતા નથી મારા પતિ એવા મહાપુરુષ અને વીર છે કે તેમણે પિતાને યુદ્ધમા જવા ન દેતા પોતે યુદ્ધમા ગયા તેઓ એવા વીર પુરુષ છે અને બાર વર્ષથી બ્રહ્મચર્યનુ પાલન કરી રહ્યા છે એટલા માટે જે એવા સચ્ચરિત્ર વીરપુરુષની જીત નહિ થાય તો કોની જીત થશે ? '

આ પ્રમાણે અજના અને તેની દાસી વચ્ચે થએલી વાતચીત પવનકુમારે શાતચિત્તે સાભળી અને સાભળીને તે ગદગદા થઇ પ્રહસ્તને કહેવા લાગ્યા કે 'હે મિત્ર' મે આ સતીનો બહુ જ અપરાધ કર્યો છે એટલા માટે તેને કવીરીતે મળવુ '

પ્રહસ્તે કહ્યુ કે ' થોડીવાર રાહ જુઓ ' આ પ્રમાણે કહી પ્રહસ્તે અજનાના ઘરનુ મા ણ ખખ ાવ્યુ બારણુને કોઇ ખખડાવતુ જોઇ તે જોરથી બોલી ઉઠી કે, ' એ કોણ દુષ્ટ છે કે, જે કુમાર ને બહાર ગએલા જોઇ અત્યારે આવ્યો છે ? જે કોઇ હોય તે અહીંથી જલદી ચાલ્યા જાઓ નહિ તો તારુ મૃત્યુ થઇ જશે

પ્રહસ્તે જવાબ આપ્યો કે, ' બીજુ કોઇ નથી બીજે કોણ અહી આવવાની હિંમત કરે ' એ તો પવનકુમાર છે અને તેમની સાથે હું તેમનો મિત્ર પ્રહસ્ત છુ આ સાભળી અજના પ્રસન્ન થઇ પણ તેણીએ ખાત્રી કર્યા વિના ઘરના બારણા ખોલ્યા નહિ, પણ પહેલા પ્રકાશવાળા બારી વાટે ખાત્રી કર્યા બાદ જ તેણીએ ઘરનુ બારણુ ખો યુ

અજનાએ અર્ઘ-પૂજા વડે પવનકુમારની આરતી ઉતારી અને પછી મે તમને બહુ કષ્ટ આપ્યુ છે એમ કહેવા લાગી

પવનકુમારે અજનાને કષ્ટ આપ્યુ હતુ કે અજનાએ પવન કુમારને કષ્ટ આપ્યુ હતું ' વાસ્તવમા તો પવનકુમારે જ અજનાને

કષ્ટ આપ્યું હતું તેમ છતાં અંજનાએ એમ ન કહ્યું કે, તમે મને કષ્ટ આપ્યું છે પણ એમ કહ્યું કે, "મેં આપને બહુ કષ્ટ આપ્યું છે અને તમે મારા કારણે જ બાર વર્ષ સુધી બ્રહ્મચર્યનું એકનિષ્ઠાપૂર્વક પાલન કર્યું છે. મારા આ કષ્ટને આપ ક્ષમા આપો. આજે આપનો સંદેહ દૂર થયો છે એ જાણી મને બહુ પ્રસન્નતા થાય છે!'

પવનકુમાર અંજનાને કહેવા લાગ્યા કે, "હે સતી! ક્ષમા કરો. મેં અજ્ઞાનને કારણે આપના જેવી સતી ઉપર પણ ખોટું કલંક ચડાવ્યું. મારા આ અપરાધને તમે ક્ષમા કરો!"

આખરે બન્નેનો સંસારસંબંધ થયો. બન્નેએ બાર વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કર્યું હતું એટલા માટે પવનના વીર્યથી હનુમાનનો જન્મ થયો.

કહેવાનો આશય એ છે કે, બ્રહ્મચર્યપૂર્વક મર્યાદિત જીવન ગાળવાથી સંતાનો પણ બળવાન થાય છે. એટલા માટે સંતતિનિયમનને માટે પવનકુમારનો આદર્શ દૃષ્ટિ સમક્ષ રાખવો જોઈએ.

જો તમે ભીષ્મ કે ભગવાન અરિષ્ટનેમિની માફક પૂર્ણ બ્રહ્મચારી રહી ન શકો તો પવનકુમારની માફક બ્રહ્મચર્યપૂર્વક મર્યાદિત જીવન તો ગાળી શકો છો. કામવાસનાને કાબુમાં રાખી શકાતી નથી એ ભાવનાનો ત્યાગ કરો. એ દુર્ભાવનાને કારણે જ વિષયવાસનાને વેગ મળે છે.

કહેવાનો સારાંશ એ છે કે, અત્યારે સંતતિનિયમન કરવાની આવશ્યકતા અવશ્ય છે પરંતુ સંતતિનિયમન માટે આજે જે શસ્ત્રક્રિયા કે ઔષધનો ઉપાય બતાવવામાં આવે છે તે સાચો ઉપાય નથી. તે ઉપાય તો એક દૃષ્ટિએ લાભને બદલે હાનિકર્તા જ છે. એટલા માટે એ હાનિકારક ઉપાયોને કામમાં ન લેતાં સંતતિનિયમન માટે બ્રહ્મચર્યના અમોઘ ઉપાયને કામમાં લેવો જોઈએ.

બ્રહ્મચર્યના આ ઉપાયથી સંતતિનું નિયમન થશે જે સંત
થશે તે પણ સ્વસ્થ અને સબળ થશે અને તમે પણ સશક્ત ?
શકશો

શસ્ત્રક્રિયા કે ઔષધના પ્રયોગદ્વારા સંતતિનુ નિયમન કરવા
પોતાને હાનિ થવાની સાથે પરપરાએ બીજાની પણ હાનિ થ
આ સિવાય વર્તમાન સમયમા સ્ત્રીપુરુષની સમાનતાનો પ્રશ્ન ?
થઇ પામ્યો છે તો સ્ત્રીઓ તરફથી કદાચ એવો પ્રશ્ન પણ ઊ
થવા પામે કે, સતતિનિયમન માટે અમારા ગર્ભાશયનુ શા મ
ઑપરેશન કરવામા આવે ! પુરુષોને જ શસ્ત્ર કે ઔષધના પ્રયોગ
એવા શા માટે બનાવવામા ન આવે કે તેમની દ્વારા સતાનોત્પત્તિ
થઈ ન શકે ! તેમની ઉત્પાદક શક્તિનો જ નાશ શા માટે
કરવામા ન આવે ! જો કૃત્રિમ સતતિનિયમનના ઉપાયોને કા
ભવિષ્યમા આવી ભયકર સ્થિતિ ઉભી થવા પામે, એ ઉપાયો
પરેજથી કામમા ન લેવા એ જ ઉચિત છે. કદાચ સરકાર ?
સતતિનિયમન માટે એવા કૃત્રિમ ઉપાયોને કામમા લેવાનો કા
કરે તો પણ સરકારના એ કાયદા કાયદાને માનવો કે નહિ ! એ
તમારી ઇચ્છા ઉપર જ આધાર રાખે છે જો તમારી દૃષ્ટિએ ?
સતતિનિયમનના કૃત્રિમ ઉપાયો અનુચિત છે તો એ ઉપાયો
ત્યાગ કરો અને સતતિનિયમન માટે બ્રહ્મચર્યનો અમોઘ ઉ
કામમા લો તો તેમા તમારુ સમાજનુ અને દેશનુ કલ્યાણ રહેલુ

# ખાદી અને જૈનદૃષ્ટિ*



ગાંધીજી કહે છે કે, "મારી જયંતિ ક્યારે આવે છે તે હું જાણતો નથી મને તો એ ચીજો વહાલી છે ભારત જો અહિંસાવાદી રહેવા ચાહે છે તો હું ભારતની સન્મુખ બે વિચારો મૂકું છું — એક તો એ કે, ખાદી પહેરો અને બીજું એ કે રેંટિયો કાંતો ગાંધીજીનું આ પ્રમાણે કથન છે ગાંધીજીના આ કથનનો જૈનદૃષ્ટિએ વિચાર કરવો આવશ્યક છે અને એના માટે આ વિષય વિષે જૈનદૃષ્ટિએ વિચાર કરું છું

કેટલાક લોકો કહે છે કે, 'અમે ખાદી કેમ પહેરીએ? ખાદીમાં તો જૂ પડે છે અને ખાદીને ધોવા માટે વધારે પાણી વાપરવું પડે છે આ દૃષ્ટિએ તો ખાદી પહેરવાથી વધારે હિંસા થાય છે બીજી દૃષ્ટિએ વિચાર કરતા જૈનદર્શન રાગદ્વેષ ન કરવાનું કહે છે, ખાદી પહેરવી અને વિલાયતી ન પહેરવું એ શું રાગદ્વેષ નથી ?"

જેનામાં રાગદ્વેષ નથી તે ખાદી કે વિલાયતી ગમે તે પહેરે છે, અને કોઈ જાતનો ભેદભાવ રાખતા નથી ... દૃષ્ટિએ ખાદી ...

---

* જૈનાચાર્ય પૂજ્યશ્રી જવાહિરલાલજી મહારાજ સાહેબનું તા. ૩-૧૦-૧૯[illegible]નું ગાંધી જયંતિ પ્રસંગનું જાહેર પ્રવચન

વિનાયની એ જેમા કોઇ તરફ રાગદ્વેષ ન રાખવો જોઇએ ગાંધીજી ખાદી પહેરવા માટે જે કાંઈ કહે છે તેની વિરુદ્ધ જૈનદષ્ટિએ આ દલીલ કરવામા આવે છે આપણે તો અત્રે ગાંધીજીના કથન ઉપર અને આ દલીલ ઉપર તટસ્થ રહીને વિચાર કરવાનો છે

એમ કહેવામા આવે છે કે, ખાદીમા જૂ પડે છે અને ખાદીને ધોવા માટે વધારે પાણી વાપરવુ પડે છે, પરતુ આ રીતે આરભસમારભ જોવા લાગશુ તો અનેક અનિતિવાળા કાર્યો થવા લાગશે દૃષ્ટાતરૂપે એક માણસ કહે છે કે, "હું સહસ્ત્ર પાળી શકતો નથી, પરતુ જો વિવાહ કરું તો આરભ થાય વિવાહ કરવાથી સતતિ પણ થાય અને ધમાનમા પ વુ પડે એથી આરભ વધી જાય માટે રૂપીઆ, એ રૂપીઆ આપીને વેશ્યાગમન કરી મારી કામવાસનાને તૃપ્ત કરી લઉ કે જેથી આરભના પાપમાથી બચી જાઉ' કોઇ માણસ આ પ્રમાણે કહે તો તમે તેને શુ કહેશો? એ જ જવાબ આપશો કે તેમ કરવુ 'તે મહા પાપ છે' આ પ્રમાણે માત્ર દેખીતા આરભને પકડી રાખવામા આવે અને પરોક્ષરૂપે મહા આરભ વગેરે મોટા પાપ ન જોવામા આવે તો નૈતિક જીવન છોડીને અનૈતિક જીવનમા પડી જવુ પડે સસારમા જેટલા કૃત્યો થાય છે તે દરેકની સાથે પાપ અને પુણ્ય લાગેના જ રહે છે પરતુ પત્યેક કૃત્યમા પાપ અને પુણ્યનુ વધતા ઓછાપણુ જોવુ જોઇએ

જે કૃત્યથી વધારે પાપ થાય છે તે કૃત્યને પહેલુ જ તજવુ જોઇએ, જે પ્રમાણે વેશ્યાગમન અને નૈતિક વિવાહના વિષયમા જોવામા આવે છે કે વેશ્યાગમન એ ભયકર પાપ છે અને નૈતિક વિવાહ કરવો તે ભયકર પાપ નથી આ વાત કાપ ના સ બધમા પણ વિચારો જો તમે કાપ ના વિષયમા વિચાર કરશો તો વેશ્યા

ગમનથી દેશને અને ધર્મને જેટલું નુકશાન નથી પહોંચ્યું તેથી અધિક નુકશાન ચરબી લાગેલા કાપડની વપરાશથી થયું છે પરંપરાએ જોતા જેવી રીતે વેશ્યાગમનથી વધારે નુકશાન થાય છે તેવી જ રીતે ચરબી લાગેલા કાપડથી પણ પરંપરાએ વધારે નુકશાન થાય છે આ દશામા જેવી રીતે આરંભના બાના નીચે વિવાહ કરતા વેશ્યાગમનને અલ્પારંભી માનવામા આવે છે, તેવી જ રીતે આરંભના બાના નીચે ખાદીના સબંધમા વિરુદ્ધ માનવુ તે ઠીક છે કે નહિ તેનો વિચાર કરો

ચરબી લાગેલા કપડાને ધોવા માટે ઓછુ પાણી વપરાતુ હશે પરંતુ તેથી પરંપરાએ કેટલું પાપ થાય છે તે તો જુઓ ખાદીને ધોવા માટે વધારે પાણી વપરાતું હશે પરંતુ ચરબી લાગેલા કાપડ કરતા ખાદીના કાપડથી પરંપરાએ થતા પાપની સરખામણી કરશો તો બન્ને વસ્ત્રોનો ભેદ સમજાશે

ભારત તરફ રાગ અને વિલાયત તરફ દ્વેષ શા માટે? એ વિષયમા કહું છું કે, જૈનધર્મ રાગદ્વેષ કરવાનું કદી પણ કહેતો નથી, પરંતુ તમે સંસારમા હોવાથી નૈતિક રાગદ્વેષથી બચી શકતા નથી દૃષ્ટાંતરૂપે તમે તમારા પુત્રને તમારો માનો છો, પરંતુ પાડોશીના પુત્રને તમારો પુત્ર માનતા નથી દયા તો પાડોશીના પુત્ર ઉપર પણ રાખો છો છતા તેને તમારો પુત્ર માનતા નથી એ રીતે ભારત તમારો દેશ છે, તમે આ દેશમા જ રહો છો અને પોષણ પામો છો તેથી તમોને ભારત તરફ રાગ હોય તો તે સ્વાભાવિક છે

ભારત તરફ પ્રેમ રાખવો તેનો અર્થ એ નથી કે, ઇંગ્લેંડ તરફ દ્વેષ રાખવો ભારત ઉપર પ્રેમ રાખવા સાથે ઇંગ્લેંડ ઉપર પણ દયા રાખવી જોઇએ આજે તે દેશ પણ ખરાબ થઇ રહ્યો છે તમે ત્યાનુ કાપડ વાપરો છો તેથી તે દેશ બીજા દેશનું લોહી ચૂસવાન

[ખી ગયો છે અને વિનાશી બની ગયો છે જો તમે ચરબી લાગેલું કાપડ વાપરવાનું છોડી દો તો તે દેશમાં ચરબીને માટે થઈ રહેલી હિંસા અટકી જાય તેમજ તે દેશના લોકોમાં જે ખરાબી આવી ગઈ છે અને બીજાનું લોહી ચૂસવાનું શીખી ગયા છે તે બધ થઈ જાય આ વાતોને સમજ્યા પછી તમોને જેવું વ્યાજબી લાગે તેવું તમે કરવાના જ પરંતુ આ વાતોને સમજવાની આવશ્યકતા છે આ વાતોને સમજીને તમે મહાઆરંભથી બચી શકો છો શાસ્ત્રોમાં શ્રાવકને અ પારંભી, અલ્પપરિગ્રહી કહ્યા છે અને પોતાની આજીવિકા પણ ધર્મને ગ્રહે કરે છે તેમ કહ્યું છે શ્રાવકોનું વર્ણન કરતા એમ કહેવામાં આવ્યું છે કે, શ્રાવકોએ આરંભનો સર્વથા ત્યાગ કર્યો ન હતો પરંતુ તેઓ મહાઆરંભથી મુક્ત રહેતા જેઓ મહા આરંભથી મુક્ત રહ્યા છે તેઓને અ પારંભી હોવા છતા પણ શાસ્ત્રકારો વખી કહે છે, પાપી કહેતું નથી માટે ચરબી લાગેલા કાપડ અને ખાદીના સબંધમાં એ જુઓ કે અ પારંભ કોનાથી થાય છે અને મહા આરંભ કોનાથી થાય છે? આ વિવેક રાખીને જેમાં મહા આરંભ હોય તે વસ્તુનો ત્યાગ કરો

ખાદીને ધોવામાં વધારે પાણી વપરાય છે તે કારણથી ખાદીની નિન્દા કરવી અને ચરબી લાગેલા કાપડને ધોવામાં પાણી ઓછું વપરાય તેથી ખાદી કરતા તેને સારુ માનવું અને તે પાછળના મહા આરંભનો વિચાર ન કરવો તે વ્યાજબી નથી ખાદી વાપરવાથી પાણીની વધારે વપરાશથી હિંસા થાય છે પરંતુ ચરબી લાગેલા કાપડ થી તો મનુષ્ય સુધીની પણ હિંસાઓ થાય છે

હું એમ કહું છું કે મહાઆરંભ અને અ પારંભને સમજીને મહાઆરંભથી છૂટો અ પારંભથી પણ છૂટવાની ભાવના રાખો પરંતુ અ પાર

એમ કહેવામા આવે છે કે, ગાધીજી જૈનના મહાવ્રતધારી નથી ગાધીજી એમ કહેતા પણ નથી કે "હું મહાવ્રતધારી છુ" પરતુ મા ! મ ટે એમ કહી શકાય કે, તમે તો "મહાવ્રતધારી છો અને તેથી તમારે જૈન દ્રષ્ટિએ રેટિયાનો નિષેધ કરવો જોઇએ કારણ , રેટિયો શુ જાગૃત કરીને ફરે છે અને તેથી જીવોની હિંસા થાય છે આ માટે તમારે તો એવો ઉપદેશ આપવો જોઇએ કે, રેટિયા ન કાતવો એ પ્રમાણે કહી શકાય પરતુ એ ઉપદેશ ત્યારે જ આપી શકાય કે, જ્યારે તમે કોઇ કપડા ન પહેરતા હો કપ ! પહેરવાનુ તમે છોડી શકતા નથી અને એવી સ્થિતિમા તમોને રેટિયો ન કાતવાનુ કહેવુ એ તો બીજા મહા પાપમા નાખવાનુ થાય દાખલા તરીકે કોઇ બાઇને એમ કહેવામા આવે કે, ' તમે ઘટી ફેરવવી બધ કરી દો " આ ઉપદેશ હું આપી શકુ પરતુ તે બાઇને લોટનો ખોરાક બધ થયો નથી, તેથી ઘટી ફેરવવી બધ કરી દેશે તો મશીનથી ચાલતી ઘટીનો આશ્રય લેશે અને તેમ કરીને અલ્પારભમાથી મહાઆરભમા પડશે પરતુ જો હું એમ ઉપદેશ આપુ કે મીલનો દળેલો લોટ ખાવાનુ છોડી દો તો એ બહેન કહેશે કે હુ મીલનો લોટ ખાવાનુ છોડી દઉં તો મારે ઘટી ફેરવવી પડશે આ પ્રમાણે મીલમા દળેલો લોટ ખાવાનો ત્યાગ કરવાથી તેને ઘટી ફેરવવી પડશે તો તે પાપ શુ મને લાગશે? જ્યારે મારે મીલમા દળેલા લોટનો ઉપયોગ છોડી દેવાનો ઉપદેશ આપવો પડે ત્યારે મીલ અને ઘટી એ બન્નેથી થઇ રહેલા પાપમા શુ અતર છે તે બતાવવુ પડશે એમ કહેવુ પડશે કે, મીલમા દળેલા લોટમા અને ઘટીથી દળેલા લોટમા નૈતિક દૃષ્ટિએ એ જાતનુ અતર રહે છે કે, જેવુ અતર ઘી નીકળેલા દૂધ અને ઘી નીકળ્યા વગરના દૂધ વચ્ચે હોય છે દેખાવમા તો બન્ને દૂધ એક સરખા રગના લાગે છે પરતુ ખરીરીતે બન્નેમા તફાવત છે આ

પ્રમાણે જ યંત્રથી ચાલતી ઘંટી અને હાથઘંટીમા જે આરંભ
થાય છે તેમા પણ મહાન્ અને થોડા આરંભનુ અંતર રહે છે
આવી જ રીતે નૈતિક-પારમાર્થિક દૃષ્ટિએ જોઇને મીલમા દળેલો
લોટ ખાવાનુ છોડી દો, ચરબી લાગેલુ કાપડ, ચરબીથી બનેલુ ઘી
વેચાતા લીધેલા દૂધ અને દહીં વગેરે છોડી દેશો તો તમારા હૃદયમા
અહિંસાનુ કોઇ જુદુ જ મહત્ત્વ દેખાશે આ પ્રમાણે જ્યારે મહા
આરંભથી બચવાનુ હોય છે ત્યારે તે સ્થિતિમા અનારંભ સિવાય
બીજો માર્ગ રહેતો નથી અલ્પારંભથી ત્યારે જ બચી શકાય કે,
જ્યારે લોટ વગેરે વસ્તુઓ ઉપભોગમા લેવાનુ છોડી દેવામા આવે
આ જ પ્રમાણે ગાંધીજી પણ કહે છે કે, જો ખાદી પહેરવી હોય તો
રેંટિયો ચલાવ્યા સિવાય બીજો માર્ગ નથી જો રેંટિયો નહિ કાંતો
તો પછી મીલનુ શરણ લેવુ પડશે અને તેથી એ વિચારવુ આવશ્યક
છે કે, મીલમા આરંભ વધારે કે રેંટિયામા? મીલમા વધારે આરંભ
થાય છે એ વાતનો કોઇ ઇન્કાર કરી શકશે નહિ રેંટિઓ ચલાવ્યા
સિવાય જેમા વધારે આરંભ થાય છે તે મીલ બંધ થઇ શકતી
નથી અને મીલ બંધ થયા સિવાય મહા આરંભ અટકી શકે નહિ

ગાંધીજી વણિક છે, વ્યાપારી છે તેઓ એવી વાત બતાવે છે
કે, જેમા થોડો ખર્ચ થાય અને લાભ વધારે થાય અને તેથી જ
તેઓ તમને મહા આરંભથી છૂટવાનુ કહે છે તમે વ્યાપાર કેવો
પસંદ કરશો? જેમા થોડો ખર્ચ થાય અને લાભ વધારે થાય
તે પસંદ કરશો કે, જેમા થોડો લાભ થાય અને ખર્ચ વધારે થાય
તે પસંદ કરશો? જો તમે વ્યાપાર છોડી દો તો તો જુદી વાત છે,
પરંતુ તમે ગૃહસ્થ છો અને વ્યાપાર છોડી શકતા નથી અને અમે
પણ તમને ભીખ માગવાનુ કહી શકતા નથી જો કોઇ સાધુ આવો
ઉપદેશ આપે તો તેને માટે એમ જ કહેવાય કે, તે સાધુ અજ્ઞાત છે
આ પ્રમાણે જ્યારે ભીખ માગીને ખાવુ નથી ત્યારે વ્યાપાર સિવાય

બીજો કયો માર્ગ રહેશે? ખેતી, વ્યાપાર વગેરે નૈતિક ઉપાયોથી જીવન નથી ચાલે છે તેથી હું એમ નથી કહી શકતો કે, તમે એ બધુ છોડીને ભીખ માગો પરંતુ એમ કહી શકુ કે, પંદર કર્મા દાનનો ત્યાગ કરો આ પ્રમાણે ગાંધીજીના કહેવામા રેંટિયાના આશ્રયથી મીલથી થતા પાપનો ત્યાગ થાય છે અલ્પારંભથી આજીવિકા ચલાવી મહાઆરંભથી બચે તેમા શુ ખરાબ થાય છે? જૈન દૃષ્ટિએ એવા કૃત્યને કેમ ખરાબ કહી શકાય? કોઇ એમ પૂછશે કે રેંટિયો કોઇએ કાત્યો હોય તેવુ વર્ણન શાસ્ત્રોમાં આવ્યુ છે? એને માટે એમ કહેવાનું છે કે તે માટે તમે શાસ્ત્રના દાખલાઓ તપાસો તો મળી શકશે

શંકરભાષ્યમા જે કાંઇ કહેવામા આવ્યુ છે તે દૃષ્ટિ સંમુખ રાખીને જૈન શાસ્ત્રો તરફ નજર કરશો તો જૈનશાસ્ત્રનુ મહત્ત્વ જાણી શકશો શંકરભાષ્યમા અર્થવાદના ત્રણ ભેદ બતાવવામા આવ્યા છે અનુવાદ, ગુણવાદ અને ત્રીજો મ્‌ભૂત અર્થવાદ જે વસ્તુ બીજા પ્રમાણથી પ્રસિદ્ધ છે તે વસ્તુના ગુણદોષ કહેવા, તે અનુવાદ છે જેમ કોઇ કહે કે અગ્નિ શીતળતા મટાડે છે, પાણી તરસ છીપાવે છે આ બન્ને વાતો અનાદિથી પ્રસિદ્ધ છે, તેથી આ પ્રમાણે કહેવુ તે અનુવાદ છે બીજો ભેદ ગુણવાદ છે જેમ કોઇ સ્રીને ચદ્રમુખી કહેવામા આવે, જો કે તેનુ મોઢુ ચદ્ર હોતુ નથી, પરંતુ તેના મોઢા ઉપર શીતળતા અને સૌમ્યતા હોવાને કારણે ચદ્રની શીતળતા અને સૌમ્યતાની અનુસાર બતાવવામા આવે છે ચદ્રમા રહેલી શીતળતા અને સૌમ્યતાને લઇને સ્રીને ચદ્રમુખી કહેલી છે, તેથી તે ગુણવાદ છે ત્રીજો સદ્‌ભૂત અર્થવાદ છે જેમ કોઇ માણસ કહે કે સ્વર્ગ અને નરક નથી પરંતુ તેને એમ પૂછવામા આવે કે તેનું શું પ્રમાણ છે, તો તે કહેશે કે કોઇ જોઇ આવ્યુ છે? તેના જવાબમા એમ કહેવામા આવે કે સ્વર્ગ અને નરક નથી એ શુ તમે જોઇ આવ્યા છો? જો નથી જોઇ આવ્યા, તો પછી નિષેધ

શા માટે કરો છો ? આ પ્રશ્નના જવાબમા પૂછનાર કહેશે કે સ્વર્ગ અને નરક છે તેના સદ્ભૂત પ્રમાણ છે બીજા કોઇપણ પ્રમાણના વિષયમા સદેહ થઇ શકે, પરતુ શાસ્ત્રના વિષયમા કોઇ પ્રકારનો સદેહ થઇ શકતો નથી અને જ્યારે તમે સ્વર્ગ અને નરક નથી, એમ જોઇ આવ્યા નથી, તો તમે કયા પ્રમાણથી સ્વર્ગ અને નરકનુ ખડન કરો છો ? જે વીતરાગના શાસ્ત્ર છે તે સદ્ભૂત પ્રમાણ છે આ પ્રમાણે જે વાત વગર, બીજા પ્રમાણનુ ખડન કરી શકાતુ નથી તેનુ પ્રતિપાદન વીતરાગભાષિત શાસ્ત્રોમા છે, તે વાત સદ્ભૂત અર્થવાદ છે આ પ્રમાણે શાસ્ત્રને માટે પણ જુઓ કે કોઇ જગ્યાએ શાસ્ત્રમા રેટિયાનુ કોઇપણ પ્રમાણ મળે છે ? નહિ ?

ગાધીજી રેટીયો કાતવાનુ કહે છે તેથી હું તે કાર્યને આરભ રહિત છે તેમ નથી કહેતો પરતુ જે વાત જેવા સ્વરૂપમા છે તેવા સ્વરૂપમા બતાવવી જોઇએ પૂજ્યશ્રી શ્રીનાનજી મહારાજ જ્યારે કાઠિયાવાડમા બિરાજતા હતા ત્યારે નાનાલાલ કવિ અને હરિશકર પડ્યા તેઓને મળ્યા હતા તેઓએ પૂજ્યશ્રીને ગાધીજીના વિચારો કહેલા હતા આ સમય પહેલા પૂજ્યશ્રીએ ગાધીજીના વિચારો સાભળ્યા ન હતા પરતુ ગાધીજીના વિચારો સાભળ્યા પછી તેઓશ્રી એ કહ્યુ હતુ કે, " આ વિચારો તો મોટા હૃદયના છે આમા ગાધીજી શુ ખરાબ કહે છે ! " આ પ્રમાણે જે વાત વ્યાજબી હતી તેનો પૂજ્યશ્રીએ પણ સ્વીકાર કર્યો હતો આ પ્રમાણે જે વાત સત્ય છે તેને તો હું સત્ય કહીશ અને અસત્ય હશે તેને અસત્ય કહીશ એમ કરવામા હું અચકાઇશ નહિ

સૂયગડાગજી સૂત્રના બીજા શ્રુતસ્કધના ઉપોદ્‌ઘાતમાં નિર્યુક્તિકારે જે વર્ણન કર્યુ છે અને તેના ટીકાકારે જે સ્પષ્ટીકરણ કર્યુ છે, તેમા આર્દ્રકુમારની કથા આવે છે તે કથામાં શું છે ? —

આર્દ્રકુમાર મુનિ થઇ ગયા હતા અને એક જગ્યાએ ધ્યાન ધરીને ઊભા હતા ત્યા નગરમા કેટલીક બાળાઓ રમતી હતી જેમા શ્રીમતી નામની એક પૈસાદારની પુત્રી પણ હતી એ બાળાઓ દોડી દોડીને થાભલો પકડીને કહેતી હતી કે, "આ અમારો પતિ છે" શ્રીમતીએ આર્દ્રકુમારને માટે એમ ન જાણ્યુ કે, આ મનુષ્ય છે આર્દ્રકુમાર અધારામા ઊભા હતા તેથી શ્રીમતીએ દોડીને તેને થાભલો સમજીને પકડી લીધા અને કહેવા લાગી કે, "આ મારા પતિ છે" તેની સખીઓ કહેવા લાગી કે, "તુ ઠગાઇ ગઇ, તે થાભલો નથી પરતુ પુરુષ છે કથામા એમ પણ કહ્યુ છે કે, શ્રીમતી પૂર્વભવમા આ કુમારની પત્ની હતી પૂર્વ ભવના સસ્કાર પણ રહે છે તેથી શ્રીમતીએ હઠ પકડી કે, "હવે આ પુરુષ મારા પતિ છે' શ્રીમતી હઠ પકડીને ત્યા બેસી ગઇ તે હકીકત સાભળીને તેના પિતા શ્રીમતીને સમજાવવા માટે ત્યા આવ્યા અને શ્રીમતીને ખૂબ સમજાવી કે, "આ તારે યોગ્ય પતિ નથી, તેમજ મારા ઘરને લાયક જમાઇ નથી શ્રીમતીએ પિતાની વાત ન માની છેવટે તેના પિતાએ વિચાર્યું કે "વિવાહ તો તે કરવાની છે, તો હું નકામી હઠ શા માટે કરું? અને તેને ના માટે રોકુ ?' શ્રીમતીની દરેક રીતે પરીક્ષા કર્યા પછી તેના પિતાએ તેની ઇચ્છા મુજબ વર્તવાની છૂટ આપી તે વખતે ત્યા સુવર્ણમહોરોની વૃષ્ટિ થઇ ત્યાના રાજા સુવર્ણમહોરો જોઇને લલચાયા અને મહોરો લેવા લાગ્યા પરતુ દૈવી કોપ થયો અને તેથી રાજાને શાત થવુ પડ્યુ આ સઘળુ જોઇને આર્દ્રકુમાર વિચારવા લાગ્યા કે, "જેની સહાયતા દેવતા કરે છે અને જે મને આ રીતે ચાહે છે તેનો કેવી રીતે અગીકાર કરવો?' આ પ્રમાણે વિચારીને તેણે શ્રીમતીને કહ્યુ કે 'હું દેવતાઓથી પણ મોહિત થઇ શકયો ન હતો, પરતુ તારી સરલતા અને પ્રેમથી હું મોહિત થયો છુ તા । નિશ્ચયે મને

ડગાવી દીધો છે પરંતુ તું મને એ કહી દે કે તારી સાથે મારે કેટના દિવસ રહેવું પડશે? કારણ કે, મારા હૃદયમાં વૈરાગ્ય છે હું તો ફક્ત તારા સ્નેહને ખાતર તને સાથ આપવા ઇચ્છું છું' શ્રીમતીએ આર્દ્રકુમાર પાસે બાર વર્ષ સુધી સાથે રહેવાની માગણી કરી વચનથી બંધાઇને આર્દ્રકુમાર શ્રીમતીની સાથે રહેવા લાગ્યા આર્દ્રકુમારથી શ્રીમતીને એક પુત્ર થયો શ્રીમતી પોતાના પતિને જવાનો દિવસ ગણ્યા કરતી હતી જ્યારે પતિને જવાનો દિવસ નજીક આવ્યો ત્યારે શ્રીમતી વિચારવા લાગી કે, "પતિ તો ચાલ્યા જશે પરંતુ તેમના ગયા બાદ હું કેવી રીતે જીવન વ્યતીત કરીશ?" શ્રીમતીને દેવોએ વૃષ્ટિમાં બાર કરોડ સુવર્ણ મહોરો આપી હતી અને શ્રીમતીના પિતા પણ ધનવાન હતા તેથી તેઓએ પણ શ્રીમતીને ધન આપ્યું હશે પરંતુ તે વિચારતી હતી કે, "આ બધું ધન મારે મોજમઝા કરવા માટે નથી જો હું આ ધનને આધારે રહીશ તો મારું શીયળ નહિ રહી શકે આ બધું ધન પુત્રની માલિકીનું છે મારા જીવન નિર્વાહને માટે કોઈ આધાર તો જોઈએ પરંતુ કોનો આધાર લઉં? પુત્ર તો બાળક છે તેથી તેને છોડીને સંયમ પણ લઈ શકીશ નહિ તેથી રેંટિયો કાંતીને જીવન વીતાવવું એ માર્ગ મારા માટે સારો છે પતિ તો મને અનાથ બનાવે છે, પરંતુ રેંટિયો કાંતવાથી હું સનાથ રહીશ

આર્દ્રકુમાર મુનિ, ગૃહસ્થ થયા હતા, પરંતુ તેમનામાંથી ધર્મના સંસ્કાર ગયા ન હતા જો ધર્મના સંસ્કાર ચાલ્યા ગયા હોત તો તેઓ ફરીથી મુનિ ન થાત અને તેમની પત્ની પણ આરંભ સમારંભને ન જાણતી હોય તેવી વાત પણ નથી છતાં પણ તે રેંટિયો કાંતતી તે વિચારતી હતી કે, "પતિ ત્યાગીને ચાલ્યા જશે, ત્યાર પછી હું મારો ધર્મ કેવી રીતે પાળી શકીશ? મારી પાસે જે પૈસો છે તેનો જો હું આશ્રય લઈશ તો તે મને

વિકારી બનાવશે, તેથી મારે માટે તો રેંટિયો કાતવો અને તેની સહાયતાથી જીવન વીતાવવુ એ જ સારુ છે રેંટિયાની સહાયતા લેવાથી મારા શીયળનું પણ રક્ષણ થશે અને મારો ધર્મ પણ રહેશે ઉપરાંત મારી આજીવિકા પણ ચાલશે જો હું બીજા કામમાં ગુથાઇને રેંટિયો થોડો કાતીશ તો મને ખાવાનું પણ થોડુ મળશે જો મારે વધારે ખાવાની ઇચ્છા થાય તો મારે રેંટિયો વધારે વખત કાતવો પડશે તેથી હું મારો વખત બીજી રીતે વીતાવી શકીશ નહિ અને તેમ થવાથી વિકારોથી બચી જઇશ '

હું જે શબ્દો કહી રહ્યો છુ તે કથામા નથી પરંતુ જેવી રીતે બીજથી વૃક્ષોનો વિસ્તાર થાય છે તેવી જ રીતે મૂળ વાતનો આ વિસ્તાર છે શ્રીમતીએ વિકારોથી બચવા માટે રેંટિયાનો આશ્રય લીધો આજે વિધવા સ્ત્રીઓ ગમે તેવુ ખાવા-પીવા માગે તો કોઇ પણ તેની નિંદા કરશે નહિ, પરંતુ જો તે રેંટિયો કાતવા માડશે તો તેની નિંદા કરશે મતલબ એ છે કે, શ્રીમતીએ સાદુ જીવન જીવવા માટે રેંટિયાનો સ્વીકાર કર્યો હતો આજે ગાધીજી સાદુ જીવન જીવવા માટે રેંટિયાનો સ્વીકાર કરવાનુ કહે છે, તો તેમા જૈનદષ્ટિએ શુ નુકશાન થાય છે ? જે વસ્તુથી અહિંસાનુ પાલન થતુ હોય અને મહાઆરંભથી છૂટાતુ હોય તે વસ્તુ જો કોઇ સ્વીકારે એ જૈનદષ્ટિથી વિરુદ્ધ નથી અને કદાચ કોઇ અહિંસાની વિરુદ્ધમા કાઇ વાત કહે તો તેનો અસ્વીકાર કરવો જોઇએ પછી તે વાત કરનાર ગમે તે હોય જે વાત અનુચિત હોય તેનો વિરોધ કરી શકાય વાસ્તવિક વાતોને માન્ય રાખી શકાય અને અવાસ્તવિક વાતોનો તો વિરોધ જ કરવો જોઇએ

ખાદી પહેરવાનો અને રેંટિયો કાતવાનો ઉપદેશ આપનાર ગાધીજીની હજુસુધી મારે મુલાકાત થઇ નથી દિલ્હીમા તેમની

મુલાકાતની ઝવેરીજીએ ગોઠવણ પણ કરી હતી, પરંતુ અનાયાસે તેમને કાંઇ કામ આવી પડયુ તેથી તેમના મ ત્રક પુરુષોએ કહ્યુ કે મહારાજને મળવાની ગાંધીજીને ઘણી ઇચ્છા છે પરંતુ અત્યારે જો ત્યાં આવે તો બીજા કાર્યો અટકી પડે છે તેથી તમે જેમ કહો તેમ કરીએ અંતે ઝવેરીજીને કહેવું પડયુ કે, અમે એ દેશના કાર્યને નુકશાન પહોંચાડવા ઇચ્છતા નથી આ રીતે ગાંધીજી સાથે મારે રૂબરૂ મુલાકાત થઇ ન શકી, પરંતુ તેમના સિદ્ધાંતો હું જોઉં છુ ભગવાન મહાવીરને પણ સાક્ષાત્ જોયા નથી છતા તેમના સિદ્ધાંતો તો જોઇએ છીએ અને એ સિદ્ધાંતો વડે ભગવાન મહાવીરને માનીએ છીએ જે પુરુષ પોતાનું સર્વસ્વ ત્યાગીને અહિંસાના પ્રચારમા લાગી જાય છે તેને મહાપુરુષ તરીકે ઓળખવામા આવે છે

ગાંધીજીએ પોતાનો સાંસારિક આનંદ અને ધીકતી કમાણીવાળો બેરીસ્ટરનો ધંધો છોડી દીધો અને અહિંસાના પ્રચારમા અને જનતાના કલ્યાણમા પોતાનું જીવન વીતાવી રહ્યા છે આવા પુરુષ કાંઇ અયોગ્ય વાત કહે તેમ કેવી રીતે કહી શકાય ? તેમના કથનનો કેવી રીતે વિરોધ કરી શકાય ? આજે ગાંધીજીને સંસારમા મહાપુરુષ માનવામા આવે છે અમેરિકાના વડા પાદરીએ પણ કહ્યુ છે કે, સંસારમા આ સમયે સૌથી મોટા પુરુષ મોહનદાસ કરમચંદ ગાંધીજી છે

અમેરિકામા રહેવાવાળા લોકો ખ્રિસ્તી ધર્મ પાળે છે છતા પણ તેઓ ગાંધીજીને મહાપુરુષ માને છે તો ભારતમા તો ગાંધીજીએ અહિંસાનો પ્રચાર કર્યો છે અને આ કાઠિયાવાડમા તો તેમનો જન્મ થયો છે તેથી ભારતમા અને કાઠિયાવાડમા ગાંધીજીને શું માનનીય નહિ માનવામા આવે ? ભારત અને ખાસ કરીને કાઠિયાવાડને માટે તો એ ગૌરવની વાત છે કે, તમારે ત્યાં જ એના એક પુરુષે આ તો ઉન્નતિને રસ્તે મૂર્યુ છે જેનામા જે ગુણ હોય તે ગુણોને

મહણ કરવા જોઈએ મોગ માણસો કે જેઓ મોટા નામ રાખીને દુર્ગુણોનો પ્રચાર કરે છે તેની સાથે આપણે કાંઈ સંબંધ નથી.

મતલબ એ છે કે, ગાંધીજી અહિંસાને માટે જે કાંઈ કહે છે તે જૈનધર્મને પુષ્ટિ આપે છે તમારે અહિંસાની વાતનો સ્વીકાર કરીને હિંસાનો ત્યાગ કરવો જોઈએ જ્યાંસુધી તમે ગૃહસ્થ છો ત્યાંસુધી મહાઆરંભ છોડવા માટે અલ્પારંભનો આશ્રય લીધા સિવાય ચાલી શકતું નથી જેમ કોઈ માંસાહારીને માંસ છોડવાનું કહેવામાં આવે તો તે વખતે તેને એમ ન કહી શકાય કે તારે ભૂખે મરવું પરંતુ એમ કહી શકાય કે, તારું જીવન શુદ્ધ અને સાત્વિક આહારથી નભી શકે છે આ પ્રમાણે માંસનો ખોરાક છોડી દેનાર માટે અન્નનો આધાર તો જોઈએ આ રીતે જ્યારે મહાઆરંભ છોડવો હોય ત્યારે જીવન નિર્વાહને માટે અલ્પારંભનો આશ્રય લીધા સિવાય ગૃહસ્થને માટે બીજો કોઈ માર્ગ નથી

ગાંધીજી મહાઆરંભને છોડાવનારા છે અને જે મહાઆરંભને છોડે છે અને બીજાઓને તેથી છોડાવે છે તે અહિંસક છે આ રીતે હિંસા ત્યાગવાની વાતનો સ્વીકાર કરવો એ જૈનદૃષ્ટિએ ખોટું કે પાપમય નથી આ વાતને સમજીને ખાદી અને ચરબી લાગેલું કાપડ એ બન્નેમાં મહાઆરંભ કયા વસ્ત્રમાં થાય છે, તેનો વિવેક કરીને મહાઆરંભવાળા કાર્યનો ત્યાગ કરશો તો કલ્યાણ થશે

# પૂજ્ય શ્રી જવાહિરલાલજી મહારાજ સાહેબનું પ્રવચન *



## સ્તુતિ

એવી મતિ થઇ જાય દયામય, એવી મતિ થઇ જાય
ત્રિભુવનની કલ્યાણ કામના, દિનદિન વધતી જાય દયામય૦
બીજાના સુખને સુખ સમજુ, સુખનો કરુ ઉપાય
મારા દુખો સહુ સહું પણ પરદુખ ના સહેવાય દયામય૦

આજે કોઇ વ્યાખ્યાન દેવાનો ખાસ વિષય નથી પટેલ સાહેબ આવેલા છે તેથી થોડા શબ્દો કહેવા છે તમે સહુ અહીં આવેલા છો, પરતુ કઇ વસ્તુ લેવાને આવ્યા છો? મારી પાસે એવી કઇ વસ્તુ છે? તમે મારી પાસે કઇ લેવાને આવ્યા છો કે પટેલ સાહેબ આવેલા છે તેથી તેમની ખાતર તેમની સાથે આવેલા છો? એ વાતનો વિચાર રાખો કે તમારું આવવુ ખાલી ન જાય પટેલ સાહેબ કયા આવેલા છે? કઇ જગાએ બેઠેલા છે? તે જોઇને આ વાતનો વિચાર કરો કે પટેલ સાહેબને સાથ દેવા માટે આવેલાનું

---

* શ્રી ગાંધી જયતિના ઉત્સવ નિમિત્તે રાજકોટ મુકામે પધારેલ સરદારશ્રી વલ્લભભાઇ પટેલ પૂજ્ય મહારાજ સાહેબ પાસે તા ૧૩-૧૦-૧૯૩૬ના રોજ બપોરના ત્રણ વાગે પધાર્યા તે પ્રસગનુ પ્રવચન

શુ કર્તા ૨ થઇ જાય છે ? સામાન્ય છે કે ગઇ કાલે ગાંધી જયન્તિનો મહિમા સમજાવતા પટેલ સાહેબે કહ્યુ હતું કે "રાજકોટનું જે ગૌરવ છે તે જોઇને મને આનંદ થાય છે પરંતુ રાજકોટની રાજ નીતિ જોઇને ખેદ પણ થાય છે' આ રાજકોટમાં ગાંધીજીએ તેમનો બાલ્યકાળ વીતાવ્યો છે તેનું સ્મારક આજે પણ મોજુદ છે આ રાજકોટમા બાલ્યકાળ વીતાવનાર ગાંધીજી આજે કેવુ સાદુ જીવન વિતાવી રહ્યા છે! તેમણે પોતાના સાદા જીવનથી એ બતાવી આપ્યુ છે કે, સસાર આડમ્બરનો ભૂખ્યો નથી, પરંતુ તેને સાદાઇ અને સદાચારની આવશ્યકતા છે સદાચારનું પાલન કરવા સાથે માન્ય ગનીને જગતની સન્મુખ ઊભા રહેવુ એ સૌથી ઉત્તમ વાત છે આવુ વર્તન કરનારાઓ પુરુષ જો બોલે તો તો સારુ છે, પરંતુ કદાચિત ન બોલે તો પણ તેમના દ્વારા જગતનું કલ્યાણ થાય છે અકલ્યાણ થતુ નથી ગાંધીજી જેવા જગપ્રસિદ્ધ પુરુષ જેઓ રાજકોટમા બાલ્યવસ્થામા રહ્યા હતા અને આજે સાદુ જીવન વ્યતીત કરે છે તે પુરુષના કથનની રાજકોટના વતનીઓ ઉપર અસર ન થાય તે વાસ્તવિક રીતે પટેલ સાહેબના કહેવા મુજબ ખેદની વાત થઇ જાય છે નારણુ ભાઇ કહેતા હતા કે "આપ આરંભ સમારંભનો વિચાર કરીને ખાદી અને મીલના કાપડનું અંતર બતાવો છો તે સાભળીને સહુ લોકો વાહવાહ કરવા લાગે છે, પરંતુ તેનો કોઇ ક્રિયાત્મક પ્રભાવ દેખાતો નથી ખાદી સારી છે એમ માત્ર કહેવાથી શુ ફાયદો થાય? વાસ્તવિક રીતે જોતાંમા આવે તો વાહવાહ કહેવાથી શુ લાભ થવાનો છે? આવી વાહવાહને માટે એક કવિએ કહ્યુ છે કે "રીઝ પરવાને કે વાહવાહ બનઇ હૈ।' આવા લોકોએ પોતાના બચાવને માટે વાહવાહ શબ્દ બનાવી લીધો છે ખાદી અને મીલના કપડામા શુ તફાવત છે તે સાભળીને ખાદીની પ્રતિજ્ઞા કરી લેવાથી અને ખાદીને માટે

વાહવાહ કરી દેવાથી ગરીબોને શું લાભ થવાનો છે? જેનો ત્યાગ કરવાથી તમારા પૈસા પણ બચે છે અને ગરીબોનું પાલન થાય છે તેમજ અહિંસાનું પણ પાલન થાય છે તે મીલનું કાપડ જો તમે ન છોડી શકો અને એક પણ શરીર ઉપર તે કાપડ રહે તો તેથી ગાધીજીની જયતિ નથી ઉજવાતી, પરતુ તેમની અવગણના થાય છે કોઇ એક પુરુષ જો ભારથી નાસી રહેલ હોય તેને ખુશ કરવા માટે વાહવાહ કરો, પરતુ તેનો ભાર ઓછો કરવામા કોઇ રીતે સહાયતા ન આપો તો તેની પ્રશસા કરો છો તો એક પ્રકારની નિંદા નથી તો બીજુ શું છે? જો ગાધીજીના જીવનની છાપ રાજકોટના વતનીઓ ઉપર પડી હોય અને રાજકોટના વતનીઓએ ગાધીજીને કારણે રાજકોટને પાવન માન્યુ હોય તો અહીંના વતનીઓ દ્વારા તેમની આ રીતે અવગણના ન થવી જોઈએ

'કલ્યાણ' માસિક પત્રમા એક ચિત્ર આવેલુ છે ચિત્રો જોવા કોને ગમતા નથી? પરતુ આ ચિત્ર શું છે? કોઈ એક કારીગરની કારીગરી છે તેણે પોતાની કલ્પનાથી ચિત્ર બનાવ્યું છે વાસ્તવિક રીતે તેણે સુરદાસને પણ જોયા નથી તેમજ કૃષ્ણને પણ જોયા નથી, પરતુ કેવળ પોતાની કલ્પનાથી ચિત્ર દોર્યું છે આ પ્રમાણે કોઇ કારીગર એવુ ચિત્ર દોરે કે જેમા એક તરફ ગાધીજીને આલેખે અને બીજી તરફ તેમના કાર્યને આલેખે એક તરફ ગાધીજીનું વૃદ્ધ અને દુર્બળ શરીર હોય અને બીજી તરફ તેમનું કાર્ય હોય તો તે બન્નેમાથી તમે કોને પસદ કરશો? કલ્યાણ માસિકમા સુરદાસ અને કૃષ્ણનુ ચિત્ર છે, તે ચિત્ર જોઇને મુગ્ધ થશો? કે જેનુ ચિત્ર છે તેના કાર્યને જોઇને મુગ્ધ થશો? કદાચ તમે કોઇ વ્યક્તિનુ શરીર કે તેનુ ચિત્ર જોતુ હોય અને તે પર મુગ્ધ થઇને તેના કાર્યની પ્રશસા કરવા માડો અને તેના માર્ગને ન અપનાવો તો શું તે પુરુષની અવગણના કહેવાતી નથી?

ભારતનું કલ્યાણ કેવળ ગાંધીજીને માટે વાહવાહ કરવાથી નહીં થાય તેઓ દેશના કાર્યનો જેટલો બોજો ઉપાડે છે તેટલો ભાર ઉપાડવાથી જ ભારતનું કલ્યાણ થઇ શકશે એમ સાંભળ્યું છે કે, ગઇ કાલે પટેલ સાહેબે કહ્યું હતું કે, વર્ષાઋતુમા તો ઘણા દેડકા ઉત્પન્ન થઇને ડ્રાઉ ડ્રાઉ કરવા લાગે છે પરતુ જ્યારે તાપ પડવા માંડે છે ત્યાર તેઓ અદૃશ્ય થઇ જાય છે એ પ્રમાણે જ્યારે આંદોલનનો સમય હોય છે ત્યારે તો ઘણા માણસો એમ કહેવા લાગે છે કે, "અમે પણ દેશભક્ત છીએ" પરતુ જ્યારે રચનાત્મક કાર્ય કરવાનો વખત આવે છે ત્યારે તે ભક્તો કયા અદૃશ્ય થઇ જાય છે? તે વખતે જોવામા પણ આવતા નથી

આ પ્રમાણે ગાંધીજીની વાહવાહ કરવા તો ઘણા મનુષ્યો તૈયાર થાય છે, પરતુ તેમના ઉપદેશ અનુસાર કામ કરવા ઘણા થોડા મનુષ્યો તૈયાર થાય છે રાજકોટનિવાસીઓને હું એમ કહું છુ કે, જો તમે કેવળ વાહવાહ કરવામા જ રહો તો તે ઘણી શરમની વાત છે અને તમારી સાથે મારા માટે પણ શરમની વાત બનશે, કેમકે હું પણ ભારતમા જ જન્મેલો છુ હું એ જાણતો ન હતો કે, કોઇ વખત હું રાજકોટ જઇશ અને પટેલ સાહેબની મારે મુલાકાત થશે પરતુ કોણ જાણે કુદરત શુ કાર્ય કરી રહેલ છે! અત્યારે હું પણ રાજકોટમા છુ અને તેથી મારા માટે પણ એ શરમની વાત બનશે જો તમે ચરબી લાગેલ મીલના કપડાનો ત્યાગ કરો તો તમોને શુ નુકશાન થાય છે? શુ તેમ કરવામા સરકાર તમને રોકે છે? સરકાર તરફથી એવી કોઇ અટકાયત નથી છતા પણ જો કોઈ સરકારની બીકથી ચરબી લાગેલુ કાપડ ન છોડે તો તેવા માણસો દેવાદિકના ઉપસર્ગ વખતે કેવી રીતે નિર્ભય રહી શકશે? જો તમે ચરબી લાગેલ કાપડ છોડી દો અને ખાદી પહેરવા લાગો

# સરદાર શ્રી વલ્લભભાઇ પટેલનું પ્રવચન



આપ પ્રભુના દર્શન કરવાથી મને ઘણો આનંદ થયો છે સાધુ-મતોની સામે ઊભા રહીને ઉપદેશ આપવાની મને આદત પણ નથી અને મને અધિકાર પણ નથી હું આ સમારમા રહેવાવાળો છુ અને મસાર પાપથી ભરેલો છે ભારતમા જે એક મહાપુરષ જન્મેલા છે તેનો હું સીપાહી છુ અને તેમનો સદેશો ગામડે ગામડે પહોચાડવા ફરુ છુ અત્યારે તો હું તીર્થસ્થાનમા આવેલો છુ આ રાજકોટ શહેર તેમના વમવાટનું સ્થાન છે મને ખબર ન હતી કે મારે અહીં આવવુ પડશે અને સતોના મુખે આ ઉપદેશ સાભળવાનું મળશે પરતુ આપણુ ઉપદેશ સાભળવુ એવુ ન થવુ જોઈએ કે, “કથા સુણીને ફૂટયા કાન તોય ન આવ્યુ હૃદયે જ્ઞાન આ જાતનો ઉપદેશ તમે રોજ સાભળો છો પરતુ ‘ મુખમા રામ બગલમે છૂરી ” એ કહેવત અનુસાર વર્ત્તન ન હોય તો આ બધી બહેનોના શરીર પરના વસ્ત્રો પરદેશી કેમ જોવામા આવે? ભારતની એ પદ્ધતિ છે કે, પાપ ધોવા માટે ગગાસ્નાન કરવામા આવે છે, અથવા તો કેસરીયા નાથની યાત્રાએ જઇ આવે છે અને સમજે છે કે, અમારુ પાપ ધોવાઇ ગયુ છે પરતુ એ વિચાર ભૂલભરેલો છે જે કર્મો કરવામા આવે છે તે ભોગવવા જ પડે છે તેથી ત્યાગ ઉપદેશ

એવા મોહમા પડી ગઇ છે કે, તે પોતાના કર્તવ્યને પણ ભૂલી ગઇ છે પુરુષો કરતા સ્ત્રીઓ ઉપર વધારે જવાબદારી છે તેથી સ્ત્રીઓએ વિચારવુ જોઇએ કે, જો "અમે ખાદી પહેરશુ તો ખાદીમા ખર્ચાએલા પૈસા ગરીબોને મળશે અને તે વડે તેમનુ પેટ ભરાશે " જો ખાદી નહીં પહેરવામા આવે તો થોડા લોકો કરોડપતિ થઇ જશે અને તેઓ કરોડપતિ થઇને મોટર ખરીદશે અને એ પ્રમાણે એવા કાર્યો કરશે કે જેમાં મોટા પાપ થશે જેમ હજારો મેઢામા બે ચાર સિંહ રમતા હોય તેવુ જ સામાન્ય વર્ગની પ્રજામા બે ચાર કરોડપતિનુ બનવુ થશે હજારો મેઢામા રહેવાવાળા બે ચાર સિંહોની શુ શોભા હોય છે ? બહાદુરી તો ત્યારે જ કહેવાય કે જ્યારે હજારો વીરોમા સિંહ રમે મેઢાના સમૂહમા રહેવુ તે બહાદુરી નથી અને તેની સાથે રહેવાથી મેઢાને પણ કાઇ લાભ થવાનો નથી, બલ્કે એ હજારો મેઢામા રહેવાવાળા સિંહ દરરોજ બે ચાર મેઢાનો શિકાર કરી નાખશે આ રીતે કરોડો ભૂખે મરતા મનુષ્યોની વચ્ચે બે ચાર કરોડપતિ હોય તેથી કશો લાભ નથી

જૈનધર્મ કોઇ એક જાતિનો ધર્મ નથી સર્વ મનુષ્યો જૈન બની શકે છે તેમા સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ નથી. પરતુ જે આત્માને જાણે છે તે જૈન છે તેથી જ આ ધર્મની સમીપ રાજા કે રક, મોટા કે નાના, સર્વ સમાન છે તેમા જાતિ કે વ્યક્તિનો કોઇ ભેદ નથી પરતુ આજે એવુ છે કે, જૈન મદિર અથવા જૈનઉપાશ્રયમા અસ્પૃશ્યો આવી શકતા નથી હિંદુ ધર્મની આ કુરુઢિનો જૈનધર્મીઓએ પણ સ્વીકાર કર્યો છે તમારે એ કુરુઢિને કાઢી નાખવી જોઇએ કોઇ પણ મનુષ્યને અસ્પૃશ્ય કહેવો એ તેનો તિરસ્કાર છે આ તિરસ્કારથી તેને તલવારના ઝાટકાથી પણ અધિક દુઃખ થાય છે

પણ કાંતવાથી અહિંસાનું પાલન કેવી રીતે થાય? આ શામાં તમે અહિંસા પાળવાવાળા કેમ રહો છો? સાચા અહિંસક માણસે રેંટીયો સર્જન કરીને એવો પ્રબંધ કરવો જોઇએ કે, ભુખે મરતા ઘણા માણસોને રોટલો મળી શકે

જે દેશમા યાન્ત્રારથની ચાલી રહેલ છે તે દેશના માણસો ભારતના આ તપસ્વીને માટે કહે છે કે, "તે કેવો વીર છે કે તલવાર બંદુક વગર પણ આખી સલ્તનતને નુજાવી રહ્યો છે" જગતને એ પ્રેમ કરવાનુ શીખવે છે અને કહે છે કે, તે વગર કલ્યાણ નથી તેઓ એમ પણ માને છે કે, "આ યાન્ત્રપળીને અટકાવવા વાળો ભારતમા

એવા મોહમા પડી ગઇ છે કે, તે પોતાના કર્ત્તવ્યને પણ ભૂલી ગઇ છે પુરુષો કરતા સ્ત્રીઓ ઉપર વધારે જવાબદારી છે તેથી સ્ત્રીઓએ વિચારવુ જોઇએ કે, જો "અમે ખાદી પહેરશુ તો ખાદીમા ખર્ચાએલા પૈસા ગરીબોને મળશે અને તે વડે તેમનુ પેટ ભરાશે. ' જો ખાદી નહીં પહેરવામા આવે તો થોડા લોકો કરોડપતિ થઇ જશે અને તેઓ કરોડપતિ થઇને મોટર ખરીદશે અને એ પ્રમાણે એવા કાર્યો કરશે કે જેમાં મોટા પાપ થશે જેમ હજારો મેઢાઓમા બે ચાર સિંહ વસતા હોય તેવુ જ સામાન્ય વર્ગની પ્રજામા એ ચાર કરોડપતિનું બનવુ થશે હજારો મેઢામા રહેવાવાળા બે ચાર સિંહોની શુ શોભા હોય છે? બહાદુરી તો ત્યારે જ કહેવાય કે જ્યારે હજારો વીરોમા સિંહ રમે મેઢાના સમૂહમા રહેવુ તે બહાદુરી નથી અને તેની સાથે રહેવાથી મેઢાને પણ કાઇ લાભ થવાનો નથી, બલ્કે એ હજારો મેઢામા રહેવાવાળા સિંહ દરરોજ બે ચાર મેઢાનો શિકાર કરી નાખશે આ રીતે કરોડો ભૂખે મરતા મનુષ્યોની વચ્ચે બે ચાર કરોડપતિ હોય તેથી કશો લાભ નથી

જૈનધર્મ કોઇ એક જાતિનો ધર્મ નથી સર્વ મનુષ્યો જૈન બની શકે છે તેમા સ્પૃશ્ય અસ્પૃશ્યનો ભેદ નથી. પરતુ જે આત્માને જાણે છે તે જૈન છે તેથી જ આ ધર્મની સમીપ રાજા કે રક, મોટા કે નાના, સર્વ સમાન છે તેમા જાતિ કે વ્યક્તિનો કોઇ ભેદ નથી પરતુ આજે એવુ છે કે, જૈન મદિર અથવા જૈનઉપાશ્રયમા અસ્પૃશ્યો આવી શકતા નથી હિદુ ધર્મની આ કુરુઢિનો જૈનધર્મીઓએ પણ સ્વીકાર કર્યો છે તમારે એ કુરુઢિને કાઢી નાખવી જોઇએ કોઇ પણ મનુષ્યને અસ્પૃશ્ય કહેવો એ તેનો તિરસ્કાર છે આ તિરસ્કારથી તેને તલવારના ઝાટકાથી પણ અધિક દુઃખ થાય છે

આ તિરસ્કાર શરીરનો નથી પરંતુ તે શરીરમા રહેના આત્માનો થાય છે શરીરમાથી આત્મા ચાલ્યા ગયા પછી બધા અસ્પૃશ્ય જ બની જાય છે તો પછી આત્મા હોવા છતા કોઇનુ પણ અપમાન કરવુ તે ઈશ્વરીય અશનુ અપમાન કરવા બરાબર છે

આપણે સહુ આ સમારમા છીએ અને અત્યારે તો હુ એવા તીર્થસ્થાનમા આવેલો છુ કે જ્યા એ મોટા જૈન થયો છે કે જે જૈન ન હોવા છતા પણ મન, વચન અને કાયાથી જૈનધર્મનુ પાલન કરી રહ્યો છે એ મહા પુરુષના જીવનનું અનુકરણ કરીને તમારે કાઇ પણ પ્રતિજ્ઞા કરવી જોઈએ તેમ કરવાથી તમારા સાધુદર્શન અને ઉપદેશશ્રવણ સફળ થશે આટલુ કહીને તમોને તેમજ મને એવી દૃઢતા પ્રાપ્ત થાઓ એ ભાવના સાથે હુ વિરમુ છુ



# મહાત્માજીનુ મિલન*



મારે તમને એક વાત કહેવી છે આ વાત જો કે મોડી યાદ આવી છે, છતા તે કહેવા યોગ્ય હોવાથી યોગમા કહું છુ —

કાલે ગાધીજી અહીં આવ્યા અને આજે પાછા ગયા તેમને જોવા માટે અનેક લોકો ગયા હશે પણ જે લોકો ગયા હતા તેમને હુ પૂછું છુ કે તેઓએ તેમનામા શુ જોયુ? તેમનુ સ્થૂળ શરીર કે તેમનુ કાર્ય?

આજે ગાધીજી સુધારક કે મહાપુરુષ મનાય છે, તે તેમના સ્થૂળ શરીરને લીધે કે તેમના કાર્યને લીધે?

કાલે ગાધીજી અહીં મારી પાસે પણ આવ્યા હતા મે તેમની સાદાઇ જોઇ કે, તેમણે નાનકડુ પચીયુ તો પહેરેલુ હતુ અને થોડુ કપડુ શરીર ઉપર ઓઢેલું હતું આ તેમની કેટલી સાદાઇ! આ સાદાઇને કારણે જ લોકો તેમને જોવા જાય છે અને તેમને એટલા બધા ઘેરી લે છે કે, તેઓ કહેતા હતા કે, "વ્યાખ્યાનમા હુ કેવી રીતે આવુ! લોકો મને જોઇને બેસવા જ દેતા નથી!" આ પ્રમાણે

---

* મહાત્મા ગાધીજી પોતાના રાજકોટના પ્રવાસ દરમ્યાન તા ૨૯-૧-૩૬ ને દિવસે પૂજ્ય મહારાજશ્રીની મુલાકાતે ભોજનશાળામાં પધારતાં તે પ્રસગને અનુસરી બીજે દિવસે ગાધીજીના જીવન ઉપર પૂજ્યશ્રીએ દર્શાવેલા વિચારો

ગાધીજીનુ જીવન સ્થૂલ શરીર અને તેમનુ કાર્ય એમ બે વિભાગોમા વહેચાઇ ગએલુ જણાય છે જે લોકો તેમને જોવા ગયા હતા તેમણે શુ જોયુ? આ વિષે વિચાર કરતા મને એક ચોભગી યાદ આવે છે

સમાજમા ચાર પ્રકારના લોકો હોય છે —એક તો એવા પ્રકારના લોકો હોય છ કે જેઓ ગુણ જ જુએ છે, રૂપ જોતા નથી બીજા એવા હોય છે કે તેઓ રૂપ જ જુએ છે, ગુણ જોતા નથી ત્રીજા એવા પ્રકારના હોય છે કે તેઓ રૂપ પણ જુએ છે અને ગુણ પણ જુએ છે અને ચોથા એવા પ્રકારના લોકો હોય છે કે જેઓ ગુણ પણ જોતા નથી તેમ રૂપ પણ જોતા નથી આ ચોભગી ઉપરથી જે લોકો ગાધીજીને જોવા ગયા હતા તેઓ શા ઉદ્દેશે ગયા હતા તેનો નિર્ણય કરી શકાય છે।

કેટલાક લોકો 'અમે ગાધીજીની આગળ સારા લાગીએ' એ માટે ખાદી પહેરીને પણ ગયા હશે! આ પ્રમાણે 'અમે સારા લાગીએ એમ બતાવવા માટે જ જે લોકોએ ખાદી પહેરી હશે તેમને માટે એમ કહી શકાય કે, તેમણે રૂપ જ જોયુ છે, ગુણ જોયો નથી કેટલાક લોકો એવા પણ હશે કે, જેઓ ગાધીજીના શરીરને જોઇને શુ કરવુ છે! તેમણે જે કાર્ય બતાવ્યુ છે તે કરવુ જોઇએ! તેઓ અહિંસા અને સત્યના માર્ગે જવા માટે માસ, મદિરા તથા ચરબી લગાવેલ વસ્ત્રોનો ત્યાગ કરવાનુ કહે છે માટે આપણે તો તેમણે બતાવેલા કાર્યોને જ અપનાવવા જોઇએ। આ પ્રમાણે કહેનારાઓ અને વર્તનારાઓએ રૂપ નહિ પણ ગુણ જોયો છે એમ કહી શકાય

મે ગાધીજીની આત્મકથામા વાચ્યુ છે કે જ્યારે પહેલીવાર તેઓ વિલાયત જતા હતા ત્યારે તેમણે મુનિશ્રી બેચરજીસ્વામી નામના

આપણી સપ્રદાયના સાધુની પાસે માસ, મદિરા અને પરસ્ત્રી-સેવનનો ત્યાગ કર્યો હતો આ પ્રતિજ્ઞાના પ્રતાપે જ ગાધીજી, ગાધીજી તરીકે પકાયા નહિ તો કોણ જાણે શુ થાત? એચરજી સ્વામીને મે તો જોયા નથી, પણ કેવળ તેમનું નામ સાભળ્યુ છે પરતુ તમારામાથી એવા કોઇ હશે કે, જેમણે તેમની સેવા કરી હોય! એ મહાત્માએ આ ત્યાગથી ખરી વસ્તુને એવી દૃ તિજોરીમા પ્રધરી કે, જે ત્યાગગુણને લીધે તેઓ જગપ્રસિદ્ધ થઇ ગયા ગાધીજી આ પ્રમાણે ત્યાગ કરી વિલાયત ગયા ત્યા તેમને ત્યાગથી ચ્યુત થવાના અનેક પ્રસગો આવ્યા પણ ગાધીજીએ એમ જ કહ્યુ કે, મે જે મહાત્માની પાસે ત્યાગ લીધો છે તે મહાત્માને અને જેમની પ્રેરણાથી મે એ ત્યાગ લીધો છે તે મારી માતાને હુ ઠગી શકુ નહિ' આ પ્રમાણે ગાધીજીએ માસ, મદિરા તથા પરસ્ત્રીસેવનનો ત્યાગ કર્યો અને એ ત્યાગના પ્રતાપે જ આજે ગાધીજી જગતવદ્ય બની રહ્યા છે અને લોકો તેમને જોવા જાય છે

જો કોઇ માણસ ગાધીજીને જોવા જાય પણ ગાધીજીએ માસ મદિરા અને પરસ્ત્રીસેવન એ દુર્ગુણોનો ત્યાગ કર્યો હતો તે દુર્ગુણોને છોડે નહિ તો શુ તે ગાધીજીને સમજી શક્યો છે? અને તેમને સમ્યકૂરીતે જોઇ શક્યો છે?

કહેવાનો ભાવાર્થ એ છે કે, એક એવા પ્રકારના લોકો હોય છે કે, જેઓ કેવળ રૂપને જ જુએ છે, ગુણને જોતા નથી, બીજા લોકો એવા પણ હોય છે કે જેઓ રૂપ તો જોતા નથી, પણ તેમના બતાવેલા માર્ગે ચાલે છે—તેમના ગુણને જુએ છે અને તેને અપનાવે છે ત્રીજા લોકો એવા પ્રકારના હોય છે કે, જેઓ ગાધીજીના શરીરને પણ જુએ છે અને તેમના કાર્યને પણ અનુસરે છે તેઓ એમ વિચારે છે કે, જે કાર્યથી દેશ, જાતિ અને આત્માનું કલ્યાણ

થાય છે અને અહિંસાનું પાલન છે તે વાત ગાંધીજી પાસેથી મળી છે માટે તેમને જોવા અને તેમણે કહેલા કાર્યોને અપનાવવા જોઈએ એમા કલ્યાણ છે ત્રણ પ્રકારના લોકો તો આ પ્રમાણે હોય છે પણ ચોથા પ્રકારના લોકો એવા હોય છે કે, તેઓ ગાંધીજીના શરીરને પણ દેખતા નથી તેમ તેમના કાર્યને પણ અનુસરતા નથી ઊલટું ગાંધીજીની નિંદા કરે છે અને ગાંધીજીએ જ અમારું અહિત કર્યું છે એમ છાતી કૂટીને કલ્પાંત કરે છે

સંસારમાં આ ચાર પ્રકારના માણસો હોય છે એમ ભગવાન કહી જ ગયા છે, પરંતુ તમે કઈ શ્રેણીમાં રહેશો એનો તમે પોતે વિચાર કરો

જેમની પાસે ત્યાગ લેવાથી ગાંધીજી માંસ, મદિરા અને પરસ્ત્રીના સેવનથી બચી શક્યા અને એ કારણે ગાંધીજી જે મહાત્માનો ઉપકાર માને છે તેમના તમે શિષ્યો હોવા છતાં પણ જો કેવળ શરીરના રૂપને જ જુઓ અને ગુણોને ન જુઓ તો એમ જોવા માત્રથી શું વળવાનું છે? તમે જેમને તમારા ગુરુ કહો છો તેમની પાસે ત્યાગ ધારણ કરી ગાંધીજી પોતાને સુરક્ષિત રાખી શક્યા અને એકવાર લીધેલો ત્યાગ તેમણે દૃઢતાપૂર્વક પાળી બતાવ્યો પણ તમે કેવળ ઉપદેશ સાંભળીને જ બેઠા રહો અને કાર્યમાં ન ઉતારો તો તમે કેવળ રૂપને જ જુઓ છો ગુણને જોતા નથી એમ કહેવાય ગાંધીજી પોતે પણ જે મહાત્માનો ઉપકાર માને છે એ મહાત્માના શિષ્ય હોવા છતાં પણ જો તમે અહિંસાને વધારનારી વાતોને જીવનમાં ન ઉતારો તો તમને શું કહેવું? તમે દિવસ અને રાત ઉપદેશ સાંભળો છો, અને એ માટે દૂરદૂરથી ઉપદેશ સાંભળવા આવો છો તેમ છતાં તમારા હૃદયમાં અહિંસાને વધારનારી વાતો ઊતરતી નથી એનું શું કારણ? અને ગાંધીજીએ એક જ વારના ઉપદેશને સદાને માટે હૃદયમાં

સ્થાન આપ્યુ તથા ઉપદેશ તથા ત્યાગ વિરુદ્ધ કામ કરવાના કેટલીના પ્રસગો આ થા છતા પોતાની પ્રતિજ્ઞા ઉપર દૃઢ રહ્યા તેનુ શુ કારણુ? એનો જરા વિચાર કરો તો તમને જણાશે કે તેમના હૃદયમા સાચી સાધુતા પ્રતિ સાચી શ્રદ્ધા અને સાચો પ્રેમ છે તેઓ કાલે અહીં આવ્યા હતા, ત્યારે કહેતા હતા કે, 'જો કે મને સમય ન હતો પણ જ્યારે હુ અહીં આવ્યો છુ ત્યારે તમને મળ્યા વિના કેમ જઈ શકુ'' તેમના આ કથન ઉપરથી જણાય છે કે, તેમના હૃદયમા સાચા સાધુ-સતો પ્રતિ કેવુ સ્થાન છે! તમારામા આ પ્રકારની શ્રદ્ધાની ખામી છે અને આ જ કારણે અહિંસાની વાત તમારા હૃદયમા સ્થાન પામતી નથી અને જેમને તમે ગુરુ કહો છો તેમણે અહિંસા વિષે વારવાર આપેલો ઉપદેશ પણ પ્રાય વ્યર્થ થાય છે

કહેવાનો આશય એ છે કે, તમે કેવળ બહારના શરીરને જોવામા જ ન રહો પણ ગુણને પણ જુઓ અને એ ગુણને જીવનમા ઉતારવાનો પ્રયત્ન પણ કરો! જે અહિંસાનો પ્રચાર કરે છે તેમને ભૂલી ન જાઓ! ગાધીજીને માનનારાઓ કે જેમની પાસે ગાધીજીએ માસ-મદિરા આદિનો ત્યાગ લીધો હતો એ મહાત્માઓને માનનારાઓ હોવા છતા પણ જો તમે લોકોએ ચરબીના વસ્ત્રોનો ત્યાગ કર્યો નહિ તો વાસ્તવમા તમે ગાધીજીને સમજી શકયા નથી, તમારા ગુરુને પણ સમજી શકયા નથી, અહિંસાને પણ સમજી શકયા નથી, અને ભગવાન મહાવીરને પણ સમજી શકયા નથી ભલે ગાધીજી હોય કે બીજુ કોઈ હોય પણ ભગવાન મહાવીરે તો કહ્યુ છે કે, "જેઓ અહિંસાનો પ્રચાર કરે છે તેમનું કહ્યુ માનવુ અને તેમના ઉપદેશને હૃદયમા ઉતારવો એ કર્તવ્ય છે'

ચરબીના વસ્ત્રોનો તમારી પાસે ત્યાગ કરાવવામા સાધુ-સતોની જવાબદારી વિશેષ છે જ્યારે સાધુ-સતો પોતે પોતાની જવાબદારીને

સમજે ત્યારે જ અહિંસાનું પાલન થઇ શકે છે અને તમારી પાસે ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરાવી શકે છે પણ જ્યાસુધી પોતે જ ચરબીના વસ્ત્રો છોડે નહિ ત્યાસુધી બીજાને ચરબીના વસ્ત્રોને છોડાવી પણ કેમ શકે? અને તેમના ઉપદેશની અસર પણ શુ પડે? ગાધીજી જો પોતે ચરબીના વસ્ત્રો પહેરે અને બીજાને તેનો ત્યાગ કરવાનું કહે તો શુ તેમના કથનની લોકો ઉપર અસર થાય ખરી? આ જ પ્રમાણે સાધુ લોકો જ્યાસુધી પોતે જ ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરે નહિ ત્યાસુધી તેમના ઉપદેશની અસર કાઇ પડી શકે નહિ। મધ એમ કહે કે, સાધુ લોકો તો ગૃહસ્થોને ત્યાથી કપડા લાવે છે એટના માટે તેમને જેવા કપડા મળે છે તેવા જ તેમને પહેરવા પડે છે પણ જ્યારે ચરબીના વસ્ત્રો મળે છે ત્યારે શુ તપાસ કરવાથી ચરબી વિનાના ખાદીના વસ્ત્રો નથી મળતા શુ? મળે છે એટના માટે સાધુઓએ સર્વપ્રથમ ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરવો જોઇએ અને પછી લોકોને ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરવાનો ઉપદેશ આપવો જોઇએ જે ચરબીના વસ્ત્રો માટે ઘોર હિંસા કરવામા આવે છે એ વસ્ત્રોનો ત્યાગ કરો એ જ તમારા માટે ઉચિત છે જો અહિંસા અને ભગવાન મહાવીરને તમે સમજ્યા છો તો તમારે ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરવો જ જોઈએ ચરબીના વસ્ત્રોનો ત્યાગ કરવાથી સ્વાર્થ સાથે પરમાર્થ પણ સધાય છે, જીવનમા સાદાઇ આવે છે, અને અહિંસાનું પાલન પણ થાય છે ચરબીના વસ્ત્રો માટે કેવા કેવા હત્યાકાંડો થાય છે એ જાણવા છતા એવા વસ્ત્રોને વાપરવા તે અહિંસાની અવહેલના કરવા બરાબર છે

કેટલાક લોકો એમ કહે છે કે, અમારી પાસે પહેલાના મીલના કપડા પડ્યા છે તેને તો અમે પહેરી નાખીએ? પણ અહિંસાની આરાધના માટે શુ એ વસ્ત્રોનો ત્યાગ થઈ શકે નહિ? એવા કપડાનો મમત્વભાવ ઉતરી ન શકે? જો સઘા લોકો એમ કહેવા લાગે કે,

અને પહેરવાના કપડાં પહેરી શકીએ, તો તો ઘણા લો । પાગે એવા મીલના કપડાનો એટલો ગંધો જથ્થો છે કે તેમની આખી ્ની માટે પૂરતા છે! આવી દશામા તો તેઓ આખી જીંદગી એ વસ્ત્રો માટે થતી હિંસાના પાપને છોડી શકે નહિ! એટલા માટે અહિંસાની રક્ષા કરવા માટે આવા હિંસાવર્ધક ચ મીના વસ્ત્રોનો ત્યાગ કરવો જોઈએ જેમ અહિંસાની રક્ષા માટે ચરબીના વસ્ત્રો ત્યાગ્ય છે તેમ રેશમી વસ્ત્રો પણ ત્યાગ્ય છે

એવું સાંભળ્યું છે કે એક ગજ રેશમી કપડાને માટે હજારો જીવિત કીડાઓને ગરમ પાણીમા નાખી મારી નાખવામા આવે છે તમે ભગવાન મહાવીરના શિષ્ય અને અહિંસાના ઉપાસક છો માટે આવી પાપપૂર્ણ ચીજોનો ત્યાગ કરવામા જ તમારું કલ્યાણ અને ભગવાન મહાવીર તથા અહિંસાની ઉપાસના રહેલી છે

